# : નિવેદન :

શ્રી ગોવર્ધન શતાબ્દી અંગે યોજવા ધારેલી જેની નાયમી પ્રવૃત્તિ તે શતાબ્દી વ્યાખ્યાનમાળાની યોજના. એ શુભ યોજનાની ભૂમિકા રચાઈ ગઈ છે અને તા ૩-૧૦-૫૭ ને ગુરુવારે, વિજયાદશમીને મંગલ દિવસે આપણા લબ્ધપ્રતિષ્ઠ વિવેચક શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી પ્રથમ વ્યાખ્યાન આપીને તેનો પ્રારંભ કરશે. બે વર્ષના અક્ષમ્ય લાંબા ગાળા બાદ, શતાબ્દી અને ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૯મા, અને સાથે સાથે સુવર્ણ-જયંતી સંમેલનનો સંયુક્ત અહેવાલ બહાર પાડતાં અમે ઊંડા અસંતોષની લાગણી અનુભવીએ છીએ. અહેવાલ સમયસર બહાર પડવો જોઈતો હતો પણ અણધાર્યા પ્રતિકૂળ સંજોગો આગળ તેમ જલદી થઈ શકે તેમ ન હતું તેથી આ વિલંબ ક્ષમ્ય ગણાશે એટલી અમારી અપેક્ષા.

શતાબ્દીની પ્રાથમિક યોજના જ્યારે અમે વિચારવા માંડી અને તે અંગેની થોડી ઘણી પ્રવૃત્તિને આરંભ કર્યો ત્યારે અમને ઘણી દિશાઓમાંથી ચેતવણીના સૂર સંભળાવા માંડેલા, ખાસ કરીને આર્થિક ક્ષેત્રે અને તેમાંય જ્યારે સાહિત્ય પરિષદ સંમેલનનું ૧૯મું અધિવેશન તેના સુવર્ણ મહોત્સવને છાજે તેવી રીતે ભરવાની જવાબદારી પણ સ્વીકારી લીધી ત્યારે તો અમને પણ થયું કે અમે કંઈ વધુ પડતા ઉત્સાહમાં તો નથી તણાઈ જતા ને? છતાં ઊંડે ઊંડે એક ખાતરી તો હતી જ કે કોઈ પણ શુભ પ્રવૃત્તિના સંચાલનમાં ગમે તે રીતે મદદ મળી જ રહે છે અને અમને પણ મળી રહેશે. નડિયાદ કે ખેડા જિલ્લાનો અમારો અનુભવ પણ અમને ટેકો આપતો હતો કે પૈસાને અભાવે કોઈ સાચી પ્રવૃત્તિ બંધ પડશે નહિ અને ખરેખર બન્યું પણ તેમ જ. ફાળા માટે જ્યારે શ્રી ચુનીભાઈ મ. પટેલ અને શ્રી ચમનલાલ ન. પટેલ ખેડા જિલ્લાના મુખ્ય મુખ્ય ગામોમાં ફરવા નીકળ્યા ત્યારે તેમને ખરેખર સારો ઉત્સાહી જવાબ મળ્યો. પરંતુ તે માટે જ્યારે તેઓ ગોધિયા વગેરે સ્થળોએ ગયા ત્યારે તો પૂર્ણ સંતોષ થાય તેવી રીતે એક મોટા ખર્ચનો પ્રશ્ન પણ ઊકલી ગયો. શ્રી જે. પટેલની કંપની વતી શેઠ શ્રી મનોહરભાઈએ ભોજનનું સંપૂર્ણ ખર્ચ ઉપાડી લેવાની તૈયારી બતાવી. અમને પાકી ખાત્રી થઈ કે હવે બંને પ્રસંગો સારી રીતે ઊકલી જશે. નગીન વિસનગરા નાટકના કાર્યક્રમો પણ લોકોને ઘણા આકર્ષક લાગ્યા અને પરિણામે સ્વાગત સભ્યોની સંખ્યા ઉત્તરોત્તર વધવા લાગી. આનો પણ અમને મોટો ટેકો મળી રહ્યો. તે ઉપરાંત મુખ્ય મુખ્ય યુનિવર્સિટીઓએ પણ પોતાનો ફાળો નોંધાવીને કામ સરળ બનાવી મૂક્યું. સાથે સાથે નાના મોટા અનેક દાતાઓએ યથાશક્તિ મદદ કરવા માંડી ને આર્થિક પ્રશ્ન બાબત અમે નચિંત બન્યા.

પણ બીજી એક દિશામાંથી ઉગ્ર મતભેદના ભણકારા સંભળાવા લાગ્યા. સાહિત્ય પરિષદની નીતિરીતિ બાબત ગુજરાતના અમુક વર્ગમાં ભારે અસંતોષની લાગણી ઘણા સમયથી પ્રવર્તતી હતી જ. પણ આ વખતે તેમાં વિશેષ ભરતી આવી અને કંઈક સક્રિય પગલાં ભરવાના પણ નિર્ણયો લેવાયા. વિરોધ પક્ષ પૂરી તૈયારી સાથે જરૂર પડ્યે સંમેલનના સ્થળની સામેના વડ નીચે સ્વતંત્ર સંમેલન ભરવા પણ ઉત્સુક હતો. પરંતુ સદ્‌ભાગ્યે નવાજૂનાનો મેળ ખાધો અને ચાલુ પરિષદનું બંધારણ, જે અહીં નડિયાદમાં જ ૧૯૨૧માં ૧૦મા સંમેલનના પ્રમુખ સદ્‌ગત શ્રી ભૂલાભાઈ દેસાઈની દોરવણી નીચે, મંજૂર થયું હતું તે જ નડિયાદમાં એ જ બંધારણ ફેરવવા માટેના પ્રયત્નો પણ ગતિશીલ બન્યા અને પરિણામે આખો પ્રશ્ન સંપૂર્ણ શાંતિભર્યા વાતાવરણમાં ઊકલી ગયો.

આમ બંને સમારંભો તેના ગૌરવને છાજે તેવી રીતે પાર પડ્યા. બહારથી આવનાર અનેક મહેમાનો પણ તેમાં સાક્ષી પૂરતા હતા. જેમણે અનેક સંમેલનોમાં હાજરી આપી છે એવા એક નામી સાહિત્યકારે અમને કહેલું કે આ સંમેલનની વિશિષ્ટતા એ છે કે ત્રણેય દિવસ સુધી અને સવારસાંજના બધા કાર્યક્રમોમાં શ્રોતાઓની-અને તેમાંયે ખાસ કરીને બહેનોની-સતત હાજરી ચાલુ રહી હતી. તેમણે માન્યું નડિયાદમાં જ

જોઈ. સામાન્ય રીતે આવું અન્યત્ર બનતું નથી. એક દિવસ બાદ લોકોનો ઉત્સાહ ઓસરી જાય છે અને માત્ર એ સાહિત્યરસિકોનું જ સંમેલન બની રહે છે. પણ નડિયાદની જાહેરજનતાએ બધા જ કાર્યક્રમોમાં સારી રીતે ભાગ લઇને એક નવો ચીલો પાડયો. એમ પણ કહી શકાય કે હવે સામાન્ય લોકો પણ આવી સંસ્કારી પ્રવૃત્તિઓમાં વધુ રસ લેતા થયા છે. પ્રજાનો પ્રાણ બધી દિશાઓમાં વહેતો અનુભવી શકાય છે તેનું પણ આ દર્શન હોય.

બીજા એક શુભ સમાચારની નોંધ લેતાં અમે હર્ષ અનુભવીએ છીએ. જે મકાનમાં શ્રી ગોવર્ધનરામ નિવાસ કરતા હતા તે હવે શ્રી ગોવર્ધન સ્મૃતિ મંદિર રૂપે કાયમી સ્મારક બને છે, એ પણ એક મંગલ સુયોગ છે. આ રીતે નડિયાદ શ્રી ગોવર્ધનરામનું ઋણ અદા કરી સંતોષ અનુભવે છે.

આવા સમારંભો અનેક વ્યક્તિઓના સહકાર વગર પાર ન જ પડે એ દેખીતું છે અમને પણ ઘણા ભાઈ-બેનોનો સાથ અને સહકાર મળેલાં છે. શરૂઆતથી જ આ કામમાં રસ લઇ સલાહસૂચન આપનાર મુ. શ્રી પોપટલાલભાઇનો, શ્રી ગોવર્ધન શતાબ્દી ફાળો ઉઘરાવવામાં પ્રત્યક્ષ મદદ કરનાર શ્રી. બંસીલાલ દેસાઇનો અને મુંબાઈમાં રહીને શ્રી ગોવર્ધનરામની શિલ્પકૃતિ બાબત ઘણી ચીવટપૂર્વક ધ્યાન રાખનાર શ્રી ધર્મસુખરામ-ભાઇનો પણ આભાર માનવો ઘટે. તે ઉપરાંત શ્રી ગોવર્ધનરામની આબેહૂબ શિલ્પકૃતિની રચના કરનાર શ્રી વાઘ બંધુઓનો પણ અમે આભાર માનીએ છીએ.

વળી અહેવાલના છાપકામમાં કાળજીપૂર્વક રસ લઈ તેને બને તેટલો સુંદર બનાવવા માટે આશ્રમ પ્રેસના કર્મચારીઓનો, પ્રુફ સુધારણામાં મદદ કરવા માટે શ્રી નિત્યાનંદ ઠાકરનો અને હિસાબનું કામકાજ પૂરી ધીરજથી સંભાળી પૂરું કરવા બદલ શ્રી રતિલાલ સરૈયાનો આભાર માનીએ છીએ. તે ઉપરાંત પુરસ્કાર લીધા વિના હિસાબ ઓડિટ કરી આપવા બદલ અમે શ્રી. સી. એસ. પટેલ, ચાર્ટર્ડ એકાઉન્ટન્ટનો આભાર માનીએ છીએ.

અંતમાં, બે શોકભર્યા પ્રસંગોનો ઉલ્લેખ કરવો અનિવાર્ય છેઃ

શ્રી ગોવર્ધનરામના પ્રમુખપણા નીચે અમદાવાદમાં ભરાયેલી પ્રથમ પરિષદમાં તેમજ નડિયાદમાં ભરાયેલી આ છેલ્લી પરિષદમાં પણ હાજર રહેનાર, વયોવૃદ્ધ છતાં-જુવાન નહિ પણ-બાળકસુલભ સરળતા અને ઉત્સાહથી, હાજર રહેવાનો આગ્રહ રાખનાર શ્રી કૃષ્ણલાલકાકાનું અવસાન થયું એ એક દુઃખદ બીના છે. તેમના જેવા સતત ઉદ્યોગપરાયણ અને સમભાવી સાક્ષરોની હારમાળાના છેલ્લા અંકોડારૂપ તે હતા. પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો.

કરુણ અને ઘેરા શોકનો બીજો પ્રસંગ તે આશાસ્પદ સંગીતજ્ઞ કુમારી બેન વીણાનું મૃત્યુ. તેને આપણી પાસેથી ઊગતી વયે મૃત્યુએ છીનવી લેતાં, નડિયાદને ભારે એવી ખોટ પડી છે. શતાબ્દી તથા સંમેલનને સફળ બનાવવામાં તેની સેવાની અમે નોંધ લઇએ છીએ. પ્રભુ એમના આત્માને શાન્તિ આપે એજ પ્રાર્થના.

છેલ્લી બાબત બને સમારંભોમાં પોતાની શકિત અનુસાર અનેક વ્યક્તિઓએ અને સંસ્થાઓએ પૂરો સાથ આપીને સમારંભોને સફળ બનાવ્યા છે. જ્યાં શકય હતું ત્યાં નામનો ઉલ્લેખ કરીને આભારદર્શન કર્યું જ છે; છતાં પણ જો કોઈ ભાઇ કે સંસ્થાનો ઉલ્લેખ કરવો રહી જતો હોય તો તેમનો પણ અમે આભાર માનવાની તક લઇએ છીએ. અસ્તુ.

વિજયાદશમી
૩-૧૦-'૫૭
**નડિયાદ.**

**– મંત્રી મંડળ –**
શતાબ્દી અને સંમેલન.



પ્રબોધમૂર્તિ શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

જન્મ તા ૨૦-૧૦-૧૮૫૫ અવસાન તા ૪-૧-૧૯૦૭

શ્રી ગોવર્ધન શતાબ્દી  સ્વાગત પ્રવચન  શ્રી બાબુભાઇ પટેલ



વયોવૃદ્ધ સાક્ષર શ્રી કૃષ્ણલાલ ઝવેરી
શતાબ્દીના મંગલ પ્રવચનકાર



શતાબ્દી પ્રમુખ શ્રી મુનશીજી



શ્રી ગો મા. ત્રિ. ની પ્રતિમાની અનાવરણ વિધિ



પ્રતિમા

'સાક્ષરવર્ય શ્રી ગો મા ત્રિ ને શ્રી મુનશીજીની ભાવભરી અંજલિ



પ્રતિમાની છાયામા વ્યાસપીઠ



કલાપ્રદર્શનના વિશિષ્ટ પ્રેક્ષક



સાસ્કારિક પ્રવૃત્તિઓમા બહેનોનો રસ



કલા પ્રદર્શનની મુલાકાતે

## પ્રખ્યાત સી. જે. કું. ના સૂત્રધારો જેમણે મિષ્ટ ભોજનની ભારે જવાબદારી ઉપાડી લીધી



શ્રી ઝવેરભાઇ પટેલ



શ્રી છોટાભાઇ પટેલ



શ્રી મણિભાઈ પટેલ



શ્રી રમણભાઈ પટેલ

# વિભાગીય પ્રમુખો .



શ્રી મનોરભાઈ પટેલ
જેમણે કલાપ્રદર્શનનું ઉદ્ઘાટન કર્યું
(મી જે. એન્ડ કો )



શ્રી મગનભાઈ દેસાઈ · પત્રકારત્વ વિભાગ



શેઠ શ્રી નટવરલાલ વોરા
( સી. જે. એન્ડ કો. )



શ્રી લાલભાઈ દેસાઈ : કેળવણી સંસ્કાર વિભાગ

# વિભાગીય પ્રમુખો



શ્રી ઉમાશંકર જોષી  સાહિત્ય વિભાગ



શ્રી ભોગીલાલ સાંડેસરા
પુરાતત્ત્વ વિભાગ



શ્રી ડી જી વ્યાસ  નાટ્યકલા વિભાગ



શ્રી પ્રાણજીવન પાઠક  ધર્મ તત્વજ્ઞાન વિભાગ

# નાટકના સફળ સંચાલનમાં જેમણે ફાળો આપ્યો



શ્રી મધુ ઠાકર, શ્રી ઉમેશ ઠાકર, શ્રી જશવંત ઠાકર, શ્રી અજિત ડાભી, શ્રી દેવદાસ પંડયા



રંગકવિ શ્રી રઘુનાથ
'સરસ્વતીચંદ્ર' માંથી નાટ્ય રૂપાંતર કરનાર



શ્રી બેચરદાસ મ. ચાહ
સ્થાનિક કારોબારીના પ્રમુખ



'સરસ્વતીચંદ્ર' ના નાટ્યરૂપાંતરના કલાકારો



કુમુદ
કુ. કાન્તા શાહ

ચંદ્રાવલી મૈયા
કુ. હર્ષિદાબેન

નાટકની એક વિલક્ષણ ઘડી

# : અનુક્રમણિકા :



## પ્રથમ વિભાગ



## દ્વિતીય વિભાગ

## વિભાગીય ભાષણો



## પરિશિષ્ટ





# શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ

નડિયાદ

વિજયા દશમી

( ૨૬-૧૦-૧૯૫૫ )

બુધવાર

*

પ્રથમ વિભાગ

## અહેવાલ તથા વ્યાખ્યાનો

*

પ્રમુખ . શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

સ્વાગત પ્રમુખ : શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ

મંગલ પ્રવચન : દિ. બ. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

*

સંપાદકો :

મંત્રી મંડળ :

શાન્તિલાલ ઠાકર

રણજિતભાઇ પટેલ

મધુસૂદન ઠાકર

સોમાભાઈ પટેલ

# પ્રા સ્તા વિ ક.

નડિયાદમા ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરવા માટેની સગવડરૂપ આર્ટ્સ અને સાયન્સ કૉલેજની સ્થાપના થતા ગામના યુવાન વિદ્યાર્થીઓને અન્ય સ્થળોએ જવાની જરૂર ન રહી. વળી કૉલેજની કેળવણી સાથે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે વણાઈ જતી કેટલીક સાહિત્યકીય અને સાસ્કારિક પ્રવૃત્તિઓ પણ આકાર લેવા લાગી. તેમાની એક અગત્યની પ્રવૃત્તિ તે શ્રી ગોવર્ધન સાહિત્ય સભા. તેની સ્થાપના અને સચાલનમા શ્રી અનામી વગેરેનો ફાળો નોંધપાત્ર ગણાય. એજ સસ્થાને આશ્રયે શ્રી ગોવર્ધનરામના પ્રશસક શ્રી બેચરદાસ મ. પટેલે પોતાના ખર્ચે શ્રી ગોવર્ધનરામ તરફની ભક્તિને વશ થઈ યત્કિંચિત ઋણ અદા કરવા તેમનુ તૈલચિત્ર તૈયાર કરાવ્યુ અને તેની અનાવરણવિધિ માટે સાહિત્યસ્વામી ગણાતા માનનીય શ્રી કનૈયાલાલ મુન્શીને વિનતી કરી અને યોગ્ય રીતે જ તેમણે તે વિનતી સ્વીકારી. આજે એ સુદર તૈલચિત્ર સ્થાનિક ટાઉન હૉલમા જોઈને આપણે આનદિત થઈએ છીએ.

આમ શ્રી ગોવર્ધનરામને આપણે ક્યારેય ભૂલ્યા તો નથી જ. તેમણે આપેલા સસ્કારો આપણા લોહીમા વણાઈ ગયા છે. હવામા આ પ્રમાણે તેમના પ્રત્યેની ભક્તિના સૂક્ષ્મ આદોલનો તો હતા જ. તેવામા શ્રી ગોવર્ધનરામની શતાબ્દીનો વિચાર એકવાર શ્રી સોમાભાઈ વ. પટેલના મનમા શાળાના વિદ્યાર્થીઓનો વર્ગ લેતા સ્ફુર્યો અને એ બળવાન વિચારે પોતે સ્વાભાવિક રીતે જ પોતાનો માર્ગ કરવા માડ્યો. એ વાતનો પ્રસ્તાવ તે ભાઈએ શ્રી શાન્તિલાલ ઠાકર, શ્રી મધુસૂદન ઠાકર વગેરે સ્નેહીઓ આગળ મૂકતા સઘળાએ તેને ઉત્સાહપૂર્વક ઉપાડી લીધો. પછી તે વાત મિત્રમડળમા વહેતી મૂકાઈ. ઘણાખરા મિત્રોએ અને વડીલોએ તે વાતને ટેકો આપ્યો. એને તેની પ્રાથમિક વિચારણા કરવા સૌથી પ્રથમ સભા શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલયને મેડે દિ. બ. ચીમનલાલ મહેતાને પ્રમુખપદે મળી. તેમા નડિયાદના વીસેક નાગરિકો હાજર હતા. તેમણે સર્વાનુમતે તે કાર્ય માટેની સમિતિના પ્રમુખ તરીકે શ્રી બાબુભાઈ જશભાઈ પટેલની તેમની ગેરહાજરીમા વરણી કરી અને શ્રી શાન્તિલાલ ઠાકર, શ્રી અનામી, શ્રી સોમાભાઈ વ. પટેલ અને શ્રી મધુસૂદન ઠાકરને મત્રીઓ તરીકે નીમ્યા.

પછી જ્યારે શ્રી બાબુભાઈ જ. પટેલ નડિયાદ આવ્યા, ત્યારે શ્રી શાન્તિલાલ ઠાકર અને શ્રી નિત્યાનદ તેમને ઘેર ગયા અને શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવના વિચારબીજથી માડીને તેમની પ્રમુખ તરીકેની વરણી સુધીની બધી હકીકત તેમને જણાવી. પ્રથમ તો તેમણે આનાકાની કરી અને કહ્યુ 'કે—આ કાર્ય માટે કોઈ સાહિત્ય લેખક કે સાક્ષર પ્રમુખ તરીકે રહે તો તે ઇચ્છવાજોગ છે. મારી મદદ તો જરૂર મળશે જ.' છેવટે આગ્રહને વશ થઈ તેમણે તે પદ સ્વીકાર્યુ અને પછી તો તેમણે તે કામમા ખૂબ ઝીણવટભરેલો અને આગોપાગ રસ લેવા માડ્યો. તેમના ઉત્સાહભર્યા ટેકા વગર અને આડકતરી મદદ અને સીધા માર્ગદર્શન સિવાય શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ અને ગૂજરાતી સાહિત્ય પરિષદના સમેલનનુ કામ આટલી સફળતાથી પાર ન પડ્યુ હોત. તેમા અમને જરાપણ શક નથી.

ત્યારબાદ તેમણે શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવના પ્રમુખ તરીકે આવવા શ્રી કનૈયાલાલ મુન્શી સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો. કારણ કે તે બાબતનો ઠરાવ કારોબારી સમિતિએ પસાર કર્યો હતો. સાથે સાથે ગૂજરાતી સાહિત્ય પરિષદના ૧૯મા અધિવેશનને પણ મહોત્સવના પછીના બે દિવસોએ નડિયાદમા જ ભરવા

માટે દાખલ થતા, તે બાબત પણ તેમણે શ્રી મુન્શી, શ્રી હરસિદ્ધભાઇ દિવેટિયા, દિ બ. શ્રી કૃષ્ણલાલ ઝવેરી વગેરે સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો પરિષદ અમદાવાદમા ભરવાનુ એક સૂચન છતા શ્રી બાબુભાઇએ કુશળતાથી તેના સમય તથા સ્થાન બદલાવી, તેને નડિયાદમા શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવની સાથે સાથે બોલાવી તેમા તેમની કુનેહ અને કાર્યકુશળતા જણાઇ આવે છે નવીન લેખકો અને સાહિત્યસેવીઓ સાથે શ્રી મુન્શીજીને સાહિત્ય પરિષદના બધારણ અગે જે વાટાઘાટો થઈ, અને જે શાંતિથી સફળ થઈ તેનો યશ પણ પડદા પાછળ કામ કરવાની કુનેહ માટે શ્રી બાબુભાઈ જ પોતાને ફાળે જાય છે

પરિષદ અને શતાબ્દી મહોત્સવમા અપ્રસિદ્ધ રહીને, રાતના ઉજાગરા વેઠીને, કડવીમીઠી ગળી જઈને, શ્રી ચુનીભાઇ મ પટેલ તથા શ્રી અબાલાલ લલ્લુભાઈ પટેલે જે કામ કર્યું છે તેનો ઉલ્લેખ કર્યા વિના અમે રહી શકતા નથી શ્રી સોમાભાઇ વ. પટેલ તથા શ્રી નિત્યાનદ ઠાકરે કાર્યાલય અંગેનુ બધુ જ કામકાજ ઉપાડી લીધુ હતુ તેથી તેમની મૂગી સેવાઓની પણ અમે નોંધ લેવામાં ધન્યતા અનુભવીએ છીએ ત્રણેય દિવસોના ભોજનનો સઘળો ખર્ચ ઉપાડી લઈને તો સી જે પટેલની કુા એ આ બને પ્રસગોને ઉજવવામા અગત્યનો ફાળો આપ્યો છે, અને અમારી બધી જ ચિંતાઓનો અત આણ્યો છે એમ કહેવામા જરાપણ અતિશયોક્તિ નથી

અતમા આ બંને પ્રસગો સારી રીતે ઉજવાયા તે બદલ સઘળા દાતાઓનો, શ્રી સતરામ મહાજનો, શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના સચાલકોનો, નડિયાદની જનતાનો, શ્રી કનૈયાલાલ મુન્શીનો, માનનીય શ્રી મહેતાસાહેબનો, દિ બ શ્રી કૃષ્ણલાલ ઝવેરીનો અને અતમા ખડે પગે કામ કરનાર સ્વયસેવકો તથા તેમના નેતાગણનો હૃદયપૂર્વક આભાર માનીએ છીએ



# નડિયાદ અને તેની સાંસ્કૃતિક સંપત્તિ.

**આમ** તો નડીઆદ ૫૦૦–૭૦૦ વર્ષથી વધારે જૂનુ નથી. 'નગર' નામનો ઉલ્લેખ પણ જૂના સાહિત્યમા મળતો નથી પણ તેને સ્થાને પહેલા કોઈ નાનકડુ ગામ હશે અને ભૈરવનાથના મંદિર બાજુએ અનુણ ભાગોળે વસ્યુ હશે એમ માનવાને સબળ પુરાવાઓ મળે છે ભૈરવદેવ હજી પણ નડિયાદ નગરના અધિષ્ઠાતા દેવ મનાય છે પૂર્વમા કાળકા માતા દક્ષિણમા સતરામ મંદિર, ઉત્તરમા જાળની દહેરી અને પશ્ચિમમા માઇ મંદિર તેના રક્ષણ કાજે ચોકી કરતા ખડા છે ગામની મધ્યમા નારાયણદેવનુ મંદિર, વૈષ્ણવોની હવેલી જૈન દેરાસર, સ્વામીનારાયણ મંદિર, હાટકેશ્વર મહાદેવ અને દક્ષિણ દિશામા જાગેશ્વર મહાદેવ તથા વનાદૂર કામનાથ મહાદેવ આ નગરની ધાર્મિકતાનો અને ધર્મપથોને અપનાવી લેવાની તેની પ્રાણશક્તિનો અનેક પથમત સહિષ્ણુતાનો પુરાવો આપે છે તેમાના ઘણા મંદિરોમાના શિલાલેખ તેમને ૪૦૦ વર્ષથી પણ વધારે જૂના ઠરાવવા પર્યાપ્ત છે

મોગલકોટ મોગલશાસનની સાક્ષી આપતો ઊભો છે જયડિયા ખડકી – ટંકશાળાની ખડકી પેશ્વાઈ જમાનાનુ પ્રતીક છે મીશન હોસ્પીટલ અને દેવળો અંગ્રેજી જમાનાના ફરજંદ છે પણ મહાદેવના તથા માતાજીના મંદિરો સનાતન ધર્મની પ્રબળ અસરના પુરાવારૂપ છે સ્વામીનારાયણનુ મંદિર, કબીરજીનુ મંદિર અને સતરામ મંદિર નડિયાદની ગુણગ્રાહકતા પ્રબળ પ્રાણશક્તિ, જીવત શક્તિ બતાવી આપે છે

દેસાઇવગો, ડાકરખાડ અને લખાવાડ– આ ત્રણ મોટા લત્તાઓમા મૂળ પંજાબમાથી આવેલા પાટીદારો પોત પોતાના બ્રાહ્મણગોર તથા કારીગર વર્ગ લઇને વસ્યા મૂળથી જ નડિયાદની જમીન ફળદ્રુપ લીલા બગીચા જેવી ઓરીએન્ટલ મેમ્વોઇર્સમા મેજર જેમ્સ ફોર્બસ નડિયાદને અને વડોદરાને હિંદના સારામા સારા રમણીય પ્રદેશો ગણાવે છે રઘુનાથરાવ પેશ્વાએ ઈ સ ૧૭૭૫મા નડિયાદ અને મહુધા લૂટયા, છતા નડિયાદની ભૂમિના રસકસ હતા તેવા કાયમ રહ્યા ઊલટા વધ્યા નડિયાદના નવ તળાવ તેની આસપાસની સગડને રમણીયતા અને સરસતા આપતા હતા

નડિયાદની જનતામા સાહસિકતા છે તેનો પુરાવો તો અસહકારની લડત સમયે ૧૯૨૦મા મીલીટરી ટ્રેઇનના પાટા ઉખાડી નાખી અમદાવાદના હજારો માણસોના જાન બચાવી, સમડીચકલાના પાટીદારો પૈસે ટકે ખુવાર થયા, તે હકીકતથી પૂરવાર થાય છે શ્રી અંબુભાઇ પુરાણીએ ઈ સ ૧૯૧૭મા સ્થાપેલી હાલ હિન્દ વ્યાયામ મંદિર સાર્વજનિક વ્યાયામશાળા અને તેને પગલે ઊભી થયેલી અનેક વ્યાયામશાળાઓ નડિયાદીઓનુ ખમીર બતાવી આપે છે રાષ્ટ્રની આઝાદી માટેની દરેક લડતમા નડિયાદે પોતાનુ પાણી બતાવી આપ્યુ છે ત્યાર પહેલા પણ પચોતેરીઆ વડ પાસે હોળીના તહેવારોના ગનોનથી પડાણા રમાતા અને નડિયાદ તથા આજુબાજુના ગામડા વચ્ચે તીવ્ર રસાકસી જામતી અને તેમા એક ડોસીએ પણ ભાગ લીધેલો તે નોધવા જેવી હકીકત છે નડિયાદમા સતરામ મહારાજે, શ્રી જાનકીદાસ મહારાજે, શ્રી નારાયણ મુનિએ શ્રી પ્રકાશાનંદે અને શ્રી ગોપાળદાસ મહારાજે ઘણા વર્ષો સુધી ધાર્મિક અને વેદાંતના સંસ્કારો નાખ્યા છે વળી તેને સત્સંગ મંડળ અને વેદાંત ભવન જેવી અનેક સંસ્થાઓએ પોષ્યા છે અનેક વર્ષો સુધી નડિયાદે થીઓસોફી અને શ્રી અરવિંદ મંડળના સંસ્કારો પણ ઝીલ્યા છે ત્યાર પહેલા પણ નડિયાદની જનતાએ શ્રી ગોવર્ધનરામ અને શ્રી મણિલાલ નભુભાઇ જેવા તેના તત્ત્વચિંતક સપૂતોની વિચારસરણીનો પરિચય કર્યો છે

આમ નડિયાદની સાહસિકતામા ધાર્મિક સંસ્કારોનો પાશ બેઠો અને જૂના સમયમા પડયાજીની પેઢી શ્રી કૃષ્ણ વાસુદેવની પેઢી અનેક શરાફી પેઢીઓ મુંબઇમા – કાનપુરમા–મધ્યપ્રાંતમા સાહસ કરી વેપાર ખેડતી

અનેક પેઢીઓએ નડિયાદમા વાણિજ્ય શક્તિના રંગોના સાથિયા પણ પૂર્યા છે હાંડીફોડ મન્દિર આગળ ઇ સ ૧૭૦૫ની સાલમા કરેલા બ્રાહ્મણોના ત્રાગાએ સામૂહિક અહિંસક પ્રતિકારનુ પણ દર્શન કરાવ્યુ છે મરુજ્જામના મહાદેવનુ મન્દિર, એક સાંઢણી વીરે મદાંધ હાથીને અટકાવેલો, તેની યાદ આપે છે. આમ નડિયાદના લોકોમા વિદ્વત્તા, સાહસિકતા, વ્યાપારી કનેહ, વીરતા, બલિદાન આપવાની તાકાત – આ બધા લક્ષણો છે

નડિયાદમા એક સાયન્સ અને આર્ટ્સ કોલેજ, પાચ માધ્યમિક શાળાઓ, બે માધ્યમિક કન્યાશાળાઓ, અને પ્રાથમિક શાળાઓમા જતા આશરે ૮–૯ હજાર બાળકો નગરનો વિદ્યાવિકાસ સૂચવે છે નડિયાદની સુધરાઈનો ઇતિહાસ પણ તેની ઉત્તરોત્તર પ્રગતિ સૂચવે છે છેલ્લા દસ વર્ષોમા તો તેની વસ્તી વધીને આશરે પોણો લાખ થઈ ગઈ છે. તેની ગોદમાં સિંધીઓ સમાઈ ગયા છે તેનો વિસ્તાર અનેક ભાગોળોની બહારની સોસાયટીઓમા વધતો જ ચાલ્યો છે

પણ નડિયાદનુ મુખ્ય ગૌરવ તો છે તેની સાક્ષરતામા સરસ્વતીચંદ્રકાર શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી, સુદર્શન–કાર શ્રી મણિલાલ નભુભાઈ દ્વિવેદી, મસ્તકવિ શ્રી બાલાશંકર કંથારિયા, ઇન્દ્રજિતવધ દ્વારા ગુજરાતીમા સંસ્કૃત મહાકાવ્યના પ્રકારને ઉતારતા શ્રી દોલતરામ પંડ્યા, ઢાળ ગરીને ગુજરાતી ગિરાને લાડવડે નવાજતા શ્રી છગનલાલ પંડ્યા, શાકુંતલના અનુવાદક શ્રી ઝવેરીલાલ યાજ્ઞિક, અલંકારના મીમાંસક અને કાઠિયાવાડના રાજ્યોને દીવાનો પૂરા પાડનાર શ્રી મનસુખરામ ત્રિપાઠી, સુઘડ વક્તા શ્રી ચન્દ્રશંકર પંડ્યા, ફૂલપાંદડીઓ વેરનાર શ્રી પૃથુ હ શુક્લ, ગુજરાતી રંગભૂમિને ગૌરવ આપનાર કવિ ચિત્રકાર શ્રી ફૂલચંદ ઝવેરદાસ શાહ ભક્તિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ, સ્ફુલિંગોના ચિંતનમય તેજ–તારો ઉડાવનાર શ્રી શાન્તિલાલ ઠાકર, નાટ્ય મીમાંસાકાર અને કેળવણીકાર ડોક્ટર શ્રી રમણલાલ યાજ્ઞિક, શ્રી ગોવર્ધનરામની જીવનકથાના આલેખક શ્રી કાન્તિલાલ પંડ્યા, ઉપનિષદ, ગીતા અને બ્રહ્મસૂત્રોના જ્યોતિઓને ઝીલનાર શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ, ગુજરાત વિદ્યાપીઠના પ્રાણ અને 'હરિજનબંધુ' ના તથા 'શિક્ષણ અને સાહિત્યના' તંત્રી શ્રી મગનભાઈ પ્ર દેસાઈ, સંશોધનકાર શ્રી અંબાલાલ જાની, શ્રી સુન્દરલાલ જોશી, સંસ્કૃત નાટકો લખનાર શ્રી મૂળશંકર યાજ્ઞિક નડીઆદે ગુજરાતી સાહિત્યમા કેટકેટલા નાનામોટા જ્યોતિર્ધરો આપ્યા છે? તેમને પ્રતાપે તો નડિયાદ એકવાર 'સાક્ષરગ્રામ' કહેવાતુ.

રાજકારણમા પણ શ્રી દાદુભાઈ દેસાઈ, શ્રી ગોકળદાસ બાપુ અને શ્રી ફુલચંદ બાપુજી શાહ, શ્રી હરિપ્રસાદ દેસાઈ અને તેમનો કુટુંબ પરિવાર, શ્રી નાથાભાઈ અવિચળદાસ દેસાઈ, દી બ મોતીલાલ પારેખ, શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ, શ્રી ગોવિંદભાઈ દેસાઈ, શ્રી જયરામદાસ, શ્રી દોલતરામ પંડ્યા વગેરેએ નોંધ પાત્ર ફાળો આપ્યો છે શ્રી સી સી દેસાઈ પણ હિંદ સરકારના પાકીસ્તાનના એલચી છે પરંતુ રાજકારણમા સર્વને ટપી જાય એવા મુત્સદ્દી વીર શ્રી વિઠ્ઠલભાઈ પટેલ અને લોખંડી મહાપુરુષ સમા સરદાર શ્રી વલ્લભ–ભાઈ પટેલ જેમણે નડિયાદમા પોતાના મોસાળમા રહી ભણતર લીધી તેમનો ઉલ્લેખ કર્યા વિના કેમ ચાલે? તેમના લોહીમા પણ નડિયાદનુ જ ખમીર છે ને? અહી ઇજનેરો પાકયા છે, બુદ્ધિશાળી વકીલો પાકયા છે, ડોક્ટરો પાકયા છે, મહાન શિક્ષકો અને શાસ્ત્રીઓ થયા છે, આચાર્યો થયા છે, ઉદ્યોગપતિઓ થયા છે અહીનુ ખમીર પ્રાણની અને સાહસની ઉષ્માભર્યું છે હજી પણ વધારે વિકાસ સાધવાની તાકાત નડિયાદમા છે એમ અમે માનીએ છીએ

આ રીતે જોતા નડિયાદમા અનેક સુંદર શક્યતાઓ ભરીભાદરી પડેલી છે તક મળ્યે તે જરૂર હજુ પણ વધારે ખીલશે આવા સાક્ષરગ્રામમા તેના એક સુપુત્ર શ્રી ગોવર્ધનરામની શતાબ્દીનો પ્રસંગ યોજાય અને તે સમયે ગુજરાતી સાહિત્ય પરિષદનુ ૧૯મુ અધિવેશન પણ ત્યાજ ભરાય એ ઉચિત છે, ગૌરવપ્રદ છે

# શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ તથા ગુજરાતી સાહિત્ય પરિષદની સંયુક્ત કાર્યવાહી.

૧. સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના જન્મને સવત ૨૦૧૧ના આશ્વિન સુદ દશમે (વિજયા દશમી), તા ૨૬–૧૦–૫૫ના રોજ સો વર્ષ પૂરા થાય છે તે નિમિત્તે તેમનો શતાબ્દી મહોત્સવ ઊજવવા માટે અને તે અંગે પ્રસંગોચિત કાર્યદિશા નક્કી કરી, વ્યવસ્થિત રીતે કાર્ય આદરવા માટે નડિયાદના નાગરિકોની એક સર્વપ્રથમ સભા તા ૨૩–૧૦–'૫૪ને શનિવારના રોજ સાંજે ૮–૩૦ વાગે અ સૌ ડાહીલક્ષ્મી લાયબ્રેરીને મેડે મળી હતી તેની કાર્યવાહી —

**હાજર સભ્યો :—**

(૧) શ્રી દિ બ ચિમનલાલ એન મહેતા
(૨) „ પોપટલાલ જ યાજ્ઞિક
(૩) „ શાન્તિલાલ ઠાકર
(૪) „ ચુનીભાઇ મૂ. પટેલ
(૫) „ અંબાલાલ લ પટેલ
(૬) „ ડૉ મહાદેવપ્રસાદ કથારિયા
(૭) „ માણેકલાલ ક શાહ
(૮) „ ચંદુલાલ દલાલ
(૯) „ કપિલાબહેન દવાન
(૧૦) શ્રી લક્ષ્મીશંકર અ દવે
(૧૧) „ શંકરભાઈ ત્રિ પટેલ
(૧૨) „ મણિલાલ ઠાકર
(૧૩) „ છોટાભાઈ દેસાઇ
(૧૪) „ નટવરલાલ છો દેસાઇ
(૧૫) „ ગજેન્દ્રશંકર જ. પંડ્યા
(૧૬) „ કરુણાશંકર શાસ્ત્રી
(૧૭) „ અંબાલાલ સી. ભટ્ટ
(૧૮) „ નિત્યાનંદ ઠાકર

આજની સભાના પ્રમુખસ્થાને દિ બ શ્રી સી એન મહેતા બિરાજે એવી દરખાસ્ત શ્રી પોપટલાલ યાજ્ઞિકે મૂકી હતી અને તે દરખાસ્તને શ્રી શાન્તિલાલ ઠાકરે અનુમોદન આપતાં શ્રી સી એન મહેતાએ સભાનુ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતુ ત્યારબાદ સભાનુ કામકાજ શરૂ થાય તે પહેલા સભાનો ઉદ્દેશ સમજાવતા શ્રી શાન્તિલાલ ઠાકરે ટૂંકુ પ્રાસંગિક પ્રવચન કર્યું હતુ પછી હાજર રહેલા નાગરિકોની આ સભાએ શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવની કારોબારી સમિતિ નીચે દર્શાવ્યા પ્રમાણે રચી હતી —

**પ્રમુખ :—** શ્રી બાબુભાઈ જશભાઇ પટેલ

**ઉપપ્રમુખ :—**
(૧) શ્રી દિ બ સી એન મહેતા
(૨) „ પોપટલાલ યાજ્ઞિક
(૩) „ દાદુભાઈ પુ દેસાઇ
(૪) „ ડૉક્ટર નાયક
(૫) „ ઝવેરભાઈ ભુલાભાઈ પટેલ
(૬) શ્રી શિવાભાઇ ઝુનાભાઈ પટેલ
(૭) „ ધર્મસુખરાય મનસુખરામ ત્રિપાઠી
(૮) „ ડૉ રમણલાલ યાજ્ઞિક
(૯) „ ડૉ કાન્તિલાલ છ પંડ્યા
(૧૦) „ નયનસુખલાલ પંડ્યા

**ટ્રેઝરર :—** (૧) શ્રી ગોકળભાઈ સોમાભાઇ પટેલ

**સભ્યો :—**
(૧) શ્રી ચુનીભાઇ મૂળજીભાઈ પટેલ
(૨) „ અંબાલાલ લલ્લુભાઇ પટેલ
(૩) „ ડૉ મહાદેવપ્રસાદ કથારિયા
(૪) „ વિઠ્ઠલદાસ પુ. દેસાઈ

સભ્યો :—

(૫) શ્રી મોતીલાલ બાપુજી શાહ
(૬) „ મણિલાલ માણેકલાલ શાહ
(૭) „ લક્ષ્મીશંકર અમૃતલાલ દવે
(૮) „ કુસુમબહેન હરિભાઈ પટેલ
(૯) „ પી પી પરીખ
(૧૦) „ રમણલાલ ચંદુલાલ બાસુદીવાળા
(૧૧) „ નગીનદાસ ખુશાલભાઈ પટેલ
(૧૨) રતિલાલ ખુશાલભાઈ પટેલ
(૧૩) „ રમેશભાઇ મોમાભાઇ પરીખ
(૧૪) મણિલાલ નાગિનદાસ પરીખ
(૧૫) „ ડૉ મહેન્દ્રભાઇ નયનસુખલાલ પંડ્યા
(૧૬) પરમસુખભાઈ (બેન એમ ત્રિપાઠી સાથે)
(૧૭) અજિતલાલ દલાલ
(૧૮) „ કૃષ્ણશંકર શાસ્ત્રી
(૧૯) ગૌરીશંકર જોશી
(૨૦) „ નરહરિશંકર શાસ્ત્રી
(૨૧) ઈશ્વરભાઈ ડી. પટેલ
(૨૨) „ ડૉ. રતિલાલ પી પટેલ
(૨૩) „ „ ગોવર્ધનભાઇ પટેલ
(૨૪) શ્રી રઘુનાથ કવિ
(૨૫) „ રતિલાલ મૂળજીભાઈ દવે
(૨૬) „ મણિલાલ ઠાકર
(૨૭) „ અમૃતલાલ બી. ભટ્ટ
(૨૮) અજિતલાલ હરિલાલ પંડ્યા
(૨૯) „ રણછોડલાલ મગનલાલ શાહ
(૩૦) „ ગજેન્દ્રશંકર જ પંડ્યા
(૩૧) ચંદ્રપ્રસાદ એમ દેસાઇ
(૩૨) „ ચીમનલાલ કશીભાઇ પટેલ
(૩૩) „ રામચંદ્ર પંડ્યા
(૩૪) „ ચંદ્રકાન્ત શાહ
(૩૫) „ વિષ્ણુપ્રસાદ મો દેસાઈ
(૩૬) મોહનલાલ છગનલાલ શાહ
(૩૭) „ રમણલાલ દાવડાવાળા
(૩૮) „ માણેકલાલ શાહ
(૩૯) „ રમેશ ઠાકર
(૪૦) „ ચંદુલાલ દલાલ
(૪૧) „ નટવરલાલ સી દેસાઈ
(૪૨) „ શંકરભાઈ ત્રિકમભાઇ પટેલ
(૪૩) નિત્યાનંદ ઠાકર

મંત્રીઓ :—
(૧) શ્રી શાન્તિલાલ ઠાકર
(૨) અનામી
(૩) શ્રી મોમાભાઈ વ. પટેલ
(૪) „ મધુભાઈ ઠાકર

ત્યારબાદ નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કરી સભાનું કામકાજ બંધ કરવામાં આવ્યું હતું

(૧) શ્રી ગોવર્ધન શતાબ્દી નિમિત્તે તા ૨૪, ૨૫ અને ૨૬ એમ ત્રણ દિવસ માટે શ્રી ગોવર્ધનરામના વતન સાક્ષરધામ નડિયાદને આંગણે ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાય તે માટે નિમંત્રણ આપવું તેના ત્રીજા દિવસના અધિવેશનમાં શ્રી ગોવર્ધનરામ અને તેમના જીવન લેખન, વ્યક્તિત્વ, કૃતિઓ વગેરે પર અંજલિઓ અપાય, નિબંધ વાચન થાય ચર્ચા થાય અને ગુજરાતના યુવાન લેખકો તથા સાહિત્ય-રસિકોને પ્રેરણારૂપ બને તેવા વ્યાખ્યાનો થાય

(૨) શ્રી ગોવર્ધન શતાબ્દી સ્મારક ગ્રંથ પ્રગટ કરવો તેને માટે ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાનો, સાક્ષરો, લેખકો, ચિંતકો, કવિઓ વિવેચકો, ચિત્રકારો વગેરેને શ્રી ગોવર્ધનરામના સમૃદ્ધ વ્યક્તિત્વ અને તેમના વિશાળ સાહિત્ય-સર્જનના જુદા જુદા અંગો ઉપર અભ્યાસપૂર્ણ લેખપ્રસાદી, કાવ્ય, ચિત્ર કે નાટક વગેરે- પોતપોતાની કૃતિ મોકલી આપવા વિનતી કરવી તે અંગેનો પરિપત્ર છપાવી જે તે લેખકોને થોડા જ સમયમાં મોકલી આપવો

(૩) નિબંધ હરીફાઇ યોજવી. વિષયો અને લેખમર્યાદાની વિગત નિબંધ હરીફાઇ સમિતિએ નક્કી કરવી અને તે માટેનો પરિપત્ર ગુજરાતી ભાષા–ભાષી શાળાઓ તથા કોલેજોમાં મોકલવો. નિબંધનું લખાણ સ્વતંત્ર છે તે બાબતની શાળા કે મહાશાળાના વડાની સહી–સર્ટીફીકેટ સાથે હરીફીના નિબંધો ૧૯૫૫ના જૂન માસના અંત પહેલાં મંગાવી લેવા. મહાશાળાના નિબંધોના પરીક્ષકો તરીકે શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને શ્રી અનંતરાય રાવળને તથા શાળાના નિબંધોનાં પરીક્ષકો તરીકે શ્રી અનામી અને શ્રી ધીરૂભાઈ ઠાકરને નીમવા એમ આ સભા નક્કી કરે છે. પસંદગી પામેલા પ્રથમ ત્રણ લેખો માટે શાળા તથા મહાશાળા બન્નેમાં અનુક્રમે રૂા. ૨૫, ૨૦ અને ૧૫નાં ઈનામો આપવાં.

(૪) વિજ્યાદશમીની રાત્રે 'સરસ્વતીચંદ્ર' નાટક ભજવવું અથવા કેટલાક પ્રસંગો ભજવવા. તેને માટે તખ્તાલાયકીવાળું નાટક લખાવવાની પણ સ્થાયેલી નાટકસમિતિ તજવીજ કરે.

(૫) ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વ્યાખ્યાતાઓને અને વિદ્વાનોને તેમના અનુકૂળ દિવસે બોલાવી શ્રી ગોવર્ધનરામ તથા તેમની કૃતિઓ પર, મહોત્સવના ધ્યેયને અનુરૂપ વ્યાખ્યાનમાળા નડિયાદના ટાઉનહોલમાં ગોઠવવી.

(૬) જરૂરી ભંડોળ એકઠું કરવું.

નડિયાદ; **બાબુભાઈ જ. પટેલ**

તા. ૨૨–૧૦–'૫૪ પ્રમુખ

વાંચી મંજૂર કરવામાં આવે છે

**બાબુભાઈ જ. પટેલ**

તા. ૨૮–૧૨–'૫૪ પ્રમુખ

× × ×

૨. શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ, નડિયાદની ખાસ સભા તારીખ ૨૮–૧૨–'૫૪ ને મંગળવારે બપોરે બે વાગે અ. સૌ. ડાહીલક્ષ્મી લાયબ્રેરીને મેડે માનનીય શ્રી બાબુભાઈ જશભાઇ પટેલના પ્રમુખપદે મળી હતી તેની કાર્યવાહી :—

હાજર સભ્યો :— શ્રી પોપટલાલ જ. યાજ્ઞિક
,, ચુનીભાઈ મૂ. પટેલ
,, ડૉ. મહાદેવપ્રસાદ કંથારિયા
,, ચંદુલાલ દલાલ
,, કપિલાબેન દલાલ
,, સતાભાઇ વૈદ્ય
,, માણેકલાલ ક. શાહ
,, મણિલાલ ઠાકર
,, જશભાઇ પુ. દેસાઈ
,, ચંદ્રપ્રસાદ દેસાઈ
શ્રી નટવરલાલ સી. દેસાઇ
,, અંબાલાલ સી. ભટ્ટ
,, રમણલાલ ના. શાહ
,, અરવિન્દકુમાર દેસાઇ
,, રાજેન્દ્ર મહેતા
,, શાન્તિલાલ ઠાકર
,, સોમાભાઇ વ. પટેલ
,, મધુભાઇ ઠાકર
,, નિત્યાનંદ ઠાકર

સૌ પ્રથમ મંત્રી શ્રી શાન્તિલાલ ઠાકરે ગઇ સભાનો હેવાલ વાંચી સંભળાવ્યો હતો અને તે મંજૂર કરવામાં આવ્યો હતો

(૧) ગઈ સભામાં નક્કી થયા મુજબ ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનને માટે નિમંત્રણ આપવામાં આવ્યું હતું પરંતુ અત્યારના સંજોગોમાં તે વિજયાદશમીને દિવસે અત્રે ભરાઇ શકે તેમ નથી એ મુશ્કેલીઓથી સભાને વાકેફ કરવામાં આવી હતી

(૨) વ્યવસ્થિત રીતે કાર્ય શરૂ કરવા માટે નીચે દર્શાવ્યા મુજબની જુદી જુદી સમિતિઓની રચના કરવામાં આવી હતી —

(૧) ફાળા સમિતિ :—

સંવાહક શ્રી મધુભાઈ ઠાકર

(૧) શ્રી ગોકળભાઈ સોમાભાઈ પટેલ
(૨) „ ચુનીભાઈ મૂળજીભાઈ પટેલ
(૩) „ અંબાલાલ લલ્લુભાઇ પટેલ
(૪) „ ચન્દ્રકાન્ત ફુલચંદ શાહ
(૫) „ ડૉ. ઇશ્વરભાઈ પટેલ
(૬) „ રમણલાલ દાવડાવાળા
(૭) „ શિવાભાઈ ભુલાભાઈ પટેલ
(૮) „ ધરમસુખભાઈ ત્રિપાઠી
(૯) શ્રી શાન્તિલાલ ત્રિભુવનદાસ શાહ
(૧૦) „ ચંદુલાલ સાંકળચંદ પરીખ (સોનાવાળા)
(૧૧) „ ચંદુલાલ સોમાભાઈ શાહ (ગોલ્ડ ફ્રીંડવાળા)
(૧૨) „ મોહનલાલ છગનલાલ શાહ
(૧૩) , જશભાઈ પુરુષોત્તમદાસ દેસાઈ
(૧૪) „ કપિલાબેન દલાલ
(૧૫) „ મણિબેન રણછોડભાઈ પટેલ

(૨) સ્મારક–ગ્રંથ સંપાદક મંડળ :—

સંવાહક : શ્રી સોમાભાઈ પટેલ

(૧) શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ
(૨) „ ઉપેન્દ્ર છગનલાલ પંડ્યા
(૩) „ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
(૪) શ્રી યશવંત શુક્લ
(૫) „ મંત્રીઓ

(૩) મનોરંજન સમિતિ :—

સંવાહક શ્રી મધુભાઈ ઠાકર

(૧) શ્રી રઘુનાથ કવિ
(૨) „ જશવંત ઠાકર
(૩) „ કુસુમબેન પટેલ
(૪) „ ડૉ. ગોરધનભાઇ પટેલ
(૫) શ્રી દેવદાસ પંડ્યા
(૬) , ગોવિંદભાઈ વ્યાસ
(૭) „ અંબાલાલ સી. પટેલ
(૮) „ અજિત ડાભી

(૪) નિબંધ–હરીફાઇ સમિતિ :—

સંવાહક · સોમાભાઈ પટેલ

(૧) શ્રી પ્રો. અનામી
(૨) „ સોમાભાઈ પટેલ
(૩) , મણિલાલ મંગળ
(૪) શ્રી ચંદ્રપ્રસાદ દેસાઈ
(૫) „ મોતીભાઇ બાપુજીભાઈ શાહ
(૬) , અંબાલાલ લલ્લુભાઈ પટેલ

(૩) શ્રી ગોવર્ધનરામની પ્રતિમા મૂકવી. તેનો પ્રકાર અને સ્થળ પછીથી નક્કી કરવા

(૪) ઇન્કમટેક્સ ઓફીસથી માડીને તે અબામાતા સુધીના રસ્તાને 'શ્રી ગોવર્ધન રોડ' નુ નામ આપવા શહેર સુધરાઈના પ્રમુખશ્રીને વિનંતી કરવી.

(૫) ગુજરાતી સાહિત્યમાં તે વર્ષના શ્રેષ્ઠ ચિંતન ગ્રંથ માટે શ્રી ગોવર્ધન સુવર્ણ ચંદ્રક પ્રદાન કરવા નો એવી કોઈક વાર્ષિક યોજના વિચારી કાઢવા માટે નીચેની સમિતિ નીમવામા આવે છે —

| | |
|---|---|
| ૧ શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ | ૪ શ્રી મણિલાલ ઠાકર |
| ૨ ,, પ્રો. અનામી | ૫ ,, શાન્તિલાલ ઠાકર |
| ૩ ,, રતિલાલ મૂળજીભાઈ દવે | |

(૬) ફાળો ઉઘરાવવા માટે 'શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ ફંડ' નામની પાવતી-બુક છપાવી આપવી અને તે પહોંચ-બુકોની વ્યવસ્થા શ્રી ચુનીભાઈ મુ. પટેલ તથા શ્રી સોમાભાઈ પટેલે કરવી

(૭) ખજાનચીઓમા શ્રી મોહનભાઈ છ. શાહને ખજાનચી તરીકે ઉમેરવા

(૮) ફંડના ઉઘરાણાનુ ખાતુ શ્રી ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેન્ક લી. મા 'શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ' ને નામે ખોલવું અને તેનુ સંચાલન-મંત્રીઓ તથા ખજાનચી મળીને જે ૭ વ્યક્તિઓ છે, તેમાથી ગમે તે એક મંત્રી તથા એક ખજાનચી મળી કુલે તે બેની સહીથી કરવુ.

| | |
|---|---|
| ૧ શ્રી ગોકળભાઈ સોમાભાઈ પટેલ | ૪ શ્રી પ્રો. અનામી |
| ૨ ,, મોહનલાલ છગનલાલ શાહ | ૫ ,, સોમાભાઈ વ. પટેલ |
| ૩ ,, શાન્તિલાલ ઠાકર | ૬ ,, મધુભાઈ ઠાકર |

(૯) ઉપર નીમેલી કમિટિઓમા બીજા સભ્યોને કો-ઑપ્ટ કરવાની સત્તા જે તે કમિટિને આપવામા આવે છે.

ઉપરોક્ત ઠરાવો પસાર કર્યા બાદ પ્રમુખશ્રીનો આભાર માની સભાનુ કામકાજ બંધ કરવામા આવ્યુ હતુ

નડિયાદ, બાબુભાઈ જશભાઈ પટેલ

તા. ૨૮-૧૨-'૫૪ પ્રમુખ

વાચી મંજૂર કરવામાં આવે છે

નડિયાદ, બાબુભાઈ જશભાઈ પટેલ

તા. ૨૯-૪-'૫૫ પ્રમુખ

× × ×

૩. શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિની એક સામાન્ય સભા તા. ૨૯–૪–'૫૫ને રોજ સાંજે ૭ વાગે અ. સૌ. ડાહીલક્ષ્મી પુસ્તકશાળાને મેડે માનનીય શ્રી બાબુભાઈ જશભાઈ પટેલના પ્રમુખપદે મળી હતી

ગઈ સભાનો હેવાલ મંજૂર થયા બાદ નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો

શ્રી ગો. શ. મહોત્સવની તા ૨૯–૪–૫૫ને રોજ મળેલી આ સભા નક્કી કરે છે કે નીચેની સમજૂતીપૂર્વક પ્રમુખશ્રી ગૂજરાતી સાહિત્ય પરિષદના વ્યવસ્થાપકો સાથે તે પરિષદને નડિયાદમાં શ્રી ગો શ મહોત્સવ પ્રસંગે આમંત્રણ આપવા સંબંધી વાટાઘાટો કરે

૧ શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ, એ ગુજરાતી સાહિત્ય પરિષદના દિવસો નક્કી થાય તેની આગળ જ એક દિવસ માટે ભરાય

૨ સાહિત્ય પરિષદ એક મુકરર કરેલા દિવસે તેનો અર્ધો સમય શતાબ્દી અંગે જ અલગ રાખે.

૩ ગો ન મહોત્સવનું સંપૂર્ણ ગૌરવ સચવાય એ રીતે તેની વ્યવસ્થામાં, સાહિત્ય પરિષદને કારણે કઈ વિક્ષેપ ન આવે

આ ઠરાવ સર્વાનુમતે પસાર થયા બાદ પ્રમુખશ્રીનો આભાર માની સભાનું કામકાજ પૂરું થયું હતું.

નડિયાદ,
તા ૨૯–૪–૫૫

બાબુભાઈ જશભાઈ પટેલ
પ્રમુખ
શ્રી ગો શ મ સમિતિ

વાંચી મંજૂર કરવામાં આવે છે

નડિયાદ,
તા ૨૦–૬–૫૫

બાબુભાઈ જ. પટેલ
પ્રમુખ
શ્રી ગો શ મ સમિતિ

× × ×

૪. શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિની એક સામાન્ય સભા તા ૨૦–૬–'૫૫ના રોજ સાંજે ૭ વાગે માનનીય શ્રી બાબુભાઈ જશભાઈ પટેલના પ્રમુખપદે અ સૌ ડાહીલક્ષ્મી પુસ્તકશાળાને મેડે મળી હતી તેની કાર્યવાહી —

**નીચેના ઠરાવો સર્વાનુમતે થયા હતા :**

૧ તા ૨૦–૬–'૫૫ને રોજ સોમવારે ડાહીલક્ષ્મી પુસ્તકશાળાને મેડે માનનીય શ્રી બાબુભાઈ જશભાઈ પટેલના પ્રમુખપદે ભરાયેલી શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિની આ સભા આગામી ગુજરાતી સાહિત્ય પરિષદને દશેરાના દિવસો દરમિયાન નડિયાદ ખાતે ભરવાનું આમંત્રણ આપે છે અને આશા રાખે છે કે ગુજરાતી સાહિત્ય પરિષદના સંચાલકો તેનો સ્વીકાર કરશે

૭ શ્રી ગોવર્ધનરામે પોતે લખેલા 'અધ્યાત્મ જીવન' નામના પુસ્તકની હસ્તપ્રત તેમના સુપુત્ર શ્રી રમણીયરામ પાસેથી શતાબ્દી સ્મારક ગ્રંથ નિમિત્તે મળી તે માટે સભા તેમનો આભાર માને છે અને એવુ બીજુ અપ્રગટ સાહિત્ય પણ શતાબ્દી સમિતિને પ્રકાશન પૂરતુ સોંપે તે માટે વિનતિ કરે છે

૩ આજ સુધીનો રા ૫૮–૧૩–૬ નો ખર્ચ સભા મજૂર રાખે છે

આ બાદ પ્રમુખનો આભાર માની સભા બરખાસ્ત થઈ

વાચી મજૂર કરવામા આવે છે

પો. જ. યાજ્ઞિક
ઉપપ્રમુખ
શ્રી ગો શ. મહોત્સવ સમિતિ–નડિયાદ

× × ×

૫ શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવની એક સામાન્ય સભા તા ૩૦–૭–'૫૫ને રોજ શનિવારે બપોરના ચાર વાગે શ્રી પોપટલાલ જ યાજ્ઞિકના પ્રમુખપણા નીચે ડાહીલક્ષ્મી પુસ્તકશાળામા મળી હતી

ગુજરાત સાહિત્ય પરિષદની દોરવણી અંગેનો પત્રવ્યવહાર વચાયા બાદ નીચેનો ઠરાવ કર્યો હતો

ઠરાવ :—

૧ શ્રી ગો શ મહોત્સવ સમિતિની આજરોજ મળેલી સભામા આગામી ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૯મા અધિવેશન અંગે તેના બધારણમા આવશ્યક એવી સ્થાનિક કારોબારી સભા તથા સત્કાર મડળની રચના કરવા માટે અનુક્રમે રૂા પાંચ અને રૂા ત્રણ સભ્ય લવાજમના લેવાનુ નક્કી કરવામા આવે છે

આ બાદ પ્રમુખશ્રીનો આભાર માની સભા બરખાસ્ત કરવામા આવી હતી

વાચી મજૂર કરવામા આવે છે

પો જ યાજ્ઞિક
ઉપપ્રમુખ
શ્રી ગો શ મ સમિતિ

× × ×

૬. શ્રી ગોવર્ધન શતાબ્દી સમિતિની એક સામાન્ય સભા તા ૧૪–૮–૫૫ને રોજ રવિવારે ૭।। વાગે શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકશાળાને મેડે મળી હતી તેનુ પ્રમુખસ્થાન શ્રી પોપટલાલ જ યાજ્ઞિક – સમિતિના ઉપપ્રમુખે સ્વીકાર્યું હતુ

આગળની સભાનો વચાયેલો હેવાલ મજૂર થયા બાદ મત્રીઓ તરફથી આવુ સભાનુ કામ શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવના પ્રમુખની ચૂટણી–મૂકવામા આવ્યુ હતુ તે માટે નીચે પ્રમાણે ઠરાવ – સર્વાનુમતે – પાસ થયો હતો

૧ "આ સભા આગામી શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવના પ્રમુખ તરીકે માનનીય રાજ્યપાલ શ્રી કનૈયાલાલ મુનશીનુ નામ સર્વાનુમતે સ્વીકારે છે અને સમિતિના પ્રમુખને તે માટે તેમને આમત્રણ પાઠવવાની વિનતિ કરે છે ।

૭ ચાલુ બે ખજાનચીઓમા શ્રી મગીનાલ દેસાઈને ત્રીજા ખજાનચી તરીકે ઉમેરે છે અને તેમને તે સ્થાન સ્વીકારવાની વિનતિ કરે છે

સંચી મજૂર કરવામા આવે છે

પો જ. યાજ્ઞિક
પ્રમુખ,
શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ

× × ×

૭ શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ અને સ્થાનિક કારોબારી સભાની એક સયુક્ત સભા તા ૨૨-૯-'૫૫ના રોજ સાજે ૭ વાગે અ સો ડાહીલક્ષ્મી પુસ્તકશાળાને મેડે શ્રી બેચરદાસ મ શાહના પ્રમુખપદે મળી હતી

શરૂઆતમા શ્રી મણીલાલ ગોવર્ધનરામ ત્રિપાઠીના દુ ખદ અવસાન બદલ ઊડો ખેદ વ્યક્ત કરતા ઠરાવ કરી સદ્ગતના આત્માને પ્રભુ શાન્તિ બક્ષે એમ પ્રાર્થના કરી બે મિનિટ માટે મૌન પાળવામા આવ્યુ હતુ ત્યારબાદ નીચેના ઠરાવ તથા નિર્ણયો લેવામા આવ્યા હતા —

(૧) શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ અને સ્થાનિક કારોબારીની આ સયુક્ત સભા સ્વ સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામ મા ત્રિપાઠીની પ્રતિમા ટાઉન હૉલ બહારના બગીચાની આગળની જગ્યામા એક સુદર ગોળાકાર રચી ત્યા ગોઠવાય તેમ ઠરાવે છે અને આ માટે નડિયાદ મ્યુનિના પ્રમુખશ્રી તથા બોર્ડને આ બાબતમા ઘટતી વ્યવસ્થા કરવા વિનતી કરે છે

આ સ્થળે જો આ પ્રતિમા ઊભી કરવાનુ શકય ન જ હોય તો મ્યુનિના સ્ટેશન રોડ ઉપરના ત્રિકોણની જગ્યામા – જ્યા પહેલા ફાનસો હતા ત્યા, આ પ્રતિમા સુદર રીતે મુકાય તેવી વ્યવસ્થા કરવા મ્યુનિને વિનતી કરે છે પ્રથમ સ્થળને જ ખાસ પસદગી આ સભા આપે છે અને એ સ્થળે પ્રતિમા મુકાય તેવી વિનતી મ્યુનિ સ્વીકારશે એમ આ સભા આશા રાખે છે

(૨) શ્રી ગો શ મહોત્સવ તથા ગુ સા પરિષદના એમ કુલ ત્રણેય દિવસના કાર્યક્રમની આછી રૂપરેખાનો ખ્યાલ આપવામા આવ્યો હતો

(૩) ફાળા અગે સગઠિત પ્રયાસ કરવા નીચેના સભ્યોની એક સમિતિ રચવામા આવી હતી

| | |
|---|---|
| (૧) શ્રી બેચરદાસ શાહ | (૮) શ્રી પ્રો અનામી |
| (૨) ,, ચન્દ્રકાન્ત કૂ શાહ | (૯) ,, અબ્દુલાભ કનાલ |
| ( ) , શિવાભાઇ શ્રૂ પટેલ | (૧૦) ,, ડૉ રતિલાલ પટેલ |
| (૪) ,, પોપટલાલ યાજ્ઞિક | (૧૧) ,, ડૉ ઇશ્વરભાઈ પટેલ |
| (૫) , મોહનલાલ ૭ શાહ | (૧૨) , મણિકલાલ મા નાર |
| (૬) , રમણલાલ ના શાહ | (૧૩) ,, રઘુનાથ બ્રહ્મભટ્ટ |
| (૭) ,, વિષ્ણુપ્રસાદ દેસાઈ | (૧૪) ,, ચુનીભાઈ મૂ પટેલ |
| | (૧૫) ,, અબાલાલ લ પટેલ |

નડિયાદ
તા ૨૨-૯-'૫૫

બ.બેચરદાસ મ. શાહ
પ્રમુખ,

વાથી મન્જૂર કરવામા આવે છે

તા ૭-૧૦-૫૫

બાબુભાઈ જ. પટેલ
પ્રમુખ,

૮. શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ, સ્થાનિક કારોબારી સભા અને સત્કાર મડળના સભ્યોની સયુક્ત સભા તા ૨૭ ઓક્ટો ૧૯૫૫ને રોજ સાજે છ વાગે માનનીય શ્રી બાબુભાઈ જ. પટેલના પ્રમુખસ્થાને શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકશાળાને મેડે મળી હતી તેની કાર્યવાહી —

આ સભામા કુલ ૬૫ સભ્યો હાજર હતા અને તેમા નીચે દર્શાવેલા ઠરાવો તથા નિર્ણયો લેવામા આવ્યા હતા

(૧) શ્રી ગો. શ મહોત્સવ અને ગુ સા પરિષદના ૧૯મા સમેલન અગે આશરે રૂ ૨૦૦૦૦) નુ સયુક્ત બજેટ મજૂર કરવામા આવ્યુ હતુ.

(૨) કાર્યોની સગળતા અને ઝડપી નિકાલ માટે શ્રી ગો શ મહોત્સવ સમિતિના તથા સત્કાર મડળના પ્રમુખ, ઉપપ્રમુખ અને મત્રીઓ, સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ, મત્રીઓ અને સવાહકોનુ એવું સયુક્ત કાર્યવાહક મડળ રચવામા આવે છે અને તેને જરૂરી બધી જ સત્તા સાથે સાથે આપવામા આવે છે હવે પછીના બધા કામો પોતાના હાથ ઉપર વેળાસર લે એમ સર્વાનુમતે ઠરાવવામા આવે છે

(૩) શ્રી ગો શ મહોત્સવ અને ગુ સા. પરિષદના ૧૯મા સમેલનનો – ત્રણેય દિવસનો સપૂર્ણ વિગતવાર કાર્યક્રમ નીચે મુજબ નક્કી કરવામાં આવ્યો છે અને તેમાં પ્રસંગોપાત જરૂરી ફેરફાર કરવાની સપૂર્ણ સત્તા સયુક્ત કાર્યવાહક મડળને આપવામા આવે છે

× × ×

## —: શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ—નડિયાદ :—

### વિજયા દશમી : બુધવાર : તા. ૨૬-૧૦-'૫૭

### —: કાર્યક્રમ :—

| | | | સમય |
|---|---|---|---|
| ૧ | પ્રાર્થના અને સ્વાગત ગીત | સવારે | ૯-૩૦ થી ૯-૪૦ |
| ૨ | શ્રી ગો શ મહોત્સવ સમિતિના પ્રમુખ તથા સ્વાગતાધ્યક્ષનુ વકતવ્ય શ્રી બાબુભાઈ જ પટેલ | ,, | ૯-૪૦ થી ૧૦-૦૦ |
| ૩ | શતાબ્દી મહોત્સવના ઉદ્ઘાટનનુ મગલ પ્રવચન શ્રી દિ. બ કૃષ્ણલાલ મો ઝવેરી | ,, | ૧૦-૦૦ થી ૧૦-૧૫ |
| ૪ | શતાબ્દી મહોત્સવના પ્રમુખપદ માટે દરખાસ્ત અનુમોદન | ,, | ૧૦-૧૫ થી ૧૦-૨૦ |
| ૫ | પ્રમુખપદનો સ્વીકાર | | |
| ૬ | "અવની પરથી નભ ચડવુ વારી" એ ગીત ('સરસ્વતીચદ્ર'માથી) | ,, | ૧૦-૨૦ થી ૧૦-૨૫ |
| ૭ | શ્રી ગોવર્ધનરામની પ્રતિમાની અનાવરણવિધિ અને સ્મારક ગ્રથનુ પ્રકાશન | ,, | ૧૦-૨૫ થી ૧૦-૪૦ |

| | | | |
|---|---|---|---|
| ૮ | શુભેચ્છાના સંદેશાઓનું વાચન : | ,, | ૧૦–૪૦ થી ૧૦–૫૦ |
| ૯ | શતાબ્દી મહોત્સવ સમિતિના મંત્રીનું નિવેદન | ,, | ૧૦–૫૦ થી ૧૧– ૫ |
| ૧૦ | પ્રમુખશ્રીનું ભાષણ : શ્રી ક. મા. મુનશી. ગવર્નર ઉત્તરપ્રદેશ. | ,, | ૧૧–૫ થી ૧૧–૪૫ |
| | ભોજન અને વિશ્રાંતિ | બપોરે | ૧૧–૪૫ થી ૩–૩૦ |
| ૧૧ | એક ગીત— ' સ્નેહમુદ્રા ' માંથી | ,, | ૩–૩૦ થી ૩–૪૦ |
| ૧૨ | વક્તાઓનાં પ્રવચનો | ,, | ૩–૪૦ થી ૬–૦૦ |
| ૧૩ | પારિતોષિક વિતરણ. ( નિબંધ લેખન હરીફાઇ અંગે ) | ,, | ૬–૦૦ થી ૬–૧૦ |
| ૧૪ | સ્મારક ગ્રંથ અંગે નિવેદન | ,, | ૬–૧૦ થી ૬–૨૫ |
| ૧૫ | વંદેમાતરમ્ | ,, | ૬–૨૫ થી ૬–૩૦ |
| | —: ભોજન અને વિશ્રાન્તિ :— | | |
| ૧૬ | " સરસ્વતીચંદ્ર " નાટક | રાત્રે | ૮–૩૦ થી ૧૨–૦૦ |

(૬) ગુજરાતી સાહિત્ય પરિષદની વિષય વિચારિણી સમિતિની સભા માટે સત્કાર મંડળના સભ્યોમાંથી નીચેના વીસ પ્રતિનિધિઓ ચૂંટવામાં આવે છે.

| | |
|---|---|
| ૧. શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ | ૧૧. શ્રી ઉપેન્દ્ર છ. પંડ્યા |
| ૨. ,, શિવાભાઇ ભૂલાભાઇ પટેલ | ૧૨. ,, ઉત્સવભાઈ પરીખ |
| ૩. ,, ચુનીભાઈ મણિભાઈ પટેલ | ૧૩. ,, મોતીભાઈ બાપુજી શાહ |
| ૪. ,, શાન્તિલાલ ઠાકર | ૧૪. ,, રઘુનાથ બ્રહ્મભટ્ટ |
| ૫. ,, અંબાલાલ લલ્લુભાઈ પટેલ | ૧૫. ,, મનમોહનદાસ દેસાઈ |
| ૬. ,, પ્રો. અનામી – | ૧૬. ,, રતિલાલ મૂ. દવે |
| ૭. ,, કુસુમબહેન હરિભાઈ પટેલ | ૧૭. ,, પ્રભાબહેન વ. દવે |
| ૮. ,, પ્રો. રામચંદ્ર પંડ્યા | ૧૮. ,, સી. એન. મહેતા |
| ૯. ,, ચન્દ્રકાન્ત શાહ | ૧૯. ,, મણિભાઇ ઠાકર |
| ૧૦. ,, ચંદ્રપ્રસાદ મ. દેસાઇ | ૨૦. ,, સોમાભાઈ વ પટેલ |

(૭) અત્યાર સુધીમાં મંજૂરીની અપેક્ષાએ કરવામાં આવેલા તમામ ખર્ચને બહાલી આપવામાં આવે છે.

(૮) વડોદરાના 'ધરા ગૂર્જરી' નાટકને આ પ્રસંગોએ ભજવવા માટે શ્રી જશવંત ઠાકર તરફથી કરવામાં આવેલ મૌખિક સૂચન અંગે સંયુક્ત કાર્યવાહક મંડળને છેવટનો નિર્ણય કરવાની સત્તા આપવામાં આવે છે.

(૯) ગુજરાતની કૉલેજોના ગુજરાતીના અધ્યાપકોનું વાર્ષિક સંમેલન તા. ૨૫–૧૦–૫૫ના રોજ ભરવા માટે શ્રી રણજિતભાઈ પટેલ ( અનામી ) તરફથી કરવામાં આવેલા સૂચનનો સ્વીકાર કરવામાં આવે છે.

**નડિયાદ,** **બાબુભાઈ જશભાઈ પટેલ**
તા. ૨–૧૦–'૫૫ પ્રમુખ

વાંચી મંજૂર કરવામાં આવે છે.

**નડિયાદ,** **બહેચરદાસ મ. શાહ**
તા. ૪–૧૦–'૫૫ પ્રમુખ

# શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ, નડિયાદ

## વિજયાદશમી – બુધવાર – તા. ૨૬–૧૦–૫૫

શ્રી સંતરામ મંદિરની પાછળ મુનિખંડના વિશાળ મંડપમાં આશરે પાંચ છ હજાર માણસોની મેદની સાક્ષરધામ નડિયાદના પનોતા પુત્ર, સાક્ષરમુકુટ શ્રી ગોવર્ધનરામને અંજલિ આપવા એકત્ર થઈ હતી. મહાગુજરાતના વગાખરા વિદ્વાનો, સાક્ષરો, કવિઓ, અધ્યાપકોની હાજરી ધ્યાન ખેંચી રહી હતી. શરૂઆતમાં બહેનોએ પ્રાર્થના ગીત ગાયું. ત્યાર પછી સ્વાગતાધ્યક્ષ મુંબઈ પ્રાન્તના મહેસૂલ ખાતાના નાયબ પ્રધાન શ્રી બાબુભાઈ જશભાઈ પટેલે પોતાના વ્યાખ્યાનમાં શ્રી ગોવર્ધનરામને ભાવપૂર્ણ, સુંદર અંજલિ આપીને, નડિયાદની સાક્ષરતાનું, ભૂતકાળીન સપ્તર્ષિમંડળનું કવિ સમ્રાટ શ્રી નાનાલાલના પ્રેરક શબ્દોમાં વર્ણન કરીને, હાજર રહેલા બંધુઓનો તથા શ્રોતાવર્ગનો ભાવભીનો સત્કાર કર્યો હતો. અંતમાં તેમણે દિ. બ. કૃષ્ણલાલ મો. ઝવેરીને શતાબ્દી મહોત્સવના ઉદ્ઘાટનનું મંગલપ્રવચન કરવા વિનંતિ કરી હતી. દિ. બ. ઝવેરીએ પોતાના શ્રી ગોવર્ધનરામના મીઠા સંસ્મરણો ભાવની ઉષ્માભરી, સાદી અસરકારક વાણીમાં રજૂ કર્યા હતા.

ત્યાર પછી શતાબ્દી મહોત્સવના પ્રમુખ તરીકે શ્રી કનૈયાલાલ મુનશીના નામની દરખાસ્ત મૂકતા શ્રી શાન્તિલાલ ઠાકરે જણાવ્યું હતું કે સરસ્વતીચન્દ્રકાર શ્રી ગોવર્ધનરામની ચિંતક શક્તિ, કલ્પક શક્તિ, કલા વિધાન શક્તિ ગુજરાતમાં અજોડ છે. સ્વભાવે તે મીઠા હોવાથી અજાતશત્રુ રહ્યા છે. તેમને પગલે ચાલીને, શ્રી મુનશીએ નવલકથાના ક્ષેત્રમાં એક નવીન ભાત પાડી છે. તેથી મહાગુજરાતના બધા વિદ્વાનો, સાક્ષરો, કવિઓ અને સાહિત્ય પ્રેમી જનતા તેમને જે અંજલિ અર્પે અને બહુમાન દર્શાવે, તેમાં શ્રી મુનશીજી પ્રમુખ બની પોતાનો સૂર પુરાવે, તો તે અંજલિ વધારે સંપૂર્ણ અને ગૌરવવંતી બને. પ્રમુખની તે દરખાસ્તને શ્રી ચુનીભાઈ મૂળજીભાઈ પટેલે અનુમોદન આપ્યું હતું. ત્યાર બાદ શ્રી મુનશીએ પ્રમુખપદનો સ્વીકાર કર્યો હતો.

ત્યાર બાદ 'અવનિ પરથી નભ ચડ્યું વારિ' ગીત ગવાયું હતું.

પછી પ્રમુખશ્રીએ શ્રી ગોવર્ધનરામની પ્રતિમાનું અનાવરણ કર્યું હતું. શ્રી ગોવર્ધન શતાબ્દી સ્મારક ગ્રંથનું પ્રકાશન શ્રી મુનશીજીએ જાહેર કર્યું હતું, અને તે અંગેનું નિવેદન કરતા શ્રી નગીનદાસ પટેલે જણાવ્યું હતું કે શ્રી ગોવર્ધનરામના અપ્રગટ પુસ્તક 'અધ્યાત્મજીવન'ને તેમાં પહેલી જ વાર પ્રગટ કરવામાં આવ્યું છે. તે ગ્રંથનું સંપાદન કરવા માટે સંપાદક મંડળના શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, શ્રી મગનભાઈ પ્ર. દેસાઈ, શ્રી યશવંત શુક્લ તથા શ્રી ઉપેન્દ્ર પંડ્યાનો આભાર માન્યો હતો.

ત્યાર બાદ શ્રી સોમાભાઈ વ. પટેલે શ્રી ગોવર્ધનરામ શતાબ્દી મહોત્સવને તથા ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૯મા અધિવેશનને સફળતા ઇચ્છતા સંદેશાઓનું વાચન કર્યું હતું. શુભેચ્છાના સંદેશાઓ મોકલનાર મુખ્ય નીચે પ્રમાણે હતા —

(૧) પાંડીચેરી શ્રી અરવિંદ આશ્રમના શ્રી માતાજીના આશીર્વાદ
(૨) લોકસભાના સ્પીકર માનનીય શ્રી માવળંકર દાદા સાહેબ
(૩) આંધ્રના રાજ્યપાલ માનનીય શ્રી ચંદુલાલ ત્રિવેદી
(૪) સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાન માનનીય શ્રી રસિકલાલ પરીખ
(૫) સૌરાષ્ટ્રના શિક્ષણ મંત્રી માનનીય શ્રી જાદવજી કે. મોદી

તેમાં કોલેજોમાંથી આવેલા નિબંધોનું પરીક્ષણ પ્રા૦ શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ તથા પ્રા૦ શ્રી અનંતરાય રાવળે કર્યું હતુ; અને શાળાઓમાંથી આવેલા નિબંધોનું પરીક્ષણ પ્રા૦ અનામી તથા પ્રા૦ શ્રી ધીરૂભાઈ ઠાકરે કર્યું હતું. સફળ થયેલાં ભાઈબેનોને પ્રમુખશ્રીને હસ્તે ઈનામો અપાયાં હતાં.

ત્યાર બાદ પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીએ તેમનું વ્યાખ્યાન કરતાં શ્રી ગોવર્ધનરામને અંજલિ સમર્પી હતી

બપોરે ભોજન તથા આરામ બાદ સાડા ત્રણ વાગે પ્રથમ તો શ્રી ગોવર્ધનરામની "સ્નેહમુદ્રા" માંથી એક ગીત ગાવામા આવ્યુ હતુ ત્યાર પછી ગુજરાતના વિદ્વાન વક્તાઓએ પોતાને સોંપાયેલા વિષય પર શ્રી ગોવર્ધનરામને સુંદર અંજલિઓ અર્પી હતી

પ્રથમ શ્રી શાન્તિલાલ ઠાકરે તેમને " લક્ષ અને અલક્ષનો ઋષિ " કહી, વ્યવહાર અને પરમાર્થ બન્નેની સમન્વયી દૃષ્ટિ અપનાવવામા ને શ્રી અરવિંદના પૂર્ણયોગની જીવનદૃષ્ટિના પુરોગામી છે, અને તે આગળ ગુજરાતે સકારણ ગૌરવ લેવા જેવું છે તેમ જણાવ્યું હતુ. શ્રી ગોવર્ધનરામના મત પ્રમાણે અલક્ષની પ્રાપ્તિ માટે લક્ષના ધર્મો બરાબર બજાવવા જરૂરનું છે અલક્ષરૂપી અસિ લક્ષરૂપી મ્યાનમાં રહે છે મ્યાન જેમ તલવારને તેજસ્વી રાખે છે અને સુરક્ષિત રાખે છે, તેમ લક્ષ ધર્મોનુ કાળજી ભરેલું પાલન અલક્ષ તત્ત્વનુ ગોપન કરે છે અને તેનુ સ્વતેજ જાગ્રતી રાખે છે આ તેજને ઈશોપનિષદ્‌મા અવિદ્યા અને વિદ્યા તથા સંભૂતિ અને અસંભૂતિ કહી વર્ણવ્યા છે. જીવન્મુક્તે પણ અજ્ઞાની કે અર્ધપ્રબુદ્ધ જનોને પ્રબુદ્ધ કરવા " સ્તનંધય કર્મ " કરવાનુ છે, તે તેમની ફરજ છે, તેમનુ સ્વયં આપતિત મુક્ત દિવ્ય કર્મ છે. તેજ ગીતાનો કર્મયોગ છે, કે જેનું પ્રથમ ત્વલત ઉદાહરણ ભગવાન પોતે છે. આ લક્ષ–અલક્ષની સમન્વિત દૃષ્ટિ શ્રી ગોવર્ધનરામની સર્વ પ્રવૃત્તિઓની નિયામક હતી, અને તેમાં જ તેની મહત્તા છે.

ત્યાર પછી શ્રી ઉપેન્દ્ર પંડ્યાએ સરસ્વતીચન્દ્રકારની મહત્તા અને તેમની કૃતિની મહત્તા વિષે હળવી છતાં ગભીર શૈલીમા વ્યાખ્યાન આપ્યું હતુ

ત્યાર બાદ પ્રા. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ શ્રી ગોવર્ધનરામને પોતાની અંજલિ અર્પતા જણાવ્યુ હતુ કે નવલકથાનુ કોઈ ખાસનુ સ્વરૂપ હજી નિશ્ચિત થયુ નથી એટલે તેના બૃહદ્ સ્વરૂપને કારણે સરસ્વતીચંદ્ર નવલકથા નથી એમ કહેવું તે યુક્તિયુક્ત નથી. શ્રી ગોવર્ધનરામ સમર્થ ચિંતક અને કલાવિધાનના વિધાયક હતા તેમનાં નાનામા નાના પાત્રો પણ તેટલી જ ઝીણવટથી, તાદૃશતાથી અને સમજદારી પૂર્વક ચીતરાયા છે આ બતાવે છે કે ગોવર્ધનરામની પાત્રાલેખનની પકડ અજબ હતી, અને તે નાના કે મોટા પાત્રને આલેખતાં સરખી રીતે જાગ્રત અને અસરકારક, કાર્યસાધક નીવડતી. આટલા વિશાળ ફલક ઉપર આટલાં બધાં પાત્રોના સર્જનહાર માટે આ કાંઇ નાનીસૂની સિદ્ધિ ન કહેવાય

કવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટે અંજલિ આપતાં જણાવ્યુ કે તે જમાનામાં 'સરસ્વતીચંદ્ર' અને કલાપીનો કેકારવ આ બે પુસ્તકોએ યુવાનો અને પ્રૌઢો પર ભારે અસર ઉત્પન્ન કરી હતી. તેમણે કવિતા લખવાની પ્રેરણા સરસ્વતીચંદ્રમાંથી મેળવી હતી

શ્રી કિશનસિંહ ચાવડાએ શ્રી ગોવર્ધનરામની પ્રેમ મીમાંસાનો વિષય ચર્ચ્યો હતો. ગોવર્ધનરામ સ્થૂલ પ્રેમમાંથી સૂક્ષ્મ પ્રેમના રૂપાંતર સુધી ગયા છે. પણ તેમનું સંપૂર્ણ દિવ્યીકરણ કરી શક્યા તેમ કહી શકાતુ નથી. બુદ્ધિધન અને સૌભાગ્ય લક્ષ્મી, ગુ સુંદરી અને વિદ્યાચતુર – આ ગૃહસ્થાશ્રમના દાખલા, દરેક સ્વસ્થ સ્થૂલ સૂક્ષ્મ કામ–પ્રેમ છે પ્રમાદધન અને કૃષ્ણકલિકાનો કામ ગ્રામ્ય અને સ્થૂલ છે કુમુદ અને સરસ્વતી

ચંદ્રનો પ્રેમ, ન્યૂન બીજામાંથી ઉન્નત બની સૂક્ષ્મ બનતો ચાલે છે, અને અંતમાં આદર્શનિષ્ઠ અશરીરી બનીને રહે છે મધુરીમૈયાની હૃદયગુફાના પડ જ્યારે ચંદ્રકાન્તનીમૈયા ઉઘાડે છે ત્યારે આપણને ગોવર્ધનરામના સાહિત્યાયનના ન્યાયશાસ્ત્રના ઝીણવટ ભર્યા જ્ઞાન માટે આશ્ચર્ય સાથે બહુમાન પેદા થાય છે પણ કુસુમ સાથે લગ્ન કરાવી, સરસ્વતીચંદ્રના પ્રેમની ચરિતાર્થતા ગોવર્ધનરામ સ્થાપી શક્યા હોય તેમ સંપૂર્ણ ઊર્મિશીલ બની શક્યા હોય તેવી પ્રતીતિ આપણને થતી નથી

શ્રી સનતકુમાર 'કલ્યાણગ્રામની યોજના' પર બોલતા હતા. તેમણે આ સૂચન અંજલિ આપતાં તેમણે જણાવ્યું હતું કે યોજનામાં ગોવર્ધનરામના શાસ્ત્ર અને વૈજ્ઞાનિકતાની સતત ચિંતા આપણને જણાયા સિવાય રહેતી નથી અત્યારે આપણને તેમની યોજનાના કેટલાક અંશનો અવ્યવહારુ કે અગમ્ય જેવા લાગે દા. ત. પાંચ-દસ હજાર રૂપીઆ બચાવી અમુક યતિઓને નવા ઉદ્યોગો શીખવા પરદેશ મોકલવા, અને પછી તેમની મારફતે દેશમાં ઉદ્યોગો સ્થાપવા અને વિકસાવવા આવું વ્યક્તિગત કાર્ય અત્યારે સહકારી યોજનાના જમાનામાં-પંચવર્ષીય યોજનાઓના જમાનામાં આપણને અપીલ ન કરે, પણ જ્યાંય વિદ્વાનોને સંશોધકોને, કવિઓને શાસ્ત્રજ્ઞોને, વૈજ્ઞાનિકોને તેમના કુટુંબની ભરણપોષણની જંજાળમાંથી મુક્ત કરી મુક્ત વાતાવરણમાં, એક સાથે પરસ્પર વિચારવિનિમય અને એકીકરણ થાય તેટલા માટે કલ્યાણગ્રામ જેવા એક સ્થાને વસાવવા, અને તે બાબત સરકારે પ્રબંધ કરવો–તે વિચારશ્રેણીની આવશ્યકતા માટે બે મત નથી. આ કલ્યાણગ્રામની યોજનાનો વિસ્તૃત અર્થમાં હવે સ્વતંત્ર ભારતે અમલ કરવાનો છે અને તેજ આ સાચી રીતે ગોવર્ધનરામને અંજલિ છે

ત્યાર બાદ શ્રી ઉમાશંકર જોશીએ 'કવિ શ્રી ગોવર્ધનરામ' પર બોલતા હતા સ્નેહમુદ્રામાંના કેટલાક ભાગોનો નિર્દેશ કરી વક્તાએ જણાવ્યું હતું કે ગોવર્ધનરામ જો સરસ્વતીચન્દ્ર લખવામાં ગૂંથાઈ ગયા ન હોત, અને વધારે લાંબુ આયુષ્ય ભોગવી શક્યા હોત, તો ગુજરાતમાં એક વિખ્યાત કવિ તરીકે તેમણે નામના મેળવી હોત તેમાં મને શંકા નથી 'અવનિ પરથી નભ ચઢતું નાવિ' 'શુભ્ર સ્વર્ગમાં વસનારી તે' 'જોગીરાજ ઊભા રહો જરી' (ટેનીસનના 'Hermit' કાવ્યનો ભાષાન્તર) – આવા કેટલાક કાવ્યો મારી વાતને સાબીત કરવા પૂરતા છે અને તે પણ તે જમાનામાં તેમણે મેળવેલી કાવ્યસિદ્ધિ છે જ્યારે આગિયા માટે 'glowworm' પરથી તેમને 'તેજકીટ' 'પ્રકાશકીટ' જેવા અને 'ઝાકળ' માટે 'નિશાકુસુમ' જેવા શબ્દો યોજવા પડે ગોવર્ધનરામનું હૃદય કવિહૃદય હતું તે તો તેમના સરસ્વતીચન્દ્રને પાને પાને પ્રગટ થાય છે

શ્રી કાન્તિલાલ પંડ્યાએ ગોવર્ધનરામના અક્ષર ચરિત્ર પર અને હૃદયસંપત્તિ પર વિવેચન કર્યું હતું

પછી 'વન્દે માતરમ્' ગવાયા બાદ સમેલન પૂરું થયું આનંદ અને સંતોષની લાગણીમાં વિખરાયું હતું

રાતે શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના ચોગાનમાં ખાસ બનાવેલા રંગમંચ ઉપર નડિયાદના સ્થાનિક કલાકારોએ કવિ શ્રી રઘુનાથે નાટ્ય રૂપમાં જૂનું રચેલું 'સરસ્વતીચન્દ્ર' નાટક ભજવી બતાવ્યું હતું તેમાં કુમુદ અને કુસુમના પાત્રોએ બહુ પ્રશંસનીય કામગીરી બજાવી હતી ગામના તથા બહારગામના લોકો રાતના મનોરંજનમાં જે ઉત્સાહપૂર્વક હાજરી આપતા, તે ઉપરથી તેને જોવા માટેનો લોકોનો તલસાટ જણાઈ આવતો આશરે છ સાત હજાર પ્રેક્ષકોએ ત્રણેય દિવસના રાત્રિના મનોરંજનના કાર્યક્રમો રસ ભાવથી નિહાળ્યા હતા

## ગુજરાત સાહિત્ય પરિષદ ૧૯ મું સંમેલન : નડિયાદ.

### ગુરુવાર તા. ૨૭-૧૦-'૫૫

| | કાર્યક્રમ | | સમય |
|---|---|---|---|
| ૧ | પ્રાર્થના અને "જય જય ગરવી ગુજરાત" | સવારે | ૯-૦૦ થી ૯-૧૦ |
| ૨ | સ્વાગત મંડળના પ્રમુખનું પ્રવચન શ્રી કાન્તિલાલ છ. પંડ્યા | ,, | ૯-૧૦ થી ૯-૩૦ |
| ૩ | સંમેલનના ઉદ્ઘાટકનું મંગલ પ્રવચન શ્રી હરેકૃષ્ણ મહેતાબ રાજ્યપાલ – મુંબઈ રાજ્ય | ,, | ૯-૩૦ થી ૯-૪૫ |
| ૪ | પ્રમુખપદ માટે દરખાસ્ત અને અનુમોદન | ,, | ૯-૪૫ થી ૯-૫૫ |
| ૫ | પ્રમુખપદનો સ્વીકાર | ,, | ૯-૫૫ થી ૧૦-૦૦ |
| ૬ | શુભેચ્છાના સંદેશાઓનું વાચન | ,, | ૧૦-૦૦ થી ૧૦-૧૦ |
| ૭ | સાહિત્ય પરિષદના મંત્રીઓનું નિવેદન શ્રી જયંતકૃષ્ણ હ. દવે | ,, | ૧૦-૧૦ થી ૧૦-૨૫ |
| ૮ | પ્રમુખશ્રીનું ભાષણ શ્રી ક. મા. મુનશી રાજ્યપાલ-ઉત્તર પ્રદેશ | ,, | ૧૦-૨૫ થી ૧૧-૦૦ |
| ૯ | પ્રદર્શનના પ્રમુખશ્રીનું પ્રવચન અને ઉદ્ઘાટન શ્રી મનોહરભાઈ સાગરભાઈ પટેલ એમ. એલ. એ. મધ્યપ્રદેશ | ,, | ૧૧-૦૦ થી ૧૨-૦૦ |
| | ભોજન અને વિશ્રાન્તિ | બપોરે | ૧૨-૦૦ થી ૩-૩૦ |
| ૧૦ | એક ગીત | ,, | ૩-૩૦ થી ૩-૩૫ |
| ૧૧ | વિભાગીય પ્રમુખોના ભાષણો | ,, | ૩-૩૫ થી ૭-૦૦ |
| ૧૨ | વિષયવિચારિણી સમિતિની સભા (ફક્ત સભ્યો માટે) | ,, | ૭-૦૦ થી ૮-૩૦ |
| | ભોજન અને વિશ્રાન્તિ | | |
| ૧૩ | મનોરંજન કાર્યક્રમ | રાત્રે | ૯-૦૦ થી ૧૨-૦૦ |

### શુક્રવાર તા. ૨૮-૧૦-'૫૫

| | | | |
|---|---|---|---|
| ૧ | નિબંધોનું વિભાગીય વાચન | સવારે | ૮-૩૦ થી ૧૧-૩૦ |
| | ભોજન અને વિશ્રાન્તિ | બપોરે | ૧૧-૩૦ થી ૩-૩૦ |
| ૨ | ઠરાવો | ,, | ૩-૩૦ થી ૬-૦૦ |
| | ઇનામવિતરણ, પ્રમુખશ્રીનો ઉપસંહાર અને આભાર દર્શન | ,, | ૬-૦૦ થી ૭-૦૦ |
| ૪ | મનોરંજન કાર્યક્રમ | રાત્રે | |

(૪) મંડપ સમિતિની રચનાનું કામ સંયુક્ત કાર્યવાહક મંડળને સોંપવામાં આવે છે.

(૫) તા. ૨૨-૯-'૫૫ની સભામાં સ્થાનિક પ્રેક્ષકો, શાળા-મહાશાળાના વિદ્યાર્થીઓ અને બહારના પ્રેક્ષકો માટે ફીનું જે ધોરણ વિચારવામાં આવેલું તે બાબતમાં સંજોગો અને પરિસ્થિતિ બદલાતા હોવાથી ફરી વિચાર કરી તે અંગેનો છેવટનો નિર્ણય નવા રચાયેલા સંયુક્ત કાર્યવાહક મંડળને સોંપવો તેમ ઠરાવવામાં આવે છે.



પરિશિષ્ટ નં ૧

# સાક્ષરરત્ન શ્રી. ગોવર્ધનરામનો શતાબ્દી મહોત્સવ ઊજવવા લેવાયેલો નિર્ણય

ગુજરાતી સાહિત્યના વિદ્વાન નવલકથાકાર, સમર્થ ચિંતક, અનુપમ ગદ્યસ્વામી, 'સરસ્વતીચંદ્ર'કાર ગોવર્ધનરામ ત્રિપાઠીના જન્મને આવતી વિજ્યાદશમીએ તા ૨૬-૧૦-૫૫ના રોજ સો વર્ષ પૂરાં થાય છે તેમની શતાબ્દીને તેમના વતન સાક્ષરધામ નડિયાદે યોગ્ય રીતે ઊજવવી તેવું તા ૨૦-૧૦-૫૪ના રોજ શ્રી ડાહીલક્ષ્મી લાયબ્રેરીને મેડે નડિયાદના આશરે ૨૫-૩૦ મુખ્ય નાગરિકોની સભામાં નક્કી થયું હતું ત સભામાં કારોબારી પણ નીમવામાં આવી હતી તેના પ્રમુખ તરીકે મુંબઈ રાજ્યના બાંધકામ ખાતાના નાયબ પ્રધાન શ્રી બાબુભાઇ જશભાઈ પટેલને ચૂંટી કાઢવામાં આવ્યા હતા મંત્રીઓ તરીકે શ્રી શાન્તિલાલ ઠાકર પ્રોફેસર અનામી, શ્રી મધુભાઈ ઠાકર તથા શ્રી સોમાભાઈ પટેલને ચૂંટી કાઢવામાં આવ્યા હતા

તે સભાએ નીચેના ઠરાવો પસાર કર્યા હતા

## ગુજરાતી સાહિત્ય પરિષદ બોલાવવી

(૧) વિજ્યાદશમી તા ૨૬-૧૦-૫૫ના રોજ શ્રી ગોવર્ધન શતાબ્દી નિમિત્તે તા ૨૪, ૨૫ ૨ એમ ત્રણ દિવસ માટે સાક્ષરધામ નડિયાદને આંગણે ગુજરાતી સાહિત્ય પરિષદ બોલાવવી તેના ઉત્સવ દિવસના અધિવેશનમાં શ્રી ગોવર્ધનરામ અને તેમના જીવન, લેખન, વ્યક્તિત્વ, કૃતિઓ વગેરે પર અંજલિઓ અપાય નિબંધવાચન થાય ચર્ચા થાય અને ગુજરાતના યુવાન લેખકો તથા સાહિત્ય-રસિકોને પ્રેરણારૂપ બને તેવા વ્યાખ્યાનો થાય

## સ્મારક-ગ્રંથ પ્રગટ કરવો

(૨) શ્રી ગોવર્ધન શતાબ્દી સ્મારક ગ્રન્થ પ્રગટ કરવો તેમાં ગુજરાતના સમ્પ્રતિ ૬૦-૭૦ લેખકો ચિંતકો કવિઓ, ચિત્રકારો વગેરેને પોતપોતાની કૃતિ મોકલી આપવા વિનતી કરવી તેની છાપેલી નિમંત્રણ પત્રિકા મંત્રીઓ થોડા જ સમયમાં લેખકોને મોકલી આપશે આ સ્મારક-ગ્રંથમાં ગુજરાતના વિદ્વાનો તથા કવિઓ, આપણા અનુપમ ગદ્યસ્વામી અને નવલકથાકારની સ્મૃતિને જોમ આપે તેવા ચિંતનના પરિપાકરૂપ લેખો, વિવેચનો સ્મૃતિ-અંજલિઓ કાવ્યો વગેરે ખાસ તૈયાર કરી ચિરંતન સાહિત્ય-સમર્પણરૂપ બની રહે તેવી કાળજી રાખી મોકલે તેવી મંત્રીઓની ખાસ વિનતી છે ચિત્રકારો શ્રી ગોવર્ધનરામની ચિત્ર-કૃતિઓ મોકલે અથવા 'સરસ્વતીચંદ્ર'માંથી કોઇ પાત્ર કે પ્રસંગનું ચિત્ર કલ્પનાથી દોરી પોતાની કૃતિ શ્રી ગોવર્ધનરામની શતાબ્દી પ્રસંગે અર્પણ કરે તે બધું યથાશક્તિ ગોઠવીને મંત્રીઓ સ્મારક-અંકમાં સુંદર રીતે ગુજરાતી સાહિત્યના તે અંગ ભાત પાડે તેવી રીતના પ્રકાશનું કાર્ય હાથ ધરે

## નિબંધ હરીફાઈ

( ) ગુજરાતી-ભાષા-ભાષી શાળાઓ તથા કોલેજોમાં વિદ્યાર્થીઓ નિબંધ લખી જૂન (૧૯૫૫) માસના અંત પહેલાં મંત્રીઓને મોકલી આપે

## નાટક યોજવું

(⁄) વિજ્યાદશમી તા ૨૬-૧૦-૫૫ની રાત્રે 'સરસ્વતીચંદ્ર' નાટક ભજવવું અથવા તેમાંના કેટલાક પ્રસંગો ભજવવા તેની વ્યવસ્થા શ્રી રઘુનાથ કવિ શ્રી જશવંત ઠાકર, શ્રી અવિનાશ વ્યાસ વગેરે કરશે તેને માટે તખ્તાલાયકીવાળું નાટક લખવાની પણ તે સમિતિ જ તજવીજ કરે

(૫) ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વ્યાખ્યાતાઓને અને વિદ્વાનોને તેમના અનુકૂળ દિવસે પોતાની નડિયાદના ગોવર્ધન ભવનમાં શ્રી ગોવર્ધનરામ તથા તેમની કૃતિઓ પર વ્યાખ્યાનો ગોઠવવા

## નડિયાદવાસીઓની ફરજ

ઉપરના ખાતાઓમાંથી જેટલા અમલમાં મૂકાય તેટલા મૂકવા તે નડિયાદના નિવાસીઓની ફરજ છે તેને માટે નાણા-સમિતિ જ્યારે નડિયાદના નાગરિકો પાસે આવે ત્યારે તેમને છૂટે હાથે અને મોકળા મને મદદ કરવી તે પણ નડિયાદની જનતાની ફરજ છે આ આપણે ઋષિ-ઋણ ફેડવાની તક છે, આપણા લાડકવાયા પનોતા સાક્ષરરત્નના નામને યાદ કરી કૃતકૃત્ય થવાની તક છે તેમાંથી નડિયાદના યુવાનોને પ્રેરણા મળશે નાગરિકોને જીવન-ઘડતરનું ભાથું મળશે આશા છે કે આવા સુંદર કાર્યમાં નડિયાદ પાછું નહિ પડે

શ્રી ગોવર્ધનરામ અજાતશત્રુ હતા, વિદ્વાન હતા, સમર્થ વકીલ હતા ૪૦ વર્ષની ઉમ્મરે ધીકતી વકીલાતને ફગાવી દઈ, કાઠિયાવાડની દિવાનગીરીના લાભને જતો કરી, સાહિત્ય સેવા માટે જ તે નિવૃત્ત થઈ નડિયાદમાં આવી રહ્યા તેમનું સાદું જીવન ઋષિના જેવું ધીરગંભીર અને પ્રૌઢ હતું નડિયાદ પોતાનું ઋણ તો અદા કરશે જ પરંતુ ગુજરાતની બીજી મુખ્ય મુખ્ય નગરીઓ પણ આ પ્રવૃત્તિ ઉપાડી લેશે તેવી અમને આશા છે

નિવેદક

શાંતિલાલ ઠાકર

× × ×

પત્રિકા નં. ૨
ડાહીલક્ષ્મી પુસ્તકશાળા
નડિયાદ,
તા. ૧૨-૨-૫૫

આચાર્ય શ્રી,

ચાલુ વર્ષે વિદ્યાર્થીમિત્રો સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામના જન્મ પ્રસંગને સો વર્ષ પૂરાં થાય છે તે શુભ પ્રસંગે શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ નડીઆદ તરફથી ગુજરાતના શાળા-મહાશાળાના વિદ્યાર્થીઓ માટે નિબંધ હરીફાઈ ગોઠવવામાં આવી છે તો તે અંગે આપની શાળા-મહાશાળાના વિદ્યાર્થી ભાઈબહેનો માટે નીચેની જાહેરાતનું યોગ્ય પ્રકાશન કરવા વિનંતી છે

લિ.
મંત્રીઓ,
શ્રી ગો. શ. મહોત્સવ સમિતિ,
નડિયાદ

### મહાશાળાના વિદ્યાર્થીઓ માટે

### —: નિબંધ માટે વિષયો :—

(૧) 'સરસ્વતીચંદ્ર'નાં સ્ત્રીપાત્રો (૨) 'સરસ્વતીચંદ્ર'નું તત્ત્વજ્ઞાન (૩) 'સરસ્વતીચંદ્ર'ની કુટુંબભાવના (૪) 'સરસ્વતીચંદ્ર'ની વસ્તુગૂંથણી (૫) 'સરસ્વતીચંદ્ર' – એક અવલોકન (૬) ગુજરાતી સાહિત્યમાં શ્રી ગોવર્ધનરામનો ફાળો

પસંદગી પામેલા પ્રથમ ત્રણ લેખો માટે અનુક્રમે રૂા ૨૫–૨૦–૧૫ના ઇનામ આપવામાં આવશે

શાળાના વિદ્યાર્થીઓ માટે

**—: નિબંધ માટે વિષયો :—**

(૧) 'સરસ્વતીચંદ્ર'માં મારું પ્રિય પાત્ર (૨) 'સરસ્વતીચંદ્ર'ની સંક્ષિપ્ત કથા (૩) હું સરસ્વતીચંદ્ર હોઉં તો— (૪) કુમુદની આત્મકથા (૫) 'સરસ્વતીચંદ્ર'ની લગ્નભાવના

પસંદગી પામેલા પ્રથમ ત્રણ લેખો માટે અનુક્રમે રૂા ૨૫–૨૦–૧૫ના ઇનામો આપવામાં આવશે

આ નિબંધો જૂન માસના અંત પહેલાં ઉપરના સરનામે મળી જવા જોઈએ

દરેક હરીફ ભાઈબહેને પોતાનું લખાણ સ્વતંત્ર છે તે બાબત પોતાની શાળા કે મહાશાળાના આચાર્યની સહી લેવી

આશા છે કે ગુજરાતના વિદ્યાર્થી ભાઈબહેનો આ તકને વધાવી લેશે અને શ્રી ગોવર્ધનરામ તરફનો પ્રેમ વ્યક્ત કરશે

× × ×

પરિશિષ્ટ ૨

## શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ

### : એક વિજ્ઞપ્તિ :

આવતા માસની તારીખ ૨૬–૨૭–૨૮ના દિવસો દરમિયાન ગુજરાતના સર્વમાન્ય સંસ્કારસ્વામી સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી જન્મ શતાબ્દી મહોત્સવની ઉજવણી તથા ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૯મું અધિવેશન નડિયાદ ખાતે થનાર છે એ હકીકતથી આપ પરિચિત હશો

સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીનો આ જન્મશતાબ્દી મહોત્સવ એ આખા ગુજરાતના સાહિત્ય ને સંસ્કારપ્રેમીઓ માટે એક અમૂલ્ય અવસર છે **'સરસ્વતીચંદ્ર,' 'સાક્ષરજીવન,' 'સ્નેહમુદ્રા,'** અને **'લીલાવતી જીવન કલા'** વગેરે જેવા ગ્રંથો ગુજરાતને આપીને સ્વ ગોવર્ધનરામે ગુજરાતના સંસ્કાર અને સાહિત્ય જીવનનું જે ઘડતર કર્યું છે તે માટે ગુજરાત સદાનું એમનું ઋણી છે અને રહેશે આ અવસર યત્કિંચિત્ સ્વરૂપમાં એ ઋણ અદા કરવાનો એક અનેરો પ્રસંગ છે, નાનો પ્રયાસ છે

તેઓશ્રી નડિયાદના, ખેડા જિલ્લાના અને ગુજરાતના વતની હતા, એથી આપણા સર્વ માટે આ અવસર વિશેષ મહત્ત્વનો ને ગૌરવનો છે વિશેષ સ્વરૂપમાં એને પૂર્ણ કરવાની ફરજ આપણા સૌને માથે રહે છે

શ્રી ગોવર્ધનરામ જન્મ શતાબ્દી મહોત્સવ પૂરા ગૌરવ સાથે ઊજવાય તે માટે નડિયાદના સાહિત્યપ્રેમી નાગરિકોની એક સભા રાજ્ય સરકારના બાંધકામ—ગૃહ ખાતાના નાયબ પ્રધાન શ્રી બાબુભાઈ જ પટેલના પ્રમુખસ્થાને સૌ પ્રથમ મળી હતી અને એ સભાએ આ મહોત્સવ માટેનો પ્રાથમિક કાર્યક્રમ ઘડી કાઢ્યો હતો ત્યારબાદ આખો મહોત્સવ સુંદર રીતે ઊજવાય તે માટે બીજી નાની મોટી સમિતિઓની રચના થઈ છે

હવે સરાસર આજ પ્રસંગે ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનને નડિયાદમાં ભરવાનું નિમંત્રણ આપવું–તેમ પણ વિચારાયું અને આપણા એ નિમંત્રણનો સ્વીકાર પણ થઈ ગયો છે શ્રી બેચરદાસ શાહના પ્રમુખસ્થાને એક વિસ્તૃત કાર્યવાહક સમિતિની રચના કરવામાં આવી છે અને સત્કાર મંડળના પ્રમુખ તરીકે શ્રી કાન્તિલાલ છ પંડ્યાની વરણી કરવામાં આવી છે સ્વાગત સભ્યો નોંધવાનું કાર્ય પણ સારી રીતે ચાલી રહ્યું છે

પત્રિકા ન ૫

# શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ, નડિયાદ.

મુરબ્બી શ્રી

વિ વિ. કે આપને વિનંતિ કરીએ કે આવતે વર્ષે સવંત ૨૦૧૧ના આશ્વિન સુદ દશમ (વિજયાદશમી) ને દિવસે ગુજરાતના સાક્ષરરત્ન શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીના જન્મને સો વર્ષ પૂરા થાય છે તે નિમિત્તે શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ, નડિયાદ, તરફથી શ્રી ગોવર્ધન શતાબ્દી સ્મારક ગ્રથ પ્રકટ કરવાનો નિર્ણય લેવાનો છે. તેમા ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાનો, સાક્ષરો, કવિઓ, વિવેચકો તથા ચિત્રકારોનો સહકાર અમે માગીએ છીએ તો આપને આપની લેખપ્રસાદી, કાવ્ય ચિત્ર કે નાટક આશરે ૨–૩ માસમા મોકલી આપવાની અમારી આગ્રહપૂર્ણ વિનતી છે

આપશ્રી ગોવર્ધનરામના સમૃદ્ધ વ્યક્તિત્વ અને તેમના વિશાળ સાહિત્યસર્જનના કયા અગ ઉપર લેખ કાવ્ય કે ચિત્ર મોકલી આપી અમને ઉપકૃત કરશો તે આપ સમયસર જણાવી શકો તો અમારુ કામ સરળ થાય

આપ આ સબધી કોઈ અભ્યાસપૂર્ણ કૃતિ માટે વિચાર કરી, બનતી ત્વરાએ નીચેના સરનામે જવાબ આપશો એવી આશા છે

વિ. આપના વિશ્વાસુ.
મંત્રીઓ,
શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ
નડિયાદ

C/o શ્રી મોતાભાઈ વ પટેલ એમ એ,
અમદી ચકલા, નડિયાદ
તા ૧૨ ૧૧ ૧૯૫૪

× × ×

પત્રિકા ન ૬

## જાહેર આમંત્રણ

## શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ, નડિયાદ

આગામી તા ૨૬—૨૭—૨૮ ઓકટોબર માસમા નડિયાદને આગણે સાહિત્યના બે સત્ર ભરાશે એક શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ અને બીજુ ગુજરાતી સાહિત્ય પરિષદનુ ૧૯મુ અધિવેશન

આ સારસ્વત સત્રોનુ યોગ્ય વાતાવરણ જમાવવા માટે શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિએ એક વ્યાખ્યાનમાળા યોજી છે તેમા ગુજરાતના પ્રથમ પંક્તિના સન્માન્ય સાહિત્યકારો પ્રસગને અનુરૂપ વિવિધ વિષયો પર મનનીય વ્યાખ્યાનો આપશે

સાક્ષરભૂમિ નડિયાદની સાહિત્યરસિક જનતા તેમા હાજર રહીને સપૂર્ણ સાથ આપે અને વ્યાખ્યાનમાળાને સફળ બનાવે

વિ
મત્રીઓ,
શ્રી. ગો. શ. મ. સમિતિ.
નડિયાદ

| વક્તા | વિષય | તારીખ |
|---|---|---|
| ૧. આચાર્ય શ્રી યશવંતભાઈ શુક્લ<br>પ્રિન્સિપાલ શ્રી ગમાનંદ મહાવિદ્યાલય | " મહાનુભાવ ગોવર્ધનરામ " | ૭—૮—૫૫ |
| ૨. પ્રો. અનંતરાય મ. રાવળ<br>પ્રાધ્યાપક ગૂજરાત કોલેજ | " ગોવર્ધનરામનું યુગદર્શન " | ૧૩—૮—૫૫ |
| ૩. પ્રો. એસ. આર. ભટ્ટ<br>પ્રાધ્યાપક લૉ કોલેજ | નવલ સાહિત્યનો વિકાસ<br>અને જીવન પર તેની અસર | ૧૪—૮—૫૫ |
| ૪. આચાર્ય શ્રી રતિલાલ ત્રિવેદી | — | — |
| ૫. પ્રો. રવિશંકર મ. જોષી | — | — |

વ્યાખ્યાનમાળાનુ પ્રથમ વ્યાખ્યાન રવિવાર તા ૭-૮-૫૫ને રોજ સ્થાનિક શ્રી. વિકાસ કન્યા વિદ્યાલયમા સવારના ૯-૦ વાગે થશે અન્ય વક્તાઓ માટે સ્થળ અને સમય નક્કી થયે જાહેર કરવામા આવશે

× × ×

પત્રિકા ન ૭

# ગૂજરાતી સાહિત્ય પરિષદ
## : ૧૯ મું સંમેલન :
## તા. ૨૭-૨૮ ઑક્ટોબર
## નડિયાદ.

શ્રીમાન,
શ્રીમતી,

તા ૨૭-૨૮ ઓક્ટોબરે નડિયાદમા ભરાનાર ગૂજરાતી સાહિત્ય પરિષદ અંગે એક પ્રદર્શન ભરવાનો નિર્ણય કરવામા આવ્યો છે તેમા નીચે પ્રમાણે મુખ્ય વિભાગો રહેશે આપની પ્રવૃત્તિ જે જે વિભાગોને આવરી લેતી હોય તે વિભાગમા નમૂના મોકલી આપ સહકાર આપી આભારી કરશોજી

**(૧) ચિત્ર અને શિલ્પ વિભાગ :—**

દરેક ચિત્રકારને અલાયદુ સ્થાન આપવાનુ હોઈ ચિત્રકાર પોતાની વિધવિધ શૈલીના નમૂના મોકલે તે ઇષ્ટ છે—જેમ કે સ્કેચ, વાર્તાચિત્ર, બુકજૅકેટ, કાર્ટુન, સપૂર્ણ રંગચિત્ર, તૈલચિત્ર, પોર્ટ્રેઇટ, વગેરે દરેક ચિત્રકારની સાધના અને સિદ્ધિનો ગૂજરાતની જનતાને સચોટ ખ્યાલ આવે તે પ્રદર્શનનો મુખ્ય હેતુ હોવાથી, આ હેતુને લક્ષમા રાખી ચિત્રકાર પોતાના નમૂના પસદ કરે એ ઇષ્ટ છે કાચની ફ્રેઇમ વિનાની છતા સુગમતાથી ગોઠવી શકાય તેવી રીતે માઉન્ટ કરેલી કૃતિઓ અનુકૂળ થશે શિલ્પ વિભાગમા શિલ્પી પોતે શુ મોકલવા માગે છે એ પ્રથમથી જણાવે તે જરૂરનુ છે

આ વિભાગમા નમૂના મોકલવાનુ તથા અન્ય પત્રવ્યવહાર કરવાનુ સરનામુ —

ચદ્રવદન છગનલાલ ભટ્ટ, મોઢફળિયુ, નડિયાદ

**(૨) બાલચિત્ર વિભાગ :—**

આ વિભાગમા બાળકોની સ્વતત્ર મૌલિક કૃતિઓનો જ સમાવેશ થાય છે. શાળામા શિક્ષણમા આવતા

વિષયો—જેવા કે ડીઝાઇન, સ્ટીલનાઈફ, નેચર, લેટરીંગ, ફીહેન્ડ વગેરેનો સમાવેશ થતા નથી સિવાય કે તે કોઈ વિશિષ્ટ શૈલીમા હોય નમના સંસ્થાઓ મારફતે જ સ્વીકારવામા આવશે કોઈ સંસ્થા સાથે ન સં ગાયેના બાળકોના ચિત્રો વ્યક્તિગત રીતે સ્વીકારાશ આ વિભાગમા ઇનામોની જોગવાઈ હોઈ દરે સંસ્થાએ ચિત્ર કરનાર વિદ્યાર્થીનુ નામ, ઉમ્ર વગેરેનો ઉલ્લેખ મોકલવો જરૂરી

આ વિભાગના નમના મોકલવાન તથા અન્ય પત્ર વ્યવહારનું સરનામુ —

ભીખુભાઈ હીરાભાઈ દરવાજા દિવાળીપોળ, નડિયાદ

(૩) ફોટોગ્રાફી .—

આ વિભાગમા ફક્ત ફોટોગ્રાફર અનાયદ્દ ત્યા નગરો ફોટોગ્રાફિક ક્લબો તરફથી પોતપાતાના મેમ્બરોના નમના પસદ કરી સમૂહમા મોકલવામા આવે તે ઇષ્ટ છે કોઈ ક્લબના મેમ્બર ન હોય તેવા ફોટોગ્રાફરની કૃતિઓ વ્યક્તિગત રીતે સ્વીકારવામા આવશે. પિક્ચર પિક્ટોરીઅલ અને ટેકનીકલ ક્વૉલીટીના હોવા આવશ્યક છે

આ વિભાગના નમના મોકલવાનુ અને અન્ય પત્રવ્યવહારનુ સરનામુ —

શિવપ્રસાદ ડી દેસાઈ, સેક્રેટરી, નડિયાદ કેમેરા ક્લબ

મનહર ચોકસી, સેક્રેટરી નડિયાદ કેમેરા ક્લબ

વડવો કૂવો નડિયાદ

(૪) શીવણ, ભરત ગૂંથણ તથા ફેન્સી વર્ક :—

આ વિભાગમા મુખ્યત્વે સસ્થાઓ મારફત નમૂના સ્વીકારવામા આવશે કોઈ સસ્થા સાથે ન સબધ ધરાવતી બેનોના નમૂના વ્યક્તિગત રીતે સ્વીકારાશે સસ્થાની દૃષ્ટિએ એ જરૂરનુ છે કે દરેક સસ્થા કારીગરીની દૃષ્ટિએ પસદ કરી નમનાની સખ્યા મર્યાદિત કરે અને નમનાઓ સાથે તેની યાદી મોકલે

આ વિભાગના નમૂના મોકલવાનુ અને અન્ય પત્ર વ્યવહાર કરવાનુ સરનામુ —

શ્રીમતી વસતબેન વ્યાસ, નાગરવાડો, નડિયાદ

દરેક વિભાગમા નમના મોકલવાન ખર્ચ મોકલનારે ભોગવવાન છે સાચવવાનુ અને પરત કરવાનુ ખર્ચ વેઠવાની જવાબદારી પરિષદ સ્વીકારે છે નમૂના મોકલવાનુ ખર્ચ કોઈ સસ્થા કે વ્યક્તિ ન વેઠી શકે તેમ હોય તો પ્રથમથી તે વિભાગના કાર્યકર્તાની સમતિ લઈને જ નમના મોકલવા આવશ્યક છે તેવા કિસ્સામા ખર્ચ આપવાની જોગવાઈ થશે

બાલચિત્ર સિવાયના વિભાગોમા ઇનામોની જોગવાઈ નક્કી નથી દરેક વિભાગની વ્યવસ્થાપક વ્યક્તિ તે વિભાગની નિષ્ણાત છે સ્થળ સકોચ થતા કેવળ કળાની દૃષ્ટિથી પસદગી થશે. કોઈને અન્યાય નહિ થાય તેની આપ ખાત્રી રાખશો સ્વીકારવાના નમૂનાની સખ્યા હાલ મર્યાદિત થઈ શકે તેમ નથી એટલે તે પ્રશ્ન મોકલનારની વિવેકબુદ્ધિ પર છોડવામા આવે છે

લિ

ચદ્રવદન છગનલાલ ભટ્ટ
મત્રી : કલા પ્રદર્શન

મોહનભાઈ છ શાહ
સચાલક : કલા પ્રદર્શન

પત્રિકા નં ૮

## નડિયાદ અને જિલ્લાની જનતાને



નડિયાદ અને જિલ્લાના સર્વ નાના મોટા ભાઈ બહેનો હવે તો એ હકીકતથી ભાગ્યે જ અજાણ હશે કે નડિયાદને આંગણે બે ભવ્ય પ્રસંગોની ઊજવણી માટે મોટે પાયે તૈયારીઓ ચાલી રહી છે આપણા જ્યોતિર્ધર સમા સાહિત્યવીર શ્રી ગોવર્ધનરામનો જન્મ શતાબ્દી મહોત્સવ આગામી તા ૨૬મી ઓકટોબર વિજયાદશમીને દિવસે ઊજવાશે. સાથે સાથે ગુજરાતી સાહિત્ય પરિષદનુ ૧૯ મુ સમેલન પણ અહીંજ ભરાશે અને પરિષદના પ્રમુખ તરીકે ઉત્તર પ્રદેશના રાજ્યપાલ માનનીય શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીની વરણી થઈ છે એ ઘણા આનંદની વાત છે પરિષદનુ મંગલ પ્રવચન મુંબઈના રાજ્યપાલ શ્રી હરેકૃષ્ણ મહેતાબ કરશે. આવા સુયોગો જવલ્લે જ પ્રાપ્ત થાય છે આપણા જિલ્લામા—નડિયાદમા લગભગ ૨૫ વર્ષ પહેલા સાહિત્ય પરિષદનુ નવમુ અને દસમુ સમેલન ભરાયેલુ, તે કરી ચાન સાથે બનાય છે

સાથે સાથે એક મોટુ કલાપ્રદર્શન પણ ભરવાનુ નક્કી થયુ છે તેના જુદા જુદા ૭ વિભાગો રહેશે ઉપરાંત તા ૨૬, ૨૭ અને ૨૮ ઓકટોબરના ત્રણેય દિવસો દરમિયાન અનુક્રમે 'સરસ્વતીચંદ્ર' 'રામ શબરી' અને 'ધરા ગુર્જરી' નામના ખૂબજ જાણીતા અને લોકપ્રિય બનેલા નાટકો પણ ભજવાશે નડિયાદની તેમજ જિલ્લાની પ્રજા આ સમાચાર જાણી ઘણો જ સંતોષ, આનંદ ને ગર્વ અનુભવશે પ્રદર્શન, નાટકો અને ત્રણેય દિવસની કાર્યવાહીમા હાજરી આપવા ઈચ્છનારે ત્રણ રૂપિયા ભરી સત્કાર મંડળના સભ્ય બનવાની જરૂર છે નડિયાદની બહારના ભાઈ–બહેનો રૂા ૫–આપી રહેવા, જમવા, નાટક તથા શતાબ્દી સમેલનનો લાભ લઈ શકે છે, પણ તે માટે તા ૧૫ મી પહેલા જણાવી દેવુ જરૂરનુ છે રકમ મનીઓર્ડરથી મોકલવી

પ્રદર્શન તથા નાટકો શ્રી વિકાસ કન્યા વિદ્યાલયમા યોજાશે જ્યારે શતાબ્દી મહોત્સવ અને સમેલન સંતરામ મંદિરમા યોજાશે

શતાબ્દી મહોત્સવ અને સમેલનની બેઠકોમા હાજર રહેવા માટે ત્રણેય દિવસના માત્ર આઠ આના રાખવામા આવ્યા છે આશા છે કે નડિયાદ અને જિલ્લાના ભાઈ–બહેનો આ પ્રસંગોનો પૂરો લાભ ઉઠાવશે અને સભ્ય તરીકે નામ નોંધાવી દેશે આ ઉપરાંત ગામના અને જિલ્લાના ઉદાર ગૃહસ્થો પણ આ બધા કાર્યક્રમ માટે થનારા પચીસેક હજારના ખર્ચ માટે તેમના દાનનો પ્રવાહ આ તરફ વાળશે એવી આશા છે

નિ આપના,

**કાન્તિલાલ છ. પંડયા**
સ્વાગત પ્રમુખ, સાહિત્યપરિષદ

**બાબુભાઈ જ પટેલ**
પ્રમુખ, શતાબ્દી મહોત્સવ

**નોંધ :—**

(૧) ભોજન, નિવાસ અને મનોરંજન સિવાય, ત્રણે દિવસના સમારંભોમા હાજર રહેવા માટે તેમજ પ્રદર્શન જોવા માટે માત્ર ૦–૮–૦ ( આઠ આના ) ફી રાખવામા આવી છે

(૨) ભોજન અને નિવાસ સિવાયના બધાજ કાર્યક્રમોમાં હાજરી માટે ૩/– ત્રણ રૂપિયા ભરી સત્કાર મંડળના સભ્ય થવાથી આપોઆપ એ હકક મળે છે.

(૩) બહારગામથી પ્રેક્ષક કે પ્રતિનિધિ તરીકે આવવા માગતા ભાઈ–બહેનો માટે ત્રણ દિવસના બધા સમારંભો, ભોજન અને નિવાસ–બધી વ્યવસ્થા માટે રૂપિયા ૫/– ( પાંચની ) ફી રાખવામાં આવી છે. જિલ્લાના વિદ્યાર્થી ભાઈ–બહેનો મોટા પ્રમાણમાં આ પ્રસંગોનો લાભ લેશે જ એવી આશા છે

પૂછપરછ તેમજ મનીઓર્ડર માટે સરનામું :—

**મંત્રી, શતાબ્દી–સંમેલન,**

**ડાહીલક્ષ્મી પુસ્તકશાળા, નડિયાદ.**

પત્રિકા નં. ૯

## ※ આમંત્રણ પત્રિકા ※

**શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ**

**ગુજરાતી સાહિત્ય પરિષદ**

**૧૯ મું સંમેલન**

**નડિયાદ.**

**તા. ૨૬–૨૭–૨૮ ઓકટોબર, ૧૯૫૫.**

**શ્રીમાન/શ્રીમતી,**

સાક્ષરભૂમિ નડિયાદને આંગણે ગુર્જરીના ગરવા સપૂત, સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીની જન્મશતાબ્દી મહોત્સવની ઊજવણી આગામી વિજયાદશમીને દિવસે તા. ૨૬–૧૦–૧૯૫૫ ને બુધવારના રોજ થનાર છે તે આપને સુવિદિત હશે જ.

વળી આ સાથે ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૯મું સંમેલન પણ અહીં જ તા. ૨૭–૧૦–'૫૫ અને ૨૮–૧૦–'૫૫ ને ગુરુવાર અને શુક્રવારના બે દિવસો દરમિયાન ભરવાનું નક્કી થયું છે. સાહિત્ય પરિષદનું પ્રથમ અધિવેશન ૧૯૦૫માં ભરાયેલું એ હિસાબે તેને ચાલુ સાલે પચાસ વર્ષ પૂરાં થતાં હોઈ, તેની સુવર્ણ જયંતી ઊજવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. તે ઉપરાંત પ્રથમ અધિવેશનના પ્રમુખ શ્રી ગોવર્ધનરામ જ હતા એ હકીકત પણ ઘણી સૂચક છે આવો વિરલ સુયોગ સ્વાભાવિક રીતે જ આનંદદાયી બને.

આ બન્ને સારસ્વત પર્વોના પ્રમુખ તરીકે આપણા સાહિત્યસર્જક, કુલપતિ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીની વરણી કરવામાં આવી છે એ પણ એક આનંદની વાત છે

આ ત્રણેય દિવસો દરમિયાન ગુજરાતના અન્યાન્ય સાહિત્યકારો હાજર રહી પ્રસંગોને અભિનંદે એવું અમે જરૂર ઇચ્છીએ. તો તે પ્રસંગોએ હાજર રહેવા આપને અમારું ભાવભર્યું નિમંત્રણ છે. આપશ્રી અમારું આતિથ્ય સ્વીકારશો તો અમને ઘણો હર્ષ થશે. અમને આશા છે કે આપ અવશ્ય પધારશો અને શોભા બનાવશો.

પ્રતિકૂળ સંજોગોવશાત્ જો કદાચ આપ હાજર રહી ન શકો તો આપના તરફથી એક શુભેચ્છાનો સંદેશો તો અવશ્ય પાઠવશો એવી આશા રાખીએ છીએ.

લિ. અમે છીએ,
આપના ગુણાનુરાગી,
**બાબુભાઈ જશભાઈ પટેલ**
સ્વાગત પ્રમુખ,
શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ.
**કાન્તિલાલ છગનલાલ પંડ્યા**
સ્વાગત પ્રમુખ,
ગુજરાતી સાહિત્ય પરિષદ,
૧૯મું સંમેલન.
**નડિયાદ.**

ડાહીલક્ષ્મી પુસ્તકશાળા
અથવા
વિઠ્ઠલ કન્યા વિદ્યાલય,
**નડિયાદ.**
તા. ૫-૧૦-'૫૫

---

**તા. ક:—** આપ ક્યારે અને કઈ ગાડીમાં પધારશો તે નક્કી કરી મોડામાં મોડા તા. ૨૦મી પહેલાં ઉપરના સરનામે અવશ્ય જણાવશો.



# શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમારંભ

## સ્વાગતાધ્યક્ષ
## માનનીય શ્રી બાબુભાઈ જસભાઇ પટેલનું સ્વાગત પ્રવચન

આદરણીય સભાપતિ મહોદય, મુરબ્બી શ્રી કૃષ્ણલાલભાઇ, સાહિત્યરસિક બહેનો અને ભાઇઓ !

નડિયાદને આંગણે ફરીને એક વાર ગુજરાતી સાહિત્ય પરિષદનું એક અસાધારણ અધિવેશન મળી રહ્યું છે. આ અધિવેશન પરિષદે ૫૦ વર્ષ પૂરા કર્યા હોઈ તેની સુવર્ણ જયંતી ઊજવવા માટે મળી રહ્યું છે. નડિયાદના આંગણે આખી ગુજરાતના સાહિત્યસ્વામીઓ તેમના સરસ્વતી-મન્દિરની અર્ધશતાબ્દી ઊજવે એમાં નડિયાદ પોતાનું અહોભાગ્ય માને છે, પણ તેને માટે આજનો દિવસ તેથી ય વધારે ગૌરવનું પર્વ બની રહે છે, કારણ કે આજે તેને આંગણે ગુજરાતની આ સાહિત્ય પરિષદના એક સંસ્થાપક, તેના પ્રથમ અધિવેશનના કર્ણધાર અને નડિયાદના સુપુત્ર અને સરસ્વતીના આજન્મ નૈષ્ઠિક ઉપાસક, ગુજરાતના અર્વાચીન સાહિત્યના સહસ્ત્રરશ્મિ સમા તેજસ્વી શ્રી. ગોવર્ધનરામની પૂર્ણ શતાબ્દી ઊજવાઇ રહી છે. શ્રી. ગોવર્ધનરામની શતાબ્દી પ્રસંગે પરિષદ તેનું ૨૯મું અધિવેશન અહીં ભરે તેવી અમારી વિનંતીનો તેણે સ્વીકાર કર્યો છે તે માટે તેનો મારે અહીં આભાર માની લેવો ઘટે. નડિયાદ માટે આમ બેવડી રીતે ભાગ્યશાળી અને ગૌરવપ્રદ બનનાર આ પ્રસંગે ગુજરાતી સાહિત્યની ઉપાસના કરનાર આપ સૌ મહાનુભાવોનું સ્વાગત કરતા મને ઘણો આનંદ થાય છે.

જે મહાગુજરાતીની આજે આપણે સો વર્ષની જન્મજયંતી ઊજવી રહ્યા છીએ તે આપણા સાહિત્યના ભીષ્મપિતામહે, આપણા આજના બૌદ્ધિક, રાજકીય અને વ્યાવહારિક જીવનને ઘડવામાં અને તેને પ્રભાવિત કરવામાં મહત્ત્વનો હિસ્સો પુરાવ્યો છે. શ્રી. ગોવર્ધનરામે સરસ્વતીની આરાધના શરૂ કરી ત્યારે પશ્ચિમના સાહિત્ય અને સંસ્કૃતિના સૌ દ્વાર મોકળાં બની તેનો પૂરપ્રવાહ પ્રચંડ વેગમાં વહી રહ્યો હતો અને તેના વારિ આપણા જીવનના પ્રત્યેક ક્ષેત્રને આવરી રહ્યા હતાં. આપણા પોતીકા આદર્શો અને વિચાર અને સંસ્કૃતિનાં મૂલ્યો પણ આ પ્રવાહમાં તણાઇ રહ્યા હતા. શ્રી. ગોવર્ધનરામે, પશ્ચિમના સાહિત્ય અને સંસ્કૃતિના આ પ્રવાહમાં ડૂબકી મારી તેનો મૂલ્યવાન મોતી વીણી તેની આપણને ભેટ ધરી, સાથેસાથે કેવળ જડ પાંડિત્યમાં જ પ્રાચીન સાહિત્યની અને સંસ્કૃતિની જ્યારે ઉપાસના થઇ રહી હતી ત્યારે તેમણે ભારતની આ સદા જીવન્ત અને સનાતન સંસ્કૃતિની નિર્મળ શક્તિ કીધી, જેનો કદી પણ મેળ બેસવાનો નથી એવં ભાખનારાઓને અને સંસ્કૃતિનાં જીવંત તત્ત્વોનો સુમેળ કરી દેખાડ્યો.

ગોવર્ધનરામ પ્રખર વિચારક હતા, એટલું જ નહિ પરંતુ આદર્શવાદી પણ હતા. સંઘર્ષ વિનાના ભાવિ મંગળ જીવનના તેઓ સ્વપ્નદ્રષ્ટા હતા. રાજકીય અને સામાજિક જીવનના પ્રવાહો જ્યારે સ્થગિત થયા હતા ત્યારે પણ તેમણે ભાવિ આદર્શ જીવનનું ચિત્ર આપણી સમક્ષ સુરેખ રીતે આંકી બતાવ્યું હતું. ત્યાર પછી તો નાયકાઓની પ્રચંડ પ્રવૃત્તિ, આંદોલનો અને સંઘર્ષો બાદ આપણે મેળવેલી સિદ્ધિને જ્યારે આજે મનગમતો આકાર આપી કલ્યાણ રાજ્યની રચના કરી રહ્યા છીએ ત્યારે શ્રી ગોવર્ધનરામે દોરેલા કલ્યાણગ્રામના ચિત્રનું અવલોકન કરીશું તો આપણને તે કેવળ ગુજરાતને માટે જ નહિ, પણ ભારત અને એકંદર વિશ્વ માટેના બ્લ્યુપ્રિન્ટ જેવું જણાયા વિના રહેશે નહિ. શ્રી ગોવર્ધનરામ ગુજરાતના જ સ્વપ્નદ્રષ્ટા-સાહિત્યસ્વામી ન હતા પણ ભારત અને વિશ્વસાહિત્યની તેઓ એક મહાન વિભૂતિ પણ હતા.

ગોવર્ધનરામની આ વિશ્વવ્યાપી મહત્તાની પિછાન, તેમના જ વિરાટ સ્વપ્નસ્વામી સ્વર્ગસ્થ શ્રી નાનાલાલ કવિના શબ્દોમાં કરીશું તો એ યોગ્ય જ ગણાશે. રસસુભગ ઉપાસક આદર્શના સ્વપ્નાકાશની ગહનતામાં ઉડ્ડયન કરનાર કવિવર્ય નાનાલાલે સાહિત્ય પરિષદ અને ગોવર્ધનરામની જયંતી ઉજવી રહેલી આપણી આ નાનકડી નગરીને "જગતમાં નગરીઓમાં સરસ્વતીચંદ્રનું સ્થાન" એ પુસ્તકમાં રાજભૂમિ તરીકે વર્ણવી તેના સુપુત્ર શ્રી ગોવર્ધનરામને એમની પરમ મધુરી વાણીમાં આ પ્રમાણે બિરદાવ્યા હતા.

પચાસેક વર્ષ ઉપર નડિયાદનું નિજ પ્રકૃતિશ્રીમન્તા વનસ્પતિવૈભવથી ઝગમગતું, અટલું જ બ્રહ્મલક્ષ્મી બ્રહ્મનન્દથી ઊભરાતું. શાકુન્તલ અને મનુસ્મૃતિના ભાષાન્તરકાર ઑનરેબલ ઝવેરીલાલ યાજ્ઞિક અને રાજ્યધુરંધર કાર્યદક્ષ, કર્તવ્યધર્મનિપુણ હરિદાસભાઈ અને એમના અંગમાં સમાતો એમનો કુટુંબપરિવાર — એ રાજદ્વારીઓ એ નગરમાં વસતા. વેદાન્તઅભ્યાસી છતાં જગતવાર્તામાં કર્તવ્યધર્મનિપુણ "અસ્તોદય"ના સિદ્ધાન્તઆલેખક, કચ્છ-સૌરાષ્ટ્રના Diwan Maker શ્રી મનસુખરામભાઈ તથા 'કુસુમાવલિ' અને "ઇન્દ્રજિતવધ" મહાકાવ્યના મહાકવિ ને રઘુવંશના અનુવાદક ભાવનગરનરેશના રાજમંત્રી દોલતરામભાઈ— એમના પણ એ નગરમાં વાસ હતા. મસ્તરંગ રમતા અવધૂત મસ્તકવિ બાલાશંકર એ નગરમાં રાસનો રણકાર કરતા. નિબંધકાર, નવલકથાકાર, નાટકકાર, ભાષાન્તરકાર, ઇતિહાસગ્રંથકાર એમ અનેક પ્રવૃત્તિપરાયણ વેદાન્ત ઇતિહાસ અને કવિતાની રસભોમમાં સ્વચ્છંદ વિહરતા, શાક્તવાદનો અનાદ્વૈતધ્વજ ફરકાવતા અને એને વૈષ્ણવી 'સુદર્શન' જેવા, બહુરંગી પ્રતિભાવંત મણિલાલ એ નગરમાં રમનારા મનાતા. ગીર્વાણની વાગ્લક્ષ્મી લાવી લાડ કરીને ગુજરાતીમાં ઉતારતા ને બાણભટ્ટને આપણા સાહિત્યમાંડવડે નોતરતા શ્રી છગનલાલ પંડ્યા એ નગરના વતની. ને એવું તેજસ્વી સપ્તર્ષિમંડળ નડિયાદના આકાશમાં પચાસેક વર્ષ ઉપર ઝગઝગતું હતું પણ એ સપ્તર્ષિઓના સારરૂપ અને એથીય અધિકેરો જેની એ સપ્તર્ષિઓ પ્રદક્ષિણા કરે ને ધ્રુવસ્થાને માને એવો ધ્રુવતારો એ નભોમંડળમાં ત્યારે વિરાજતો. ૧૯ સદીના કવિવરોમાં સૌથી તેજસ્વી શુક્ર જેવો તે પ્રથમ શોભનો નભનો એ ધ્રુવતારો તે જગતસાક્ષર શ્રી ગોવર્ધનરામ. ઝવેરીલાલ અને હરિદાસ, મનસુખરામ અને દોલતરામ, બાલાશંકર, મણિલાલ, છગનલાલ અને ગોવર્ધનરામ—એવી અષ્ટરત્ન અષ્ટસિદ્ધિવંતા ત્યારના નડિયાદને માટે નાલંદાના વિખ્યાત મઠના પ્રશસ્તિબોલ ઉચ્ચારી શકાય કે "Possessing such an eight, the small town of Nadiad, some fifty years ago, might challenge the proudest capital of the world to match in intellectual wealth."

વિશ્વના સાહિત્યના નકશામાં 'સરસ્વતીચંદ્ર' દ્વારા ગુજરાતને આલેખનાર સાક્ષર શ્રી ગોવર્ધનરામે ગુજરાતી સાહિત્યના આ મહાન શિષ્ટગ્રંથ ઉપરાંત અનેક કૃતિઓની આપણને ભેટ આપી છે. આમાંથી કેટલીકનો આજે આપણે ઉલ્લેખ કરીએ.

'લીલાવતી જીવનકળા' અને ગુજરાતના ભક્તિમાર્ગ-સાહિત્યના છેલ્લા મહાન કવિ, કવિ દયારામનો 'અક્ષરદેહ' એ એમના ચરિત્રગ્રંથો છે. ગુજરાતમાં ચરિત્રગ્રંથોનું સાહિત્ય વિપુલ નથી પરંતુ એમાં પણ આ બે ગ્રંથો મહત્વનું સ્થાન ધરાવે છે.

ગદ્ય સાહિત્યના એમના આ ગ્રંથો ઉપરાંત તેમણે કાવ્યક્ષેત્રને પણ ખેડ્યું હતું અને તેના પરિણામરૂપ 'સ્નેહમુદ્રા' ની ભેટ તેમણે ગુજરાતને ધરી છે.

પૂર્ણ ગ્રંથસ્થ સાહિત્ય રચવા ઉપરાંત પણ તેમણે અનેક વિષયો પર લેખો, વ્યાખ્યાનો અને નિબંધો લખીને દેશને સાહિત્યિક, ધાર્મિક, રાજનૈતિક, કાનૂની, ઐતિહાસિક, સામાજિક અને નૈતિક એવી રીતે વિવિધ પ્રકારનું ઉત્કૃષ્ટ સાહિત્ય આપ્યું છે.

સાહિત્ય અંગેના તેમના નિબંધોમાં "Classical poets of Gujarat and their Influence on Society and Morals" એ ખાસ નોંધપાત્ર છે ગુજરાતના સંસ્કૃતિપ્રેરક કવિઓની જીવનપ્રતિભાના વિવિધ પાસાનું દર્શન આપણને આ પુસ્તિકામાં થાય છે, તથા તત્કાલીન સમાજ પર એમના વચનોની તે વખતે પડેલી અસર પણ નોંધવા જેવી છે

Chuni the Satee,' 'પ્રણય પુષ્પ' 'કુસુમ,' 'Jiji the Mother of Shivaji' વગેરે પુસ્તકોમાં જીવનના ઉચ્ચ આદર્શોની તેમની વિવિધલક્ષી પ્રતિભા આપણને જોવા મળે છે

ધર્મ, નીતિ અને તત્ત્વદર્શનના વિષયમાં તેમણે જે ગાઢ અવગાહન કર્યું હતું તેની, મહાન નવલ 'સરસ્વતીચંદ્ર' ઉપરાંત તેમણે લખેલા, 'Higher Brahmanism in Ancient India,' 'Survey of Indian Upanishads' જેવા ધાર્મિક સાહિત્યમાં તથા 'Practical Aspects of our Ideals of Life', 'Practical Asceticism in my sense of the word' (પ્રવૃત્તિમય સંન્યાસ) વગેરે વ્યાખ્યાનોમાં આપણને ઝાંખી થાય છે

કાયદાના તલસ્પર્શી અને માર્મિક અભ્યાસના ફળરૂપે આપણને તેમની પાસેથી કાનૂનને લગતા લેખો અને પુસ્તકો પણ મળ્યા છે તેમાં 'Marriage Forms under Ancient Hindu Law', 'Conflicts of Laws between Converts and non-Converts,' 'Philosophy & Science of Criminal Law' વગેરેનો સમાવેશ થાય છે

તેમણે સમાજશાસ્ત્ર અને માનવજીવનને સ્પર્શતા વિષયો પરત્વે જે પુસ્તકો અને નિબંધો લખ્યા છે, તેમાં 'The Entrance in Life of Europeans and Indians,' 'The Hindu Sovereign as Parent of his People,' 'યુરોપ, એશિયા તથા અમેરિકાની મહાપ્રજાના લાક્ષણિક દૃષ્ટાન્તો,' 'The Hindu Ideas of Sovereignty of state,' The Ideals of Hindu Poverty,' 'A Comparison between Gujarati and Maratha Histories,' 'The State of Hindu society in Bombay Presidency' વગેરેનો સમાવેશ થાય છે

સામાજિક પ્રશ્નોની ઐતિહાસિક મીમાંસા કરતા તેમના લેખો, 'Some Historical Aspects of our Social and Domestic Institutions,' 'The Aptitudes and Duties of Trading Communities of Surat,' 'The effect of custom of early Marriage on the Educational Progress of the Natives of India' વગેરે પણ નોંધપાત્ર છે

પ્રાચીન ભારતની વૈજ્ઞાનિક પ્રગતિ દર્શાવતા તેમના વ્યાખ્યાનોમાં 'Physics in Ancient India' અને 'Physiology in Ancient India' નો સમાવેશ થાય છે

સંસ્કૃતિ, ફિલસૂફી અને કાયદા અંગે પુસ્તકો, લેખો અને નિબંધોનું વિપુલ સાહિત્ય તેમણે આપણને આપ્યું છે. ગુજરાતી અને અંગ્રેજીમાં જ તેમણે સાહિત્ય ખેડ્યું છે એવું નથી. સરસ્વતીચંદ્રના ચોથા પ્રખર ભાગમાં લક્ષ્યાલક્ષ્યની ચર્ચા કરી તેમણે સંસ્કૃત ભાષા પરના તેમના કાબૂનો આપણને પરિચય આપ્યો છે એટલું જ નહિ, પરંતુ સૂક્ષ્મ અને ગહન વિચાર પણ તેઓ આપણી આ પ્રાચીન ભાષામાં વ્યક્ત કરી શકે છે તેની પ્રતીતિ પણ કરાવી આપી છે તેમણે '**हृदय रुदित**' નામે સંસ્કૃત ભાષામાં એક કાવ્ય પણ રચ્યું છે આ ઉપરાંત તેમણે '**विधि कुत्सितम्**' નામનો લેખ પણ સંસ્કૃતમાં લખ્યો છે

ઉપરના તેમના નિબંધોમાંના કેટલાક પ્રારંભ કાળના છે, જ્યારે આપેલા પ્રાર્થનામાં લખાયેલા છ

શ્રી ગોવર્ધનરામભાઈને જે આ અગાઉ ગુજરાતી સાહિત્યના ભીષ્મપિતામહ કહ્યા છે તેઓ જે કંઈ શુભ સંકલ્પો કરતા, તેનું વળગાવનારા પ્રલોભનોથી ખેંચાયા વિના કે સંકષ્ટકારી ભીષણ પરિસ્થિતિથી ડગ્યા વિના પાલન કરતા ચાલીસ જેવી પ્રવૃત્તિ-પરાયણ ઉમરે પણ વ્યાવહારિક જીવનમાંથી નિવૃત્તિ લઈ અનન્ય નિષ્ઠાપૂર્વક સાહિત્યકાર્ય કરવાની અભિલાષાનુ, તેમણે સારી સરખી કમાણી અને પ્રતિષ્ઠા આપતા વકીલાતના વ્યવસાયનો ત્યાગ કરી, જન્મભૂમિ નડિયાદમાં આવી જઈ પાલન કર્યું હતુ આ પછી પણ તેમને તેમના આ નિશ્ચયમાંથી કોઈ ડગાવી શક્યુ ન હતુ એ સમયમાં રૂ ૧,૫૦૦)ના માસિક વેતનવાળી કચ્છની દીવાનગીરી સ્વીકારવાની ઑફરનો તેમણે વિનયપૂર્વક ઇન્કાર કર્યો હતો

શ્રી ગોવર્ધનરામભાઈ સ્વભાવે શાન્ત, ધીર, ગંભીર અને સૂક્ષ્મવિવેકી હતા તેઓ સરસ્વતીચંદ્રના પ્રતિબિંબ જેવા હતા અને તેથી તેઓ અજાતશત્રુ કહેવાતા

આ નગરીની આવી એક મહાન સાહિત્ય-વિભૂતિનુ આજે આપણે સ્મરણ કરી તેમણે સ્થાપેલી અભ્યાસ અને સંસ્કારની પરંપરાને અખંડિત રીતે ચાલુ રાખી તેને સમૃદ્ધ કરવાનો યત્ન કરીએ

શ્રી ગોવર્ધનરામ શતાબ્દી ઉજવવા માટે, નડિયાદના નાગરિકોએ નીમેલી સમિતિએ ઘડેલા કાર્યક્રમની વિગતોમાં અત્યારે હુ ઊતરતો નથી, કારણ કે આજે આપણે જે મહાન પર્વ ઉજવી રહ્યા છીએ તેમાં જ આ ખુશાલી કાર્યક્રમની સફળ પૂર્ણાહુતિ આપણે જોઈ રહ્યા છીએ આ પ્રસંગે પ્રગટ કરાયેલો શ્રી ગોવર્ધન શતાબ્દી ગ્રંથ આપ સૌ જોશો તેના ગુણદોષોના આપ પરીક્ષક હોઈ તે વિષે મારે કશુ જ કહેવાનુ નથી પણ આ પ્રસંગને ઉજ્જ્વળ બનાવવા માટે અહીંના આંગણે પધારેલા મહાનુભાવો પ્રત્યે હુ કૃતજ્ઞતાપૂર્વક આભારદર્શન ન કરુ તો મારુ વક્તવ્ય અધૂરુ જ ગણાય શ્રી ગોવર્ધનરામે સ્થાપેલી અર્વાચીન ગદ્ય અને નવલ સાહિત્યની મહાન પરંપરાના જ્યોતિર્ધર સમા, અને ગોવર્ધનરામે સ્વીકારેલા વ્યવસાયમાં પણ એમની જ નિષ્ઠાપૂર્વક સાહિત્યની અખંડ સેવા બજાવનાર અને ભાવિ ભારતના મહાન સ્વપ્નદ્રષ્ટા જ નહિ, પરંતુ નૂતન યૌવન પ્રાપ્ત કરનાર આ પ્રાચીન ભૂમિના બંધારણના એક ઘડવૈયા, માન્યવર શ્રી કનૈયાલાલ મુનશીને આ મહોત્સવના અધ્યક્ષ તરીકે પ્રાપ્ત કરીને નડિયાદ ધન્ય બન્યુ છે શ્રી ગોવર્ધનરામની શતાબ્દીના આ મહોત્સવનુ મંગલ ઉદ્ઘાટન કરવાની વિનંતીનો, પોતાની વયની પણ દરકાર કર્યા વિના મુ શ્રી કૃષ્ણલાલભાઈએ સ્વીકાર કરી આ પ્રસંગને ઉજ્જ્વળ બનાવવામાં સહાય આપી છે એ માટે આપણે તેમના ઋણી છીએ

આ મહાન પ્રસંગે શ્રી ગોવર્ધનરામના અમરગ્રંથ 'સરસ્વતીચંદ્ર'ને નડિયાદના રસકવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટે નાટ્યસ્વરૂપ આપી, નડિયાદના અવેતન કલાકારોએ આપની સમક્ષ રજૂ કરી, શ્રી ગોવર્ધનરામે ગુજરાતના જીવનની રચેલી સૃષ્ટિને આપની સમક્ષ જીવતીજાગતી કરી છે, તે પણ આ પર્વને સમૃદ્ધ બનાવવામાં ફાળો આપશે. આ પ્રસંગે યોજેલી વ્યાખ્યાનમાળામાં શ્રી ગોવર્ધનરામના સમૃદ્ધ વ્યક્તિત્વના વિવિધ પાસા પર શ્રી અનંતરાય રાવળ, શ્રી યશવંત શુક્લ, શ્રી રતિલાલ ત્રિવેદી, શ્રી કિશનસિંહ ચાવડા, પ્રો એસ આર ભટ્ટ, પ્રિ. રવિશંકર મ. જોશી અને શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટ વગેરે વિદ્વાનોએ વ્યાખ્યાનો આપ્યા હતા, તેમનો જાહેર આભાર માનવાની આ તક લઉં છુ શ્રી ગોવર્ધનરામના અપ્રગટ પુસ્તક 'અધ્યાત્મ જીવન'ને આ શતાબ્દી મહોત્સવ સમિતિ પ્રગટ કરી શકી છે તેથી મને સવિશેષ આનંદ થાય છે આ પુસ્તકનો આમુખ શ્રી શાન્તિલાલ ઠાકરે લખી આપ્યો છે તે માટે હુ તેમનો આભાર માનુ છુ. શ્રી ગોવર્ધનરામનુ

## શતાબ્દી મહોત્સવના ઉદ્દઘાટક શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરીનું મંગલ પ્રવચન

અમે એમને ગોવર્ધનભાઈ એવા લાડકમોયા નામે ઓળખતા. સાહિત્ય અંગે એમની સેવા સંબંધે ઘણું બોલાઈ ને લખાઈ ગયું છે અને હવે પછી બોલાશે, બોલાશે ને લખાશે માટે તે વિષે હું કશું કહેવા માગતો નથી.

મારો ને એમનો સંબંધ નિકટનો હતો. વકીલ તરીકેનો તેમ જ અંગત. એટલે તેઓ એક ગુરુમાં મિત્ર અને સહકારી તરીકે કેવા હતા તેની આછી રૂપરેખા આ શતાબ્દી પ્રસંગે આપવી એ જ મારે માટે યોગ્ય ધારું છું.

સ્વ. મનસુખરામભાઈના એ સમ્‌ પામના સગા હતા. નડીઆદ તથા કાઠીઆવાડની બહારના દેશી-રાજ્યોના એઓ એક રીતે એમના સમયમાં નિયામક હતા એમ કહીએ તો ખોટું નથી. એમના મુંબઈમાં ગીના બાગના મકાનમાં જુઓ તો હરહમેશ એમાંની કોઇ પણ દેશીરાજનો કર્મચારી મહેમાન હોય ને હોય જ. સૌ એમની સલાહ લેતું, કારણ તે વખતે અંગ્રેજી રાજના પોલિટિકલ ખાતાના અમલદારો જોડે તેમને સારો સંબંધ હતો.

રાધણપુરના નવાબ ગુજરી ગયા એટલે તરત ત્યાં પોલિટિકલ ખાતાએ રાજનો ચાર્જ લઈ લીધો. જુવાન બેગમ લાચાર અને નિરાધાર થઈ ગઈ. તેમણે પાઘડી ધા મનસુખરામભાઈને ત્યાં નાખી. ગોવર્ધનભાઈને લીધે મને મનસુખરામભાઈ ઓળખતા હતા એટલે તેમણે મને બેગમ સાહેબના Legal Adviser તરીકે મોકલી, પોલિટિકલ પ્રતિનિધિ જોડે કેમ કામ લેવું તેની સમજ આપી, વિદાય કર્યો. એ તેમણે તથા બેગમ સાહેબે મારા પર મૂકેલો વિશ્વાસ કેવી રીતે સાર્થક કર્યો એ અત્રે જણાવવાની જરૂર નથી પરંતુ મનસુખરામભાઈનું દેશીરાજ્યોમાં કેવું ચલણ હતું ને માન હતું તે જણાવવા માટે જ આ દાખલો આપ્યો છે.

એ મનસુખરામભાઈની ભલામણથી ગોવર્ધનભાઈને ગ્રેજ્યુએટ થયા પછી નોકરી કમાણીએ બેસી રહેવું ન પડે તે માટે ભાવનગરના મુખ્ય કારભારી સામળદાસભાઈના Adviser તરીકે મોકલવામાં આવ્યા તે વખતે હું ભાવનગરની હાઈસ્કૂલમાં ભણતો હતો ને મારા મોટાભાઈ ત્યાં માસ્તર હતા, તેમને ત્યાં હું રહેતો હતો. ગોવર્ધનભાઈ વખતો વખત ત્યાં આવતા અને પોતે જે કાંઇ લખ્યું હોય–ગદ્ય કે પદ્ય તે ત્યાં વાચતા. મને સાંભરે છે કે ઈ. સ. ૧૮૮૨–૮૩માં Goldsmith ના 'Traveller'નું પોતે જે ભાષાન્તર કરેલ તે વાંચી સંભળાવેલું.

પોતે લખેલા કાવ્યો જાતે ગાઈ બતાવતા યા બીજા પાસે ગવડાવતા. મુંબઈમાં એમના વિલ્સન હાઈસ્કૂલ સામેના ગીરગામના વાસમાં એમના જમાઇ બળવંતરાયનો કંઠ તેમને સારો લાગેલો. તે બળવંતરાય પાસે "સાકાર ને નિરાકાર છો" એ નાચ ગવડાવી સંભળાવ્યું હતું (ઈ. સ. ૧૮૯૮–૯૯). બળવંતરાય એમની જોડે જ રહેતા. "લીલાવતી જીવનકલા"ના કેટલાક ભાગો પોતે પોતાના નડિયાદના ઘરને પડખે માળે આવેલી નાની અગાસીમાં પૂનમની એક ચાંદની રાતે ગાઈ બતાવેલા દ્રવતે હૃદયે. કારણ એમની વહાલી દીકરીના અસુખી સંસાર ને અકાળ મૃત્યુ યાદ કરતાં એમના અંતરના તંતુઓ ઝણઝણી ઊઠેલા.

આ અપ્રગટ પુસ્તક તેમના સુપુત્ર સ્વ શ્રી રમણીકરામની ઉદારતાના કારણે અમને પ્રાપ્ત થઈ શક્યું હતું આ પ્રસંગને સફળ બનાવવામાં પોતાનો અનન્ય ફાળો આપનાર શ્રી રમણીકરામ આ પ્રસંગ આવે તે પૂર્વે જ આપણી વચ્ચેથી ચાલી ગયા છે આજ તેમની ગેરહાજરી આપણને સાલે છે પ્રભુ તેમના આત્માને શાંતિ આપો એમ આપણે પ્રાર્થીએ

નડિયાદની ભાવિ પ્રજાને પ્રેરણારૂપ બને એવી શ્રી ગોવર્ધનરામની નક્કર પ્રતિમા સુયોગ્ય સ્થાને મૂકવાની અમે અભિલાષા સેવીએ છીએ

આજના મહાન પ્રસંગે મારા સહકાર્યકરો અને મિત્રોએ મને અગ્રણીપદે મૂક્યો છે, પણ હું તો મારા અન્ય વ્યવસાયો અને જવાબદારીઓમાં આ પ્રસંગના અનેકવિધ કાર્યોથી દૂર રહ્યો હતો, એટલે આજની સફળતાનો સો યશ તેમનો છે, અને એ માટે એ સૌનો હું જાહેરમાં આભાર માનવાની આ તક લઉં છું

પણ વિશેષ કરીને ઉલેખપાત્ર તો છે જાણીતી સી જે પટેલની કંપનીના ભાગીદારો—શ્રી ઝવેરભાઈ જીનાભાઈ પટેલ, શ્રી મનોહરભાઈ ચાતરભાઈ પટેલ, શ્રી નટવરલાલ માણેકલાલ વેરા અને શ્રી મણિભાઈ ઝવેરભાઈ પટેલ—તરફથી, તેમની દાનશીલતાથી નડિયાદ ખરેખર ગૌરવ અનુભવે છે આ ત્રણેય દિવસનું ભોજનખર્ચ તેમણે ઉપાડી લઈને આપણા માથા ઉપરથી એક મોટી જવાબદારી દૂર કરી છે વળી, આ પ્રસંગોએ ભરાએલા કલાપ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરવાનું શ્રી મનોહરભાઈએ સ્વીકાર્યું છે તે માટે તેમનો આભાર માનવો ઘટે વળી, આઠેઆઠ દિવસોથી શ્રમ કરતા 'સરસ્વતીચંદ્ર' ભજવનાર સ્થાનિક કલાકારો, ભારતીય વિદ્યાભવન સંચાલિત નાટ્યગૃહની એક સફળ નૃત્યનાટિકા 'રાસશબરી'ના નાના–મોટા સર્વ પાત્રો તથા મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના નાટ્યવિભાગ તરફથી સંચાલિત 'વરા ગુર્જરી'ના કલાકારો આ સર્વનો હું આભાર માનું છું – ત્રણેય દિવસ આપણને મનોરંજન મળશે. સ્થાનિક સંસ્થાઓએ પણ આ કામમાં પોતાનો સક્રિય સાથ આપ્યો છે તેથી પણ હર્ષ થાય છે

આ મહોત્સવ અને મહોત્સવે નોતરેલી સાહિત્ય પરિષદની સફળ વ્યવસ્થા માટે નડિયાદ અને બહારના અનેક સાહિત્યપ્રેમીઓ, ઉદારદિલ નાગરિકો અને નિષ્ઠાવાન કાર્યકરોએ પ્રેમપૂર્વક સહાય આપી છે આ ઉપરાંત આ કાર્યમાં અમને નડિયાદની સુધરાઈ તથા નડિયાદની અગ્રગણ્ય સંસ્થાઓનો સહકાર સાંપડ્યો છે

ગુજરાત યુનિવર્સિટી, સૌરાષ્ટ્ર, ગુજરાત સરકાર, મુંબઈ યુનિ., ન્યૂ ઓરિએન્ટ મિલ્સ, તથા મુંબઈ રાજ્યસરકારે આપેલી ગ્રાન્ટનો પણ હું સાભાર ઉલ્લેખ કરી લઉં છું આ ઉપરાંત શ્રીહિન્દુકન્યાવિદ્યાલય અને સંતરામના મહારાજશ્રીએ પણ આ સમારંભને સફળ બનાવવા પૂરો સહકાર આપ્યો છે વળી, મહોત્સવ સમિતિના અનેકવિધ કાર્યને નાની નાની વિગતોમાં પણ પાર પાડવા માટે અનેક વ્યક્તિઓનો અને સંસ્થાઓનો અમૂલ્ય સાથ સાંપડ્યો છે આ મહોત્સવ તથા તેની સાથોસાથ અહીં યોજવામાં આવેલી સાહિત્ય પરિષદના પ્રસંગે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપી તથા અન્ય વ્યવસાયોને બાજુએ મૂકીને સંમેલન અને પરિષદનું અધ્યક્ષપદ સ્વીકારનાર માન્યવર શ્રી કનૈયાલાલ મુનશી, સંમેલનનું ઉદ્‌ઘાટન કરનાર વયોવૃદ્ધ મુરબ્બી શ્રી કૃષ્ણલાલભાઈ, પરિષદ પ્રસંગે અહીં આવવાનું આમંત્રણ સ્વીકારનાર મુંબઈના રાજ્યપાલ શ્રી હરેકૃષ્ણ મહેતાબ, પ્રમુખશ્રીના વિદુષી પત્ની શ્રીમતી લીલાવતીબહેન તથા અન્ય સન્માનિત ગૃહસ્થો અને સાક્ષરવર્યોએ હાજરી આપી આ પ્રસંગને ઉજ્જ્વળ બનાવ્યો છે તે માટે હું સૌનો આભાર માનું છું

આ શતાબ્દી મહોત્સવનું પોતાના મંગળ પ્રવચન અને આશીર્વચનથી ઉદ્‌ઘાટન કરવાની, હું સ્વ શ્રી ગોવર્ધનરામભાઈના નિકટવર્તી સાહિત્યકાર મુરબ્બીશ્રી કૃષ્ણલાલભાઈને વિનતી કરું છું

તા ૨૦–૧૦–૫૬

## શતાબ્દી મહોત્સવના ઉદ્દઘાટક શ્રી કૃષ્ણલાલ મો. ઝવેરીનું મંગલ પ્રવચન

---

હવે એમને ગોવર્ધનભાઈ એવા વડીલમિત્ર નામે ઓળખાવતાં સાહિત્ય અંગે એમની સેવા સંબંધ ઘણું કહેવાઇ ને લખાઈ ગયું છે અને હવે પછી કહેવાશે બોલાશે ને લખાશે માટે તે વિષે હું કશું કહેવા માગતો નથી

મારા ને એમનો સંબંધ નિકટનો હતો વકીલ તરીકેનો તેમ જ અંગત. એટલે તેઓ એક મુરબ્બી મિત્ર અને સહકારી તરીકે કેવા હતા તેની આછી રૂપરેખા આ નાતાની પ્રસંગે આપવી એ જ મારે માટે યોગ્ય ધારું છું

શ્રી મનસુખરામભાઈના એ ઘણુ પાસેના સગા હતા. કાઠીઆવાડ તથા કાઠીઆવાડની બહારના દેશી-રાજ્યોના એઓ એક રીતે એમના સમયમાં નિયામક હતા એમ કહીએ તો ખોટું નથી. એમના મુંબઈમાં ગીરગામના બાગના બંગલામાં જુઓ તો હરહમેશ એમાંથી કોઇ પણ દેશીરાજનો કર્મચારી મહેમાન હોય ને હોય જ. સૌ એમની સલાહ લેતું, કારણ તે વખતે અંગ્રેજી રાજના પોલિટિકલ ખાતાના અમલદારો જોડે તેમને સામનો કરવો પડતો

સચીનના નવાબ ગુજરી ગયા એટલે તરત ત્યાં પોલિટિકલ ખાતાએ રાજનો કબજો લઈ લીધો. જુવાન બેગમ લાચાર અને નિરાધાર થઈ ગઈ. તેમણે પાઘડી ઘા મનસુખરામભાઇને ત્યાં નાખી. ગોવર્ધનભાઇને વીને મને મનસુખરામભાઈ ઓળખતા હતા એટલે તેમણે મને બેગમ સાહેબના Legal Adviser તરીકે મોકલી, પોલિટિકલ પ્રતિનિધિ જોડે કેમ કામ લેવું તેની સમજ આપી, વિદાય કર્યો. ને તેમણે તથા બેગમ સાહેબે મારા પર મૂકેલો વિશ્વાસ કેવી રીતે સાર્થક કર્યો એ અત્રે જણાવવાની જરૂર નથી પરંતુ મનસુખરામભાઇનું દેશીરાજ્યોમાં કેવું વજન હતું ને માન હતું તે જણાવવા માટે જ આ દાખલો આપ્યો છે

આ મનસુખરામભાઈની લાગવગથી ગોવર્ધનભાઇને ગ્રેજ્યુએટ થયા પછી નોકરી કમાણીએ બેસી રહેવું ન પડે તે માટે ભાવનગરના મુખ્ય કારભારી સામળદાસભાઇના Adviser તરીકે મોકલવામાં આવ્યા. તે વખતે હું ભાવનગરની હાઇસ્કૂલમાં ભણતો હતો ને મારા મોટાભાઇ ત્યાં માસ્તર હતા, તેમને ત્યાં હું રહેતો હતો. ગોવર્ધનભાઇ વખતો વખત ત્યાં આવતા અને પોતે જે કાંઇ લખ્યું હોય–ગદ્ય કે પદ્ય તે ત્યાં વાંચતા. મને સાંભરે છે કે ઈ સ ૧૮૮૨–૮૩માં Goldsmith ના 'Traveller'નું પોતે જે ભાષાન્તર કરેલું તે વાંચી સંભળાવેલું

પોતે લખેલાં કાવ્યો જાતે ગાઈ બતાવવાનો યા બીજા પાસે ગવડાવવાનો શોખ હતો. મુંબઈમાં એમના વિલ્સન હાઈ સ્કૂલ સામેના ગીરગામના વાસમાં એમના જમાઇ બળવંતરાયનો કંઠ તેમને સારો લાગેલો તે બળવંતરાય પાસે "સાકાર ને નિરાકાર છો" એ કાવ્ય ગવડાવી બતાવ્યું હતું (ઈ સ ૧૮૯૮–૯૯) બળવંતરાય એમની જોડે જ રહેતા "લીલાવતી જીવનકલા" ના કેટલાક કાવ્યો પોતે પોતાના નડિયાદના ઘરને પડખે આવેલી નાની અગાસીમાં પૂનમની એક ચાંદની રાતે ગાઈ બતાવેલાં દ્રવતે હૃદયે. કારણ એમની વહાલી દીકરીના અકાળ મરણ ને અકાળ મૃત્યુ યાદ કરતા એમના અંતરના તંતુઓ ઝણઝણી ઊઠતા

પોતે વકીલાતના ધંધામાંથી નિવૃત્ત થયા બાદ હું કોઈ કોઈ વખત એમને નડિયાદ મળવા જતો એ વખતની વાત છે "ધીમી ધીમી ચાલી તુ અહીંથી કરતી કર્તવ્ય કામ" લીલાવતી સંબંધી કાવ્યની આ પહેલી પંક્તિ જ એમના હૃદયની દુઃખભરેલી સ્થિતિનો પૂરતો ખ્યાલ આપે છે

મેં હાઇકોર્ટની અપીલ સાઈડ પર અને ૧૮૯૩ માં શરૂઆત કરી તે વખતે જાણીતા ગુજરાતી વકીલોમાં સૌથી જૂના "ગુલાબ" નાટકના કર્તા સ્વ નગીનદાસ તુલસીદાસ મારફતીઆ હતા, તેમ જ મ. ગોકળદાસ કહાનદાસ પારેખ મોતીલાલ મુગટલાલ મુનશી ને મગ ચીમનલાલ સેતલવાડ પણ હતા

શિરસ્તો એવો હતો કે દરેક વકીલ પાટલૂન, બૂટ અને મોજા પહેરતો હાઇકોર્ટના જડજો અંગ્રેજ હતા તેમને એકલા બૂટ કે ચંપલ પસંદ ન હતા જસ્ટિસ કેન્ડી જેવા પૂરા Anglo Indian I C S. જજ વકીલને કોર્ટમાં માત્ર બૂટ કે ચંપલ પહેરેલો જુએ તો તેની પાસે તે કઢાવી નાખી, ખુલ્લે પગે કોર્ટમાં પેસવા દે તેમ થવાથી કોર્ટનો મોભો જળવાય એમ તેમને લાગતુ નગીનદાસભાઇ ધોતીઉ પહેરતા, પણ સાથે સાથે મોજા અને બૂટ પહેરતા ચુસ્ત વૈષ્ણવ એટલે કપાળે મોટો લાલ ચાંદલો કરતા ગોવર્ધનભાઈએ પાટલૂન ન અપનાવ્યું ધોતીઉ પહેરતા ને તે ઢીલુ પડી નીકળી ન જાય માટે પહોળો ચામડાનો પટો પિત્તળના બક્કલ સાથેનો પહેરતા પગે બૂટ, મોજા ને કોર્ટમાં દલીલ ન કરતા હોય ત્યારે વકીલના રૂમમાં કાશ્મીરી ટોપી પહેરીને બેસતા સદા હસતા

મંગળદાસની વાડીમાં કાલબાદેવી રામવાડીની પાસેની ગલીમાં છેક છેવાડે એક મોટા માળાને ત્રીજે માળે પોતે રહેતા તે વખતે એમણે મને પૂછ્યું કે હું એમના Junior તરીકે કામ કરીશ ? ઓળખાણ ભાવનગરનુ. મેં હા કહી. તે વખતે બહારગામની અપીલોને અંગે અપીલ આપતી વખતે યા દલીલ કરતી વખતે યા અસીલ સામાવાળો–Respondent–હોય તો સુનાવણી વખતે વકીલનો અસીલ હાજર રહેતો ને તે ઘણુ ખરુ પોતાના વકીલને ત્યાં રહેતો, જમતો, ખાતો ગોવર્ધનભાઇને ત્યાં તે વખતે રસોઇઓ ન હતો કારણ જૂના રિવાજ પ્રમાણે નાગર બ્રાહ્મણ જોઇએ, ને નાગર રસોઇઆ બહુ મોંઘા હતા એટલે લલિતાભાભીને સૌની રસોઇ કરવી પડતી

એમના વકીલાતના કામમાં હુ એમને કેવી ને કેટલી મદદ કરતો તે વિષે હુ કાંઈ વિશેષ નહિ કહુ કારણ એને સાહિત્ય જોડે કશુ લાગતુ વળગતુ નથી પરંતુ મારે રોજ સવારે એમની પાસે જવાનુ થતુ કોર્ટ સંબંધી કામકાજની તે દિવસ પૂરતી હકીકત પૂરી થયે, 'સરસ્વતીચંદ્ર'નો જે કાંઇ ભાગ લખ્યો હોય તે વાંચી સંભળાવે મંગળદાસ વાડીના એ માળાનો ત્રીજો માળ તદ્દન Drab–સામૂટી ચારે તરફ મકાનો ને ઉપર છતાં એવા વાતાવરણમાં એમના કલ્પનાના ઘોડા તો એવા દોડે ને મગજમાંથી એવા વર્ણનાત્મક પ્રસંગો કાઢી, તેને એવી ખૂબીથી ચિતરે કે ઘડીભર એમ થાય કે આપણે મંગળદાસ વાડીમાં નથી સ્હેજ ઊંચે પહોંચી ગયા છીએ

આ પ્રમાણે હાઇકોર્ટના વકીલ મંડળના ચેમ્બરમાં પણ આસપાસ નવરા વકીલોની વાતચીતનો ગમે તેવો ઘોંઘાટ થતો હોય તો પણ તેને ન ગણકારતા એક ધ્યાનસ્થ થઈ "સરસ્વતીચંદ્ર" ના પ્રૂફ સુધારતા જ હોય

સ્વભાવ વાતુડિયો બહુ અને વાતચીતમાં પણ વધારે મોજે પોતે શુ મને, કે શુ વકીલોને, કે શુ બીજાને વાતો સંભળાવ્યા જ કરે દાખલા, દલીલો ને દૃષ્ટાંતો સાથે દૃષ્ટાંતોનો તો એમનો અખૂટ ખજાનો

ઈ સ ૧૮૯૬મા પ્લેગ ફાટી નીકળતા પોતે વસઈ એક અસીલના બગલામાં રહેવા ગયા રોજ સવારે આઠ વાગે વસઈથી નીકળી હાઇકોર્ટમા આવે, કામ કરી પાછા વળે એમના વસઇ જતા પહેલા હુ એમને ત્યા–ગીરગામમા–જમતો રસોઇઓ નાગર હતો એની બનાવેલી રસોઈ જ ખાય તે ભરુચ ચાલ્યો ગયો એટલે એ રસોઇ જમતો અટક્યો

લીલાવતી સબધી લખેલા એમના કાવ્યો પોતે વાસના ત્યાગ તેમા પોતાનો આખો આત્મા રેડતા એમના સ્વ ભગિની માટે લખેલ કાવ્ય લો

' ભગિની હતી પ્રિય માતપિતાને, અર્પી કંઇક વિદ્યા મ્હેં,
સોંપી તને ખુશી માણીને ત્યા કાળની ગુણ નશ્વરી તહેં '

એમના અગ્નિસસ્કાર વખતે ઉચ્ચારેલી પક્તિઓ એમને કેવા Grand Man તરીકે ચિતરે છે

એ હોમે આહુતિ દેતો, નયન ન અશ્રુ વરતો
કઠિન હૃદયનો ભ્રાત કાષ્ઠભર ભગિની–ચિતા પર ભરતો

સાહિત્ય એમનો પ્રાણ અને આત્મા હતો, અને સાહિત્ય પરત્વે જ પોતાનુ શેષ જીવન ગુજારવુ એવા ઉચ્ચ ધ્યેયને આધીન થઇ, ચાલતી સારી રોજીને ઠેસ મારી ધધામાથી નિવૃત્ત થયા ત્યારે સગાએ સમજાવ્યા માન્યુ નહિ કહે કે નડિયાદમા સાદુ જીવન ગાળતા પૂરતુ મે બચાવ્યુ છે ને Invest કર્યું છે પરિણામે ધધો છોડ્યો કેટલાક Investment ખોટા પડ્યા ને હાથ તગીમા આવી ગયો પણ પસ્તાવાનો એક બોલ બોલ્યા નથી

પોતાને Reference માટે તરત મળી આવે તે માટે એમના લખવાના મેજ પાસે એક ચકરડી રાખતા તેના પર જરૂરી પુસ્તકો રાખતા, અને જરૂર પડ્યે તે ઉપાડી વાચતા

મિલ્ટન કવિનો સિદ્ધાત તેમને માન્ય હતો કે The mind can make a Heaven of Hell and Hell of Heaven. મન ધારે તો એક બહુ મલાજા ને મર્યાદા ભરેલા કપડા પહેરેલી સ્ત્રીને જોઇ તેને માત્ર પોતાના કામને સતોષ આપનારી વસ્તુ ગણે ને જો ધારે તો Nudist નગ્નાવસ્થાવાળી સ્ત્રીને જોઈ કેવળ વિકારવિહીન રહે પોતાના પુસ્તકમા પણ એ હકીકત અપનાવતા સરસ્વતીચદ્રનો હાથ અને અલકની ગાદી ત્યા સરી પડતા પણ તેણે કશો વિકાર અનુભવ્યો નહિ

પોતે સ્પષ્ટ વક્તા હતા એમને દભ ગમતો નહિ એમની રોજનિશી–Scrap books માથી ઘણુ જાણવાનુ મળતુ વખતો વખત તેમાથી ફકરા વાચી સભળાવતા

સરસ્વતીચન્દ્રના પરણ્યા બાદનુ તેમનુ જીવન બતાવતા ગુજરાતી નાટક મડળીની ભલામણથી એમણે એક નાટક લખેલુ મને તે વચાવેલ, પરતુ મુબઇની રગીલી પ્રજાને તે અનુકૂળ નહિ થઈ પડે એમ ધારી પડતુ મૂકેલુ

લાઠીના ઠાકોર સાહેબ ' કલાપી પોતાને ગોવર્ધનભાઇના શિષ્ય ગણતા બુદ્ધિવર્ધક સભાને જે વખતે એના અલ્પજીવી ઉત્સાહને ટકાવી રાખવાની જરૂર હતી ( ઈ સ ૧૮૯૪મા), તે વખતે ગોવર્ધનભાઇએ ભાષણ આપી મદદ કરેલી એમની જોડે મારે ઘણીવાર ફારસી છદશાસ્ત્ર વિષે વાત થતી. ફારસી છદના ગણ માત્રા મુજબ છે કે વર્ણ મુજબ છે અને તે ઉપરાંત ગઝલોની રચના વગેરે વિષે ઘણી બારીકાઇથી તપાસ કરતા

મરહુમ બેહેરામજી મલબારી અને તેમના સમાજ સુધારાના ક્ષેત્રના ગોઠિયા દયારામ ગિદુમલ નાહાની જોડે એમને ગાઢ સંસર્ગ હતો. તેઓ બંને નવા સમાજ–સુધારાના હિમાયતીઓ હતા. મુંબઈનું સેવાસદન એમને નામે જ સ્થપાયું છે ગોવર્ધનભાઇ જનનાગરી રીતરિવાજ પાળનાર હતા છતાં સુમેળ સધાયો હતો નગર ભરૂચના ચુની દેસાઈ સતી થયા હતા તેમને વિષે ' Chuni the Sati ' એ નામનો લેખ મલબારીના ' East & West ' ચોપનીઆમાં પોતે આપ્યો હતો

ત્રિભોવનદાસ રાજાજીને ગોવર્ધનભાઇ માટે ઘણું માન હતું, એટલે આખરી મંદવાડ વખતે તેઓ એમને ત્યાં વાલકેશ્વરના બંગલામાં મહેમાન તરીકે ગયા હતા અને ત્યાં જ ગુજરી ગયા વાલકેશ્વરના ઘૃતવતા સાગરની સાક્ષીએ એમનો અગ્નિદાહ થયો તે વખતે East & Westના જાન્યુઆરી ૧૯૦૭ના અંકમાં છપાયેલા સાગર લેખમાં મેં બીજી ઘણી વિગત આપી છે કે જે અહીં લંબાણ થવાની બીકે આપતો નથી

તા ૨૮–૯–૫૦



## શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

### શ્રી ગોવર્ધનરામ જન્મ શતાબ્દી મહોત્સવમાં પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ

---

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો.**

**આ** શતાબ્દીમાં સામેલ થતા મને ઘણો આનંદ થાય છે તમે બધાએ આ પ્રસંગે એમને અંજલિ આપવાનો લહાવો મને આપ્યો તેથી હું તમારો ઋણી છું બીજા કયા શબ્દોમાં તમારો આભાર માનું ?

પચાસ વર્ષ પહેલાની વાત તે સમયે હરેક કળાયેલો ગુજરાતી પોતાને ' સરસ્વતીચંદ્ર ' માની, ગોવર્ધનરામની કલ્પનાસૃષ્ટિમાં વિહરતો ' નહીં ઊંચે, નહીં નીચે મળે આધાર ઘન હીંચે ' એમ ઝોકવાના એ તુક્કા ઉડાવતો સાથે કોઈ ' કુમુદસુંદરી ' વરવાના નશામાં પોતાની ઘરનીરડી જોઈ નિસાસા નાખતો આવા યુવકોમાં હું પણ એક હતો

ઇ સ ૧૯૧૦થી સ્વ ચંદ્રશંકર પંડ્યા અને શ્રી કાન્તિલાલ પંડ્યા જેવા મિત્રોના સાથમાં મેં મુંબઈમાં જીવન શરૂ કર્યું. એમના નડિયાદી સંઘમાં હું ભળી ગયો અને ઘડાયો, અને એ બધાનો સ્નેહ સાગર હૈયામાં વણાઈ ગયો ગોવર્ધનરામ આ સંઘના પૂજ્ય, જીવતાજાગતા પ્રેરણામૂર્તિ હતા એટલે પરોક્ષ રીતે એમની પ્રેરણા મેળવવાને હું પણ ભાગ્યશાળી થયો

( ૨ )

એકસો સો વર્ષ પૂર્વે હરોગના હાડે ગોવર્ધનરામનો જન્મ નડિયાદમાં, વડનગરા નાગર જ્ઞાતિમાં, થયો હતો

વડનગરા નાગરો જેવી નાની ન્યાતની મહત્તાનું મૂળ શોધવા આપણે ગુપ્તસમ્રાટોના સુવર્ણયુગમાં જવું પડે ત્યારે આનર્તના, ઉત્તર ગુજરાતના, વિદ્યાકેન્દ્ર આનંદનગર (વડનગર)ના બ્રાહ્મણો પોતાને નાગર કહેવડાવતા થયા હતા

પછી સો વર્ષોમાં આ ન્યાતમાં વિદ્વાનો, વેદાન્તીઓ, મુત્સદ્દીઓ ને યોદ્ધાઓના કંઈએક નામો વલભીયુગ, પ્રતિહારયુગ, અને ચૌલુક્યયુગના ઇતિહાસમાં મળી આવે છે નવમી સદીમાં ઉત્તર ગુજરાત

કનોજના ગુર્જરેશ્વર મિહિરભોજ, સ્થાનમાં જેને કલ્યાણકટકનો ભુવડ કહ્યો છે તેના આશ્રયમાં હતું ત્યારે વિદ્યાવિશારદ નાગર ભટ્ટ વડનગરથી ગ્વાલિયર ગયેલા હોવાનો અને તેના પુત્ર વૈજભટ્ટ ને પૌત્ર અલ્લભટ્ટ ત્યાંના દુર્ગપાલ થયેલા હોવાનો ઉલ્લેખ છે.

ચૌલુક્ય કુળભૂષણ મહારાજે જ્યારે ગુજરાતના ગણેશ માંડ્યા ત્યારે માધવ, લુન અને ભાભ નામ નાગર મંત્રીઓ હતા અને નાગર પંડિત સોમ પાટણેશના રાજપુરોહિત હતા.

ગુજરાતના વિશ્વકર્મા જયસિંહદેવ સિદ્ધરાજ અને તેના ઉત્તરાધિકારી કુમારપાળના રાજ્યકાળમાં દાદાક મહેતા મહાઅમાત્ય હતા અને તેના પૌત્ર મહાદેવ માળવાના દંડનાયક હતા. તે સમયમાં સર્વદેવ અને તેના પુત્ર આમિગ રાજગુરુઓ હતા. કવિકુલશિરોમણિ શ્રીપાલને ચક્રવર્તીનો ભાઈ માનતા.

તેરમી સદીમાં તો રાજગુરુ માનતા વંશજ કવિ સોમેશ્વરનું નામ ઇતિહાસમાં સુપરિચિત છે. 'કીર્તિકૌમુદી' થી એમણે ગુજરાતના અતીતને ઊજળું કરી મૂક્યું છે. ભોળા ભીમદેવના સમયમાં ગુજરાત છિન્નભિન્ન થઈ ગયું હતું ત્યાર પછી વખતે સોમેશ્વરે રાજ લવણપ્રસાદને પ્રેરી અને વસ્તુપાળ તેજપાળની મદદ મેળવી ગુજરાતને ઉદ્ધાર્યું.

ઇતિહાસ તો નિષ્પક્ષ છે, કશું ઢાંકતા હોતા નથી. ખિલજીએ ચૌલુક્યસમાપ્તીન ગુજરાતનો વિનાશ કર્યો તેમાં પણ હાથ હતો, નાગર માધવનો. ઇતિહાસ સાથે કરણના પણ ઉમેરો. 'છે? માધવે એના પાપ પ્રાયશ્ચિત માટે કરાવવું પડ્યું, તે પણ સોમેશ્વરના વંશજ નાગર ગંગેશ્વર મુનિને હાથે.

૧૯મી સદીના પૂર્વાર્ધમાં આધેડ વયના નાગરો વેદાન્તી કર્મકાંડી - શાસ્ત્ર હતા. નવા વિદ્યાના નગરી હતા. કાઠિયાવાડમાં (આ અનુસંધાનમાં એ શબ્દ જ સાર્થક છે) ગોકુળજી ઝાલા અને ગગા ઓઝા રાજ્ય કરતા અને બીજા નાગરો રાજ્યખટપટમાં મશગૂલ રહેતા. ગુજરાતમાં વ્યાપાર પણ કરતા. ગવા જ 'ત્રમ, ડાંડી અને વંડી' ત્રીકગના ગર્વમાં મસ્ત હતા અને પોતાને બધાથી જુદા અને સર્વોપરિ માનતા.

બ્રિટિશ અમલ આવ્યો ત્યારે કેળવણી અને અમલદારીના નવા માર્ગો ખૂલ્યા. આ માર્ગોએ જુવાન નાગરો સહુથી પહેલા આગળ વધી ગયા હતા. નર્મદ, ભોળાનાથ, નંદશંકર, મહીપતરામ ને ઝવેરીલાલ યાજ્ઞિકના નામથી કોણ અપરિચિત છે?

(૪)

ગોવર્ધનરામના ભોળા પિતા માધવરામે ધંધામાં પૈસા ખોયા. વૈભવ હાથમાંથી સરી જતા નડિયાદ આવી તે ભગવદ્ભક્તિમાં તલ્લીન થઇ ગયા. એમના માતુશ્રી અંગત વ્યવહારિયા મક્કમ ને જૂની ઢબે ગૃહજમાન કહેવાય એવા હતા.

ગોવર્ધનરામનો બાલ્યકાળ એ નવજાગ્રતના સર્જનનો ઉદયકાળ હતો.

આશરે ૧૮૨૦ માં ગુજરાતમાં સ્વામીનારાયણે નવા જીવનનો પાયો નાખ્યો. તેના બે સૂત્રો હતા: સદાચાર વિનાની ભક્તિ પ્રભુને પ્રિય નથી અને સાધુપદ પામવાનો બ્રાહ્મણ અને શૂદ્ર બંનેને સરખો અધિકાર છે.

૧૮૨૨ માં 'મુંબઈ સમાચાર' સ્થપાયું. રણછોડદાસ ગિરધરભાઈએ અર્વાચીન ગુજરાતીની શિક્ષણ પદ્ધતિનો પ્રચાર કર્યો. ૧૮૨૭માં એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુટ અંગ્રેજી શિક્ષણનું કેન્દ્ર બન્યું અને પશ્ચિમનો પ્રસર્ગ શરૂ થયો.

૧૮૪૮ માં એલેક્ઝાન્ડર કીન્લોક ફાર્બસે 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટી' સ્થાપી, અને કવિ દલપતરામના સહકારને પરિણામે 'રાસમાળા' રચી ગુજરાતના ભૂતકાળની માહિતી રાખી મરાવી.

૧૮૫૧મા રણછોડભાઈને પ્રમુખપદે ' બુદ્ધિવર્ધક સભા 'ની સ્થાપના થઈ અને ઉત્સાહી યુવકોએ નવા જમાનાની નોબત ગજાવી નર્મદ ' જગ ઉજાસ ' આગળ પડ્યો અને સિદ્ધરાજનુ સમયના ગણાતી ગરવા ગુજરાતનુ પુનરુત્થાન ઝંખી રહ્યો

ઈ સ ૧૮૫૫મા નવા સુધારાની ગંગોત્રી ' બુદ્ધિવર્ધક સભા'માથી પ્રચંડ ઉત્સાહ વહેવા માડ્યો હતો તે જ વર્ષે ખુરશેદજી કામાજીએ ' પારસી મિત્ર ' કાઢ્યુ ઈશ્વરચદ્ર વિદ્યાસાગરની પ્રેરણાથી ' વિધવાવિવાહ નિષેધક ' ( ઍક્ટ ) આજ વર્ષમા પાસ થયો સુરતમા દુર્ગારામ મહેતાજીએ નવા વિચારો પ્રસારવા માડ્યા હતા

ધર્મચુસ્ત, રૂઢિચુસ્ત નડિયાદ હજી જાગ્યુ ન હતુ રા. ઝવેરીલાલ યાજ્ઞિક મુબઈમા ભણતા હતા અને રા. મનસુખરામ સૂર્યરામ અમદાવાદમા નાગરોના વિદ્યાપ્રેમના આ બન્ને વારસદારો હતા અને પ્રાચીન વિદ્યા તથા સસ્કારમા દૃઢ શ્રદ્ધા રાખી તેની પુનઃસ્થાપના કરવાના સ્વપ્નો સેવી રહ્યા હતા

સને ૧૮૫૭ મા પહેલો સ્વાતત્ર્યવિગ્રહ થયો ( એને માટે ' બળવો ' શબ્દ રૂઢ સ્થાને છે ) તેમા આપણે હાર્યા ભારતે સ્વતત્રતા ખોઈ ઝાસીની રાણી લક્ષ્મીબાઈ મૃત્યુ પામ્યા મધ્યકાલીન ભારત પૂરેપૂરો સકેલાઈ ગયો અને અર્વાચીન યુગનો પ્રારભ થયો મુબઈમા વિશ્વવિદ્યાલયની સ્થાપના થઈ ૧૮૫૮મા ' બુદ્ધિવર્ધક 'નુ તત્રીપદ લઈ અર્વાચીનોમા આદ્ય એવા નર્મદે સામાજિક બળવો આરભ્યો

ગોવર્ધનરામના વશસ્કાર જૂના જમાનાના પણ સમૃદ્ધ હતા એમના પિતાના ગુરુ ' મુનિ મહારાજ 'નુ સ્મરણ ચિરજીવ હતુ માણભટ્ટોની પૌરાણિક કથાઓથી એમનુ બાલમાનસ તરબોળ થયુ હતુ ઈ સ ૧૮૬૬મા પિતાતુલ્ય મનસુખરામ ઍલ્ફીન્સ્ટન કૉલેજમા મુબઈ ભણવા ગયા ત્યારે તેમના નિષ્ઠા અને વિદ્યાપ્રેમની પણ ઊડી અસર એમના પર થઈ

ઈ સ ૧૮૬૪મા બગાળમા બકિમચદ્ર ચટ્ટોપાધ્યાયે ' દુર્ગેશનન્દિની ' નવલકથા પ્રકટ કરી, અને ભારતીય સાહિત્યની અર્વાચીન પુનર્ઘટનાના આ સૂત્રધારે નાન્દી ગાઈ ગુજરાતમા ૧૮૬૫ મા ' નર્મગદ્ય ' પુસ્તક પ્રકટ થયુ ૧૮૬૬મા નદશકરનુ ' કરણઘેલો ', ૧૮૬૭મા નવલરામનુ ' ભટનુ ભોપાળુ ' નવકિરણો ઝીલતા રસિક પખીઓએ કિલકિલાટ આરભ્યો

સત્તર વર્ષની વયે ગોવર્ધનરામ પણ ઍલ્ફીન્સ્ટન કૉલેજમા જોડાયા સસ્કૃતપ્રધાન નવા સાસ્કારિક બળના એક અગ્રગણ્ય નિર્માતા વિદ્વદ્વર્ય ભાડારકર ત્યા પ્રાધ્યાપક હતા તેમના અને ઉદારચરિત પ્રધાન આચાર્ય વર્ડ્ઝવર્થ એ બન્નેના વિશ્વાસ અને આશાના પાત્ર એ બન્યા તેલગ અને રાનડે જેવા નવા સસ્કારોના વડનાગરોનો પરિચય પણ એમને થયો.

આ બધા સસર્ગે ગોવર્ધનરામમા અથાગ વિદ્યાપ્રેમ આવ્યો પોતાનો અને જગતનો ઉધ્ધાર કરવાનો અદમ્ય ઉત્સાહ પણ પ્રગટ્યો એમણે સસ્કૃત, ગુજરાતી અને અગ્રેજીનો સવિસ્તર અભ્યાસ કર્યો, સાથે ભારત, ઇગ્લાડ, રોમ અને ગ્રીસના ઇતિહાસોનો પણ તે વખતના અભ્યાસક્રમ આજના જેવા સકુચિત અને એકદેશીય નહોતા માનસવિકાસ, ચારિત્ર્ય-ઘડતર એનુ પહેલુ ધ્યેય હતુ

નર્મદને અને મનસુખરામને જે જાણે ને સમજે નહી તેને નવુ ગુજરાત સમજાય નહી

ઈ સ ૧૮૭૩મા મનસુખરામ અભ્યાસ છોડી ત્રિપાઠી કુલની શ્રીકૃષ્ણ વાસુદેવની પેઢીમા જોડાયા સાથે જૂના ગુજરાતી સાહિત્યનો ઉદ્ધાર કરવાના ને ગુજરાતીને સસ્કૃતમય બનાવવાના પ્રયાસો એમણે માડ્યા

મનસુખરામ પ્રભાવશાળી પુરુષ હતા થોડા વખતમા એમના ભવિષ્યનુ પાદડુ ફર્યું. જૂનાગઢના દિવાન ગોકુલજી ઝાલાએ એમને એ રાજ્યના એજટ નીમ્યા ધીમેધીમે એમણે ગુજરાતના બીજા દેશી રાજ્યો પર કાબૂ મેળવ્યો અને એ રાજ્યોના દિવાનો ઘડવાના પોતે શિલ્પી થઈ ગયા

મુંબઈમા એમને ત્યા ભાઈજ્જાનો દરબાર ભરાવા લાગ્યા તેમા ઊગતા સાહિત્યકારો ને મુંબઈના વિદ્વાનો પણ આવતા નડિયાદના મુત્સદ્દી દેસાઈ વિહારીદાસ પણ આવે, કાઠીઆવાડી નરભેરામપટિયા ના મગજ, એટલે એમનો ડંકો ચારે તરફ વાગવા માડ્યો જૂની ગુજરાતીના ગ્રન્થોનો એમણે ઉદ્ધાર કર્યો આર્યધર્મ અને સંસ્કૃતિમા એમની પરમ નિષ્ઠાને આધારે એમણે 'અસ્તોદય' સંપ્રદાય સ્થાપ્યો અને 'બુદ્ધિવર્ધક' સંપ્રદાય સામે નખનાદ કર્યો 'સુધારો એ અધ:પતન હતુ'!

ગોવર્ધનરામ તેમની પાસેથી ઘણુ શીખ્યા પણ એમણે એમની સ્વભાવજન્ય સમદૃષ્ટિથી નવો ચીલો પાડ્યો નવુ અને જૂનુ, પ્રાચીન, અર્વાચીન અને સનાતન બધાનુ એમણે વિવેકબુદ્ધિથી નિરીક્ષણ કરવા માંડ્યુ પણ એક વાત એમને દીવા જેવી સ્પષ્ટ જણાઈ સમાજ ને વ્યક્તિત્વની નવી રચના જૂના પાયા પર જ સારી રીતે થઈ શકે વિપ્લવ એ વિધ્વંસક છે, સર્જનાત્મક નથી

(૪)

ગોવર્ધનરામ ઇ સ ૧૮૭૫મા બી એ થયા અનિવાર્ય કારણોને વશ વર્તી એમણે દિવાન સામળદાસ મહેતાના હાથ નીચે ભાવનગર રાજ્યની નોકરી લીધી. ૧૮૮૪મા એલ એલ બીની પરીક્ષા પસાર કરી તરત જ પ્રતિજ્ઞાની પૂર્તિ કરવા એમણે મુંબઈની હાઈકોર્ટમા એપેલેટ સાઈડ પર વકીલાત શરૂ કરી થોડા વર્ષમા તો ધંધામા એમણે અગ્રગણ્ય સ્થાન પ્રાપ્ત કર્યું અને બાપનુ દેવુ ચૂકવ્યુ

જન્મના પહેલાથી જ ગોવર્ધનરામ કસોટીએ ચડવા લાગ્યા એ પેટમા હતા ત્યારે એમની માએ એક સહિયરના ગર્ભ જોડે એમનુ વેવિશાળ કરી નાખ્યુ એમની માતાની સહિયરને પહેલા પુત્રી આવી, થોડા મહીના પછી ગોવર્ધનરામ જન્મ્યા બન્ને વચનદત્તોના ૧૮૬૮ મા લગ્ન થયા અને બે વચ્ચે પ્રેમની ગાંઠ બંધાઈ. પણ સાસુવહુનો વિગ્રહપ્રેમ કેમ વિસરી શકાય ? પરિણામે ગોવર્ધનરામનુ સુરાળુ દિલ દુખાવા લાગ્યુ

ગોવર્ધનરામ સદાના સ્નેહભૂખ્યા હતા કૉલેજમા અનેક મિત્રોનો પ્રેમ એમણે જીત્યો અને પામ્યા એમના અવસાન પછી ૭ વર્ષે હુ હાઈકોર્ટમા જોડાયો ત્યારે પણ એમના જૂના મિત્રોના દિલમા એમનો સ્નેહ કરમાયો નહોતો ૧૮૯૭મા સુ કૃષ્ણલાલ કાકા ગોવર્ધનરામ જોડે ધંધામા જોડાયા આપણે સદ્ભાગ્યે એ સાહિત્યના ભીષ્મપિતામહ હજી આપણને પ્રેરણા આપી રહ્યા છે આજે પણ ગોવર્ધનરામની એ વાત કરે છે ત્યારે એમનુ હૈયુ સ્નેહથી ઊભરાઈ આવે છે

નિકટના પરિવારને અંગે વહાલસોયા ગોવર્ધનરામને ઘણુ સોસવુ પડ્યુ ઓગણીસમે વર્ષે એમની પ્રથમ પત્ની સ્વર્ગસ્થ થઈ પ્રીતિભૂખ્યા અને માર્દવભર્યા એમના હૃદયને કારી ઘા વાગ્યો હૃદય રડી ઊઠ્યુ

તુજ સ્નેહથી નથી હું ધરાયો,
નથી દુઃખકાયર બની નાઠો,
તુજ પાછળ હું નથી થાકયો
હજી રોવાથી

સુખદુઃખ ભુલાવવું એ તો
તુજ શોહિની નથી હવે તો:
મન! થાતું ત્રિરંગ ગમે તો!
કોઈ ગેઈ મરી.

નહીં તો સ્મરો મોહની તારી.
ભાળ્યાં કરજે !!

( સ્નેહમુદ્રા )

એમને પહેલવાર વૈરાગ્ય આવી ગયો ને સંસાર છોડવાનો એમણે સંકલ્પ પણ કર્યો. આખર અશ્રુઓને કાવ્યરૂપે વહેતા મૂક્યા ને એમણે હૃદયરુદિત શતક લખ્યુ

આખર એમનો વૈરાગ્ય સ્થિર ત્યાગવૃત્તિમા ફેરવાઈ ગયો. એકત્રીસ વર્ષે જ્યારે ભવાની આંખ સામે જીવનના સુવર્ણરંગ પથરાઇ રહેલા દેખાય છે ત્યારે એમણે ત્રણ ભીષ્મ પ્રતિજ્ઞાઓ કરી સ્વતન્ત્ર ધંધો કરવો, નોકરી ન કરવી, પોતે કમાઇ બાપનુ દેવુ ચૂકવી આપવુ, ચાલીશ વર્ષ પૂરા થયે વાનપ્રસ્થ થઈ સાહિત્યને શેષ જીવન અર્પી દેવું. કાચી વયે લીધેલી આ સઘળી પ્રતિજ્ઞાઓ એમણે પાળી.

એમના જીવનમા આર્થિક કઠણાઇઓ અને કૌટુમ્બિક મુઝવણો આવ્યા જ કરી. એમનું સ્વાસ્થ્ય તો સદાનું શિથિલ રહેતુ હતુ અવારનવાર સખત માંદગી પણ એમને આવતી છતા એમણે ન કદી સૌમ્યતા ખોઇ ને ન કદી તેઓ કર્તવ્યપરાયણતા વીસર્યા

એમની સ્વાનુભવશક્તિ સૂક્ષ્મ હતી જ્યાં પ્રથમ પત્નીના વિયોગ પછી ઉલ્લાસના તરંગો એમના હૃદયમા ન આવ્યા તે ન જ આવ્યા એમની કૃતિઓમાં એમનુ આક્રંદ સંભળાયા કરે છે

દૂસે આ શું સર્વ? તિમિર બધું આખા ભવનમાં!
ઉરે ભાર્યા અગ્નિ ભડભડ બળે! હાય! શું જ એ?

વળી

સ્નેહીજનોનાં મુખ જોવાને બદલે દુ:ખ મેં જોયાં રે:
રતિરૂપ હસવાને બદલે સઉ હૃદય ચોંરી ચોંરી રોયાં.
દુ:ખ દુ:ખ સહુ પાસે વર્ષે, રાત્રિ ઘોર બનો ગાજે રે:
નિષ્ફળ લોચન થઈ ગયાં, ને હૃદય પડ્યું મુજ ત્રાસે રે.

( સ્નેહમુદ્રા )

બાવીસમે વર્ષે એમણે 'પ્રવૃત્તિમય સન્યાસ'ના ભગવા ધર્યા અને સુવાળા હૃદયને છેલ્લે સુધી શાંત રાખ્યુ પણ એમની કસોટી તો ચાલુ જ રહી.

ત્રીસમે વર્ષે એમની 'પ્રિય ભગિની' જે 'સરસ્વતીચંદ્ર'ની 'મૂળ પ્રોત્સાહિની' હતી તે સદ્દગત થઇ 'આ સત્રીસ વર્ષનુ સ્વપ્નું હતુ તે પૂરુ કર્યું ચમદૂતે'

હૃદયના ઘા કરી દૂઝવા માડ્યા – કાવ્યરૂપે

હર્ષશોકના દર્ભરાશિમાં લગાડ્યો છે મેં દ્હાય,
એક ક્રમે તેમાં પડ્યો ભગિની–મૃત્યુશોક હોમાય.
એ હોમે આહુતિ દેતો, નયન ન અશ્રુ ધરતો,
કઠિન હૃદયનો ભ્રાત કાષ્ઠભર, ભગિની ચિતાપર ભરતો."

( સરસ્વતીચંદ્ર ભા ૩ નિવાપાંજલિ )

સુડતાલીસમે વર્ષે ફરી એમના હૃદય પર ફટકો પડયો. અતિપ્રિય પુત્રી લીલાવતી જગતની મગરી ચાલી ગઇ ને થાકેલા હૃદયે નોંધ્યુ

“At 5–30 p m yesterday, my poor Lilavati died after a stainless, spotless life of suffering ' એમના અશ્રુઓમા વહેવાનુ જોર ન રહ્યુ ‘ નિષ્ફલ લોચન ’ થઈ ગયા

હૈયુ વજ્ર જેવુ કરી ગોવર્ધનરામ જીવનસિદ્ધાતને વળગી રહ્યા To the man who seeks pleasure in work of other, work is duty

એમનુ આખુય જીવન વણપાડેલા અશ્રુ અને હાથે વહોરેલા કર્તવ્યધર્મ વચ્ચે ઝોલા ખાતુ રહ્યુ

( ૫ )

ઇ સ. ૧૮૮૬ મા નર્મદ વિદાય થયો ત્યારે ગુજરાત નવી શૈલી, નવુ વસ્તુ નવા સર્જનની વાટ જોતુ ઊભુ હતુ ૧૮૮૭ મા ‘ સરસ્વતીચંદ્ર ’ નો ભાગ પહેલો–‘ બુદ્ધિધનનો કારભાર ’–પ્રગટ થયો તરત એનાથી ગુજરાત મુગ્ધ બની ગયુ તે જ વર્ષે નરસિંહરાવની ‘ કુસુમમાળા ’ પ્રગટ થઈ

‘ સરસ્વતીચંદ્ર ’ ના ચાર ભાગ એક નવલકથા નથી, એક પુરાણના ચાર જુદા સ્કંધ છે પંદર વર્ષ સુધીમા લખાયેલા ૧૭૦૦ પાનામા કોઈપણ સાહિત્યકાર વસ્તુ કે પાત્રો એકધારી રીતે સળંગ રાખ્યો નથી

પહેલો ભાગ સ્વતંત્ર નવલકથા છે સાથે ગોવર્ધનરામનો પોતાનો અનુભવ છે

આ પુસ્તકમા ગુજરાતી શૈલી નવો કથનપ્રભાવ–અભિવ્યંજનાશક્તિ–પ્રાપ્ત કરે છે જોકે સ્તાની શૈલીમા હજી એકધારો વેગ આવ્યો નહોતો એ તો પચીસ વર્ષ પછી ચોથા ભાગમા આવવાનો હતો

આ પુસ્તકમા સંસ્કૃત ગદ્યની આડંબરી વાક્યરચના, અંગ્રેજી ગદ્યનો કથનપ્રભાવ, જૂની ગુજરાતીની પંક્તિઓ તથા વાતચીતના શબ્દો, કહેવતો અને રૂઢપ્રયોગો સાથે સાથે વહે છે ઘણી વાર તદ્દન જુદા પડતા, કોઈવાર ભેગા, કવચિત એકરૂપ થતા જ્યા પછી વાર ગુજરાતી ગદ્ય અર્વાચીન જીવનની ઝીણવટ દર્શાવતુ એવુ માધ્યમ બની રહે છે

આ નવલકથામા તે સમયના ગુજરાતી જીવનના સઘર્ષો અને વિસવાદો, સંઘર્ષ અને કરૂપના ઉસાકા અને નિરાશાઓ એ સધાનો ધ્વનિ છે

એ ઉપરાંત એમા અમરત્વ રહ્યુ છે

ઇશુની અઢારમી સદીના મધ્યથી માનવજીવનનો નવો સમયખંડ શરૂ થયો રુસો જેનો રૂમો તેનો સૂત્રધાર હતો તેને પ્રતાપે સાહિત્યમા ‘ રોમેન્ટીસીઝમ ’ પ્રગટ્યુ ( એને માટે હજી આપણી ભાષાઓમા એના પર્યાયરૂપ યોગ્ય શબ્દ યોજાયો નથી એટલે એ જ વાપરુ છુ )

હૃદયના ધબકારા સાભળવા અને વ્યક્ત કરવા એ આ સાહિત્યનુ મુખ્ય લક્ષણ બન્યુ આ લક્ષણ ભારતીય સાહિત્યમા આવવા લાગ્યુ હતુ અને ‘ બુદ્ધિધનના કારભાર ’મા સ્પષ્ટ રીતે ખીલ્યુ

નવલકથા એ આ મુદ્રણપ્રધાન કાળખંડમા સાહિત્યનો વિશિષ્ટ પ્રકાર છે ઊર્મિગીત જેવો તે હૃદયગમ નથી પણ સાહિત્યસ્વામી તેને હૃદયવેધક કરી શકે છે નાટક જેવો તે મોહક નથી છતા તેમાં એની મોહિની આવી શકે છે

। નન્થા લોકપ્રિય છે કારણ – એ પ્રકાર અર્વાચીન સ્ત્રીપુરુષોના હૃદયની જટિલતા પૂરી પાડી તેમની ઉપર્ુંની રસિકતા પોષી શકે છે જેઓમા આન્તર ધ્વનીઓ સાંભળવાની શક્તિ હોય તેને તે નબળા લવાન નામશેષ પણ કોઈ એક નવનકથાકાર એમા લાવી ન ?

નવલકથાને સફળ અને સઝર ક્રવા કર્તાને કીમિયો ક્રવા પડે છે પહેલા અંતરના ઊંડાણમાં રહેતા સ્વાનુભવોને સ્પષ્ટાકાર સત્યસ્વરૂપે એ મૂર્ત કરે છે, અને તે એવા જગતમા કે જે વાસ્તવિક લાગે અને જ્યા એમા નર્ગ વાસ્તવિકતાના વિસંવાદ અને ક્લિષ્ટતા ન દેખાય

( ૬ )

‘ સરસ્વતીચંદ્ર ’ ભાગ પહેલામાં ગોવર્ધનરામ એમના સ્વાનુભવો મૂર્ત કરે છે એમના પિતાની પેઢી ડગમગી, તેમ સરસ્વતીચંદ્રના પિતાની ડગમગી શઠરાય, બુદ્ધિધન નરભેરામ સ્પષ્ટ રીતે ભાવનગરના અનુભવોમાથી પ્રગટ્યા છે સૌભાગ્યદેવી, અલકકિશોરી અને ગુમાન ગુજરાતના ઘણા ઘરમા આજે મળે એમ છે તેમ કર્તાને પણ મળ્યા હશે આ પાત્રો અને નાયક–નાયિકા આટલા જ આ જગતમા સઝર છે

‘ સરસ્વતીચંદ્ર ’મા ગોવર્ધનરામનુ અડધુ અંગ મૂર્ત થયુ છે એમની પ્રથમ પત્ની મરી ગઇ અને સંસાર ‘ નિરાધાર નિરાકાર ’ ત્યાગી ચાલવાની જે ક્ષણિક વૃત્તિ થઈ એ આ શિથિલસંકલ્પ સ્નેહવિહારીમા આવી છે ત્યારે તેને પ્રચંડ આત્મબળથી પોતાનુ પોતાનું બીજુ અડધિયુ આપ્યુ નથી

કુમુદના પાત્રમા પ્રથમ પત્નીની સુશીલતા અને જે ભણેલી કન્યા જોડે એમનો વિવાહ ન થઇ શકયો એ બેનુ મિશ્રણ કરી કલ્પનાચિત્ર બનાવ્યુ હોય તો નવાઇ નહીં કુમુદને ઊંડી દીધી તેની પાછળના સરસ્વતીચંદ્રના વિલાપમા हृदयरुदितशतक ના ને ‘ સ્નેહમુદ્રા ’ના પડઘા છે

ગોવર્ધનરામના સંયમી હૃદયમા પૂરી ખૂણો ‘ રોમેન્ટીક ’ સ્વભાવ ‘ સરસ્વતીચંદ્ર ’મા પ્રકાશે છે તે કલ્પનાવિલાસી છે, અપૂર્વ બની જવા અધીર છે તેની અનુભવશક્તિ ‘ મેગ્નેટીક નીડલ ’ની માફક જરા કાર્યે થતા હાલી ઊઠે છે

તે આદર્શ પુરુષ થવા માગે છે, પણ બાહ્ય જગત અવિશ્વાસ રાખવે છે – ઘરમાથી ભાગી જાય છે તેની આ ચેષ્ટા છે જ્યા એ આરંભ મેળવાનો તેને કલ્પના છે પ્રણયભાવના તેનુ હૃદય ભરે છે જ્યા બિચારી પ્રણયિનીને વિના વાંકે ‘ વૈરાગ્ય વનમા વનવને ’ એવી દશામા છોડી જાય છે

સરસ્વતીચંદ્ર હમેશા સત્યમાર્ગો ગોતે છે છતા દરેક ડગલે અસત્ પંથે ભૂલો પડે છે એ અસત્યમાથી સત્ય તારવા મથે છે પણ ગૂંચવણ આવતા દૂર ભાગી જાય છે, જેમ ગોવર્ધનરામ હૃદય વીંધાતા કલ્પના અને વિચાર જગતમા નાસી છૂટયા હતા તેમ પણ રોમેન્ટીક માનસના સાહસવૃત્તિ ધૃષ્ટતા ને વિજિગીષા જેવા કટતાર અંગો ન આવ્યા સરસ્વતીચંદ્રમા અને ન હતા એના સર્જનહારમા

( ૭ )

કુમુદ અને સરસ્વતીચંદ્રના પરસ્પર આકર્ષણમા અર્વાચીન સન્નારી હૃદયની રસિકતા અને પ્રણયવાસના છે, ‘ સ્નેહમુદ્રા ’મા જણાય છે તેનાથી પણ સૂક્ષ્મ છતા એમા પશ્ચિમની સ્થૂલતાનો અંશ નથી બન્ને પ્રણયીઓના પહેલા સમાગમમા આપણા ભારતીય સંસ્કારને સુલભ એવો સ્પર્શસંયમ છે પ્રણયમૂર્તિને કલ્પનામંદિરમા પધરાવી છે છતા કુમુદ અણીને વખતે આર્યાનુરૂપ સંયમ રાખી રહે છે આચાર શુદ્ધ રાખવાનો બન્નેનો આ સંકલ્પ જાતીય આકર્ષણને ભાવનામયતા–sublimation–ની ટોચ પર લઈ જાય છે

આ કલ્પનાવિલાસી અને વૈવિધ્યપૂર્ણ પ્રણય મર્જતા, જયદેવે ' ગીતગોવિંદ ' મા અને તેની પછી સકડો કવિઓએ ગાયેલો શૃગાર, મેઘાડમ્બરની માફક સસ્કારી હૃદયોમાથી વીખરાઈ જાય એ આશા છે ક એ હવે વીખરાયેલો જ્યો છે ને રહેશે. જો સ્ત્રીપુરુષના સબધમાથી ભાવનામયતા ચાલી જાય તો પછી શુ રહે ? માત્ર પશુવૃત્તિ

આ કૃતિમા–ખાસ કરીને છેના પ્રકરણોમા–સરસ્વતીચદ્ર અને કુમુદના હૃદયોના સ્પદનો સ્પષ્ટ રીતે સભળાય છે અને આપણા હૃદયોમા ઊડા, ઘેરા પડઘા પાડે છે સાથે માનવહૃદય પર પુરાણા સાહિત્યે કરેલો નાકપિછોડો ખસી જાય છે, ગોવર્ધનરામની કલા પરાકાષ્ઠાએ પહોચી અમરત્વ પામે છે

ગોવર્ધનરામે જોયુ, જાણ્યુ ને સહ્યુ તે એક રીતે મર્યાદિત હતુ છતા ત સ્વસ્થતા એમણે પોતાના હૃદયના દ્વાર ખોલી નાખ્યા સાથે આપણા હૃદયના દ્વારો પણ ખોલ્યા અને તેમા આપણને નિમંત્રણ વિહરતા કર્યા

જ્યારે આપણા હૃદયના દ્વાર આમ ખૂલ્યા તે જ વર્ષ નરસિહરાવે ' કુસુમમાળા ' ગુજરાતને આપી અને અતરોર્મિના નવકુસુમોની સુવાસ પ્રસારી

૧૮૮૭ પછી ગુજરાતે સાહિત્યિક અને સાસ્કારિક દિશામા ઘણી મજલ કાપી હરગોવિંદદાસ કાંટાવાળા અને ઈચ્છારામ સૂર્યરામને પ્રયત્ને ઘણુ જૂનુ સાહિત્ય બચી ગયુ ૧૮૮૫મા ભગવાનલાલ ઇદ્રજીએ ગુજરાતના ઇતિહાસને પહેલી વાર સકલિત રૂપ આપ્યુ ૧૮૯૦ ને ૧૯૦૦ વચ્ચે વાઘજી ને મગીજી આશારામ, મોહન અને નાના ત્ર્યબક અને મૂળશકર મૂલાણીએ ગુજરાતી રગભૂમિને નવુ સ્વરૂપ આપ્યુ

ઈ સ ૧૮૯૨ મા ' સરસ્વતીચદ્ર ' ભાગ બીજો પ્રકટ થયો તેમા તો એક જ વ્યક્તિનુ અપૂર્વ શબ્દ-ચિત્ર છે ૧૮૯૬ મા ત્રીજો ભાગ અને ૧૯૦૧મા ચોથો ભાગ પ્રકટ થયા અને તેમા અનેક વિષયના પોતાના વિચારો ગોવર્ધનરામે આડીપાતળી, અસ્વાભાવિક કથાના સુતરના તાંતણે બાંધી દીધા

૧૮૯૮ મા ૪૩ વર્ષની ઉમરે, જ્યારે બીજા વકીલો ધધાને મોખરે આવવા પ્રાણ પરે છે ત્યારે ગોવર્ધનરામે ધધો છોડયો અને વાનપ્રસ્થ થઈ રહેવાની પ્રતિજ્ઞા પાળી

જીવનભર તે અભ્યાસી રહ્યા અને તેને બળે એમણે જે બધુ આપણને આપ્યુ ત આપણા માનસમા વણાઇ ગયુ છે એ કારણથી અત્યારે તેની કદર કરવી મુશ્કેલ થઈ પડે છે

આજ સુધી એમની બધી કૃતિઓની એકત્રિત આવૃત્તિ પણ નથી છપાઇ તે ગુજરાતને માથે બેકદરદાનીની કાળી ટીલી છે એ જો છપાય તો એમનુ શુ ઋણ છે તેનો આપણને પૂરેપૂરો ખ્યાલ આવે

૧૯૦૮ સુધીમા ગોવર્ધનરામે ગુજરાતના નવા માનસનો પાયો નાખ્યો ને આપણી સામુદાયિક મનોદશાને સમતોલપણુ શીખવ્યુ, સાથે ગુજરાતના હૃદયમા આત્મભાન હતુ તેને પણ વ્યક્ત કર્યુ ૧૯૦૫ મા ગુજરાતની અવ્યક્ત અસ્મિતાના મદિરરૂપે સ્વ રણછોડરામ વાવાભાઇએ સાહિત્ય પરિષદ સ્થાપી ત્યારે એમણે તેમા પ્રાણપ્રતિષ્ઠા કરી

૧૯૦૭મા ગોવર્ધનરામ સદ્‌ગત થયા એમણે જે કલ્પના, વિચાર ને ભાવનાનુ મદિર ચણ્યુ તેને સમયાનુરૂપ ઘડવામા, વિસ્તારવામા ને શણગારવામા આજસુધીના સસ્કારી ગુજરાતીઓએ પોતાનુ કર્તવ્ય માન્યુ છે આથી વધારે મનુષ્યને શી મોટી સિદ્ધિ વરે ?

ગોવર્ધનરામનુ ઋણ ભુલાય એમ નથી. પાશ્ચાત્ય સસ્કારનો ધોધ ધસતો આવતો હતો ત્યારે ભારતીય સસ્કારના સનાતન સત્યો પર પગ ટેકવી, વિવેકબુદ્ધિની જટા વિસ્તારી તેમા એનો વેગ એમણે ઝીલી લીધો.

ખૂબ જહેમત ઉઠાવી છે **શ્રી. અજિતકુમાર ડાભી** તથા **દેવદાસ પંડ્યા** જેવા માર્ગદર્શકોએ, અને **ભાનુપ્રસાદ વ્યાસ** તથા **ઘનશ્યામ ઠાકર** જેવા સંગીત વિશારદોએ તથા **કમલેશ ઠાકર** જેવા કલાકારોએ આ પ્રયોગો સફળ બનાવવામાં રસ લીધો છે

**શ્રી જશવંત ઠાકર** ખાસ વડોદરાથી સમય લઈ દિગ્દર્શન માટે આવ્યા અને મધ્યગતીઓના સ્મરણ કર્યા તથા આ કામ માટે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીની કોલેજ ઓફ ઈન્ડીઅન મ્યુઝિક અને તેમના પ્રિન્સીપાલ **શ્રી. આર સી. મહેતાએ** તથા નાટક વિભાગના સંચાલક **શ્રી. ચંદ્રવદન મહેતાએ** સંપૂર્ણ સહકાર આપ્યો છે

મારી સમજણ અનુસાર સરસ્વતીચંદ્રના ચાર ભાગમાંથી મેં પ્રસંગો ચૂંટયા છે કલેવર અને ભાષા ગોવર્ધનરામના જ રાખ્યા છે મેં તો સાંકળો જ જોડી છે. ગીતો પણ ઘણાખરાં સરસ્વતીચંદ્ર ગ્રંથનાં જ છે. શ્રી રમણીકરામને લખેલું નાટક વચાયું, એમને ગમ્યું હતું દુર્દૈવની લીલાથી એને ભજવાતું જોવા એ ના રહ્યા જગતમાં ક્યારે કોઈની સર્વ આશાઓ પરિપૂર્ણ થઈ છે !

વિદ્વાનો, સાક્ષરો, કવિઓ, કલાધરો અને જનતા સમક્ષ આ નાટક ગોવર્ધન શતાબ્દી સમિતિ, આદર સમર્પણ કરે છે

આ નાટકમાંનાં કેટલાંક પાત્રો તો પ્રથમ વખત જ તખતા ઉપર આવે છે એટલે પ્રેક્ષકો ક્ષતિઓ ક્ષમ્ય ગણે અને સદ્ગત ગોવર્ધનરામને અપાતી આ નમ્ર અંજલિમાં પોતાનો સૂર પૂરાવે એજ અભ્યર્થના

" વિજ્યાદશમી "          **રઘુનાથ બ્રિ બ્રહ્મભટ્ટ,**
સં ૨૦૧૧          શ્રી ગોવર્ધન શતાબ્દી સમિતિ

## —: સરસ્વતીચંદ્ર :—

નાટયરૂપાન્તરકાર
**રસકવિ શ્રી. રઘુનાથ બ્રહ્મભટ્ટ**

સંગીત નિર્દેશક
**શ્રી. ભાનુભાઈ વ્યાસ**

વાદક
**શ્રી. ઘનશ્યામ ઠાકર, શ્રી. મનેશ કંસારા,**
**શ્રી. છોટાભાઈ ઝોર. શ્રી, હરિભાઈ રાવળ,**
**શ્રી. પ્રેમચંદ સોની, શ્રી. અનુભાઈ જાની**

નિર્દેશક
**શ્રી. દેવદાસ પંડ્યા**

સંગીત
**શ્રી, ભાનુભાઈ વ્યાસ**
**કુ. વીણા મહેતા**

વેશભૂષા
**શ્રી મગનલાલ ડ્રેસવાલા,**
**મુંબઈ**

કીમતી સૂચનો માટે અત્યંત આભારી છીએ,

**શ્રી. જશવંત ઠાકરના.**

## પાત્ર સૂચિ

| | | | |
|---|---|---|---|
| સરસ્વતીચંદ્ર : | શ્રી જીતેન્દ્ર પંડ્યા | માનચતુર | શ્રી ગોવિંદરામ વ્યાસ |
| ચંદ્રકાન્ત | ,, દેવદાસ પંડ્યા | વિદ્યાચતુર | ,, ભાનુભાઈ વ્યાસ |
| લક્ષ્મીનંદન | ,, કમલેશ ઠાકર | મહેતાજી : | ,, બળવંતરાય ઠાકર |
| ધૂર્તલાલ | ,, બલરામ વ્યાસ | ભૂપતસિંહરાણા | ,, ચંદ્રકાન્ત પટેલ |
| ધનનંદન | ,, રમેશ પટેલ | જમાલ : | ,, ગોરધનદાસ સુખડીઆ |
| મૂર્ખદત્ત : | ,, સુમન શાહ | વિહારપુરી : | ,, અરવિંદ પટેલ |

બુદ્ધિધન : શ્રી મોહનભાઇ શાહ
પ્રમાદધન : ,, ભાગવત બ્રહ્મભટ
શઠરાય : ,, અંબુકુમાર પટેલ
સરદારસિંહ : ,, અંબાલાલ પટેલ
કુમુદ : કુ કાંતાબેન શાહ
ગુમાનબા : શ્રી. યશોદાબેન પટેલ
કુસુમ : કુ. ઇલાબેન યાજ્ઞિક
વનલીલા : કુ. વીણાબેન મહેતા
અલકકિશોરી : શ્રી શારદાબેન ઠાકર
કૃષ્ણકલિકા : શ્રી હંસાબેન દેસાઇ
સુંદરકાકી : કુ. શારદાબેન પટેલ

વિષ્ણુદાસ : શ્રી રામુભાઇ ભટ
મોહનપુરી : ,, હરિશ ઠાકર
બાવો : ,, બી. કે. બોડાણા
બાવો : ,, અમૃત શાહ.
માલણ : કુ મંજુલા દેસાઇ
ચંદ્રાવલીમૈયા ,, હર્ષિદાબેન યાજ્ઞિક
ભક્તિમૈયા : ,, મધુબેન દવે
બંસરી : શ્રી. વિદુલાબેન જહા
સૌભાગ્યદેવી : ,, ઇન્દુબેન શાહ
ગુણસુંદરી : કુ. કોકિલા દેસાઇ

## : કથાવસ્તુ :

વાલકેશ્વરના બંગલામાં સરસ્વતીચંદ્ર ભાવિ પત્ની કુમુદસુંદરીનો પત્ર વાંચતો એની છબી તરફ જોઇ રહ્યો છે. એનો મિત્ર ચંદ્રકાન્ત મીઠી મશ્કરી કરી રહ્યો છે. નવાં શેઠાણી ગુમાનબાએ ઉશ્કેરેલા સરસ્વતીચંદ્રના પિતા લક્ષ્મીનંદન સરસ્વતીચંદ્રને ઠપકો આપે છે. શેઠાણી ગુમાનબા અને એમનો પુત્ર ધનનંદન વાતચીતમાં સરસ્વતીચંદ્રને કાવત્રાનું રહસ્ય અજાણ્યે સમજાવી જાય છે. સરસ્વતીચંદ્ર પિતાને આશ્વાસન આપી મધ્ય-રાત્રીએ ગૃહત્યાગ કરે છે.

દેશાટને નીકળી સરસ્વતીચંદ્ર નવીનચંદ્ર નામ ધારણ કરી અમાત્ય બુદ્ધિધનના બંધાવેલા શિવમંદિરમાં આશ્રય લે છે. સાહેલીઓ સાથે દર્શને આવેલી કુમુદ સરસ્વતીચંદ્રનું દષ્ટિ મિલન–બુદ્ધિધન, પ્રમાદધન સાથે મિલન–સરસ્વતીચંદ્ર બુદ્ધિધનનો અતિથિ બને છે.

જાતે રંગાયા સિવાય જગતના રંગો જોવા નીકળેલો સરસ્વતીચંદ્ર, શઠરાય બુદ્ધિધનની રાજખટપટના રંગો જુએ છે. બુદ્ધિધન સરસ્વતીચંદ્રને રહસ્ય સમજાવે છે. અર્ધી રાત્રે કુમુદ–સરસ્વતીચંદ્રનું હૃદયના ભેદો ઉકેલનારૂં મિલન–વનલીલાનું ગાન–પ્રમાદ–કૃષ્ણકલિકા સરસ્વતીચંદ્ર–કુમુદને એકાંતમાં જોઈ વહેમાય છે.

ખટપટોથી અકળાયેલો સરસ્વતીચંદ્ર બુદ્ધિધનનું ઘર છોડે છે. કુમુદ પિયેર જાય છે. રસ્તામાં બહારવટી-આઓનો હલ્લો થતાં સરસ્વતીચંદ્ર ઘવાય છે. કુમુદ નદીમાં તણાય છે.

સરસ્વતીચંદ્રને એકલો અસહાય જાણી સાધુઓ બચાવી સુંદરગિરિ પર લઇ જાય છે. કુમુદના પિતા વિદ્યાચતુર, ચંદ્રકાન્ત–સરસ્વતીચંદ્ર, કુમુદ વિષે ચિંતાતુર બની ઉકેલ ખોળે છે.

સુંદરગિરિ પર સરસ્વતીચંદ્રનો સાધુઓ સાથે. કુમુદનો સાધ્વીઓ સાથે વાર્તાલાપ–આરતી વખતે સરસ્વ-તીચંદ્ર–કુમુદનું આછું અભિજ્ઞાન.

કુમુદની નાની બહેન કુસુમના વિધવા સુંદરકાકી સાથેના વાર્તાલાપમાં ભવ્ય મનોરથ વાંચી વિદ્યાચતુર કુસુમના ભવિષ્ય માટે નિશ્ચય કરે છે. સુંદરગિરિનો સાધુ ચંદ્રકાન્તને સરસ્વતીચંદ્ર વિષે થોડું કહી જાય છે. મુંબઇથી છૂપી પોલીસ ખાતાના અધિકારી સરદારસિંહ સરસ્વતીચંદ્ર–કુમુદની શોધમાં નીકળ્યા છે. સરસ્વતી-ચંદ્રે અર્થદાસને આપેલી વીંટી તેમની પાસે જોતાં બધાંને સરસ્વતીચંદ્ર–કુમુદ જીવે છે અને કોઈ અગમ્ય સ્થાનમાં વસે છે. એની ખાત્રી થાય છે.

વિષ્ણુદાસ મહંતની આજ્ઞાથી સાધુ-સાધ્વીઓ મધુરીમૈયા બનેલી કુમુદ અને નવીનચંદ્રમાંથી યોગી બનેલા સરસ્વતીચંદ્રનું, હૃદયની આંટીઓ ઉકેલવા, ગુપ્ત મિલન યોજે છે આંટીઓ ઉકલ્યા બાદ સરસ્વતીચંદ્ર કુમુદને સૌભાગ્યદેવી, પ્રમાદધન, ધનનંદન વ. ગુજરી ગયાના પેપરમાં આવેલા સમાચાર વંચાવે જે કુમુદને આઘાત થાય છે પણ સરસ્વતીચંદ્ર આશ્વાસન આપે છે

લક્ષ્મીનંદન-ગુમાન-ચંદ્રકાન્ત-માનચતુર-ગુણસુંદરી, સુંદરકાકી, કુસુમ બધા સુંદરગિરિ પર આવે છે વિષ્ણુદાસ સરસ્વતીચંદ્રનો ભગવો વેશ ઉતરાવે છે, સરસ્વતીચંદ્ર અને કુસુમનું કુમુદને હાથે હસ્તમિલન થાય જે કલ્યાણગ્રામની યોજના માટે લક્ષ્મીનંદન મોટી રકમ આપે છે સાધુજનોનો આશીર્વા

× × ×

## : માતૃભૂમિને અંજલિ :

અમારું નિત્યનવીન નડીઆદ
ભરતખંડનો ભવ્ય બગીચો નંદનવન ગુજરાત
રસવાડીનું સુરભિભર્યું છે પુષ્પ એ પારિજાત, અમારું . . .
મણિ-બાલ-મનસુખ-ગોવર્ધન ગૌરવ જ્યાં અભિજાત
જન્મભૂમિ વલ્લભ વિઠ્ઠલની સંસ્કારે ખ્યાત, અમારું . . . .
સંતરામ સમ સંત શિરોમણિ આશયથી ઉદાત્ત,
શૌર્ય તેજ ઔદાર્ય અનુપમ આતિથ્યે વિખ્યાત, અમારું .
વિજયાદશમી વિમલ શતાબ્દી, ઉજ્જવળ શરદની રાત,
સંસ્કારસ્વામિની જનનીને હૈ, અંજલિ આ રઘુનાથ, અમારું

**રઘુનાથ બ્રહ્મભટ્ટ**

## : નાટ્ય રૂપાંતર 'સરસ્વતીચંદ્ર'માંથી ગીતો. :

**વનલીલા—**

રાઇને ગમતા ગુલાબ અને કેવડો જો,
એને માગ માગ કરીને સૌ અડે જો...

( પ્રાચીન )

ગમે સૌને ભલે એ મને ના ગમે જો,
મારું મનતો નંદન—વનની કુંજ રમે જો ..
ખીલે ભાવના અનેરી, વાસના શમે જો,
કોઇ રસભોગી ભમરા ત્યાં ના ભમે જો .

**રઘુનાથ બ્રહ્મભટ્ટ**

**વનલીલાઃ—**

આશાભંગ થઈ ભામિની
રૂવે સ્તુતિ કરે સ્વામિની
ગયો ચંદ્ર ક્ષિતિજ તટ ક્યાંય—
પડ્યું તિમિરે કુમુદ મીંચાય—

**ગોવર્ધનરામ ત્રિપાઠી**

નામનદીમા વખનુ અનખ નાજે,
નાગ નાગ અંત ને ગાજે,
જોગણ રોજ સભાળશે આજે—જોગીડા

ગોવર્ધનરામ ત્રિપાઠી

કુમુદ:—
પ્રીતિ જાગી હૈય મુજ આગી,
પ્રીતિ નની ય જોઈ મે ઝાઝી,
ખરી પ્રીતિ ધરી ભોગી કાઢી,
વધો ગેરુ ન કરી પીડી

સરસ્વતીચંદ્ર—
જોગી શાન્તિથી પ્રીતિ ઝીરે છે,
કુમુદ નીરખેને ચદ્ર ખીલે છે,
કુમુદ મીચાતા ચદ્ર મીચાતો,
એનો યોગ કદી નથી થાતો

કુમુદ—
જોગી રાજ ઊભા રહો ને જરી,
મને વાટ બતાવો ને ખરી,
પડી વનમા કે ગત અવારી
ભમુ એકલી વગને વિસારી

સરસ્વતીચંદ્ર—
જોગી બોલ્યા બેઠા રખે જતો
એણી પાસ રખે નવચાતો

કુમુદ—
મને એવો મળ્યો એક જોગી
પ્રીતિ ભોગી જાણી ખરી બોધી

સરસ્વતીચંદ્ર—
પ્રીતિને નામે સળગાવે આગ,
નારી નરને કરે બાળી ખાખ

કુમુદ—
પ્રીતિ પુરુષમા હો કે ન હો,
સ્ત્રીને કોમળ હૈયે વસી હો,
આશા છે નહી તો ય ધરુ છુ,
જીવ કે નહી તોયે જીવુ છુ

ગોવર્ધનરામ ત્રિપાઠી

× × ×

( નેપથ્યે)

નજ બહાલુ રે વૈકુંઠ નથી જાવુ,
ત્યા મુજ નન્નો કુંવર ક્યાથી લાવુ.
વ્રજ વહાલુ રે

દયારામ



# : દ્વિતીય વિભાગ :

## ગૂજરાતી સાહિત્ય પરિષદ સંમેલન : ૧૯મું અધિવેશન : નડિયાદ.

## તા. ૨૭-૨૮-૧૦-૧૯૫૫.

આગામી ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૯મા સમેલનના નોધાયેલા સ્થાનિક કારોબારી સભા તથા સત્કાર મડળના સભ્યોની પ્રથમ સયુક્ત સભા તા ૧૪-૮-'૫૫ને રવિવારે બપોરે ૩ા વાગે શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકશાળાને મેડે શ્રી પોપટલાલ યાજ્ઞિકના પ્રમુખપદે મળી હતી આ સભામા નીચે દર્શાવ્યા મુજબના નિર્ણયો લેવાયા હતા -

(૧) ગુજરાતી સાહિત્ય પરિષદનુ ૧૯મુ સમેલન તા ૨૭-૨૮ ઓકટોબર, ૧૯૫૫ના બે દિવસો દરમિયાન સાક્ષરભૂમિ નડિયાદને આગણે ભરાવાનુ છે તેના પ્રમુખ તરીકે ગૂજરાતના સાહિત્યસ્વામી તરીકે જાણીતા એવા શ્રી કનૈયાલાલ માણેકલાલ મુન્શીની સર્વાનુમતે વરણી કરવામા આવે છે

(૨) સત્કારમડળના પ્રમુખ તરીકે શ્રી કાન્તિલાલ છ પડયાનુ નામ નક્કી કરવામા આવે છે

(૩) સત્કારમડળના ઉપપ્રમુખો તરીકે નીચેની વ્યક્તિઓની વરણી કરવામા આવે છે —

૧ શ્રી પોપટલાલ જ યાજ્ઞિક
૨ ,, ચીમનલાલ ન મહેતા
૩ ,, શિવાભાઈ ભુલાભાઈ પટેલ
૪ ,, ત્રિભોવનદાસ કીસીભાઈ પટેલ
૫ ,, રણજિતલાલ દલાલ
૬ ,, માધવલાલ ભાઈલાલ શાહ
૭ ,, બેચરદાસ મગનલાલ શાહ
૮ ,, મનમોહનદાસ દેસાઈ
૯ ,, રઘુનાથ બ્રહ્મભટ
૧૦ શ્રી. નગીનભાઈ ખુ પટેલ
૧૧ ,, આગીરામ ગોવર્ધનરામ ત્રિપાઠી
૧૨ ,, ગોકળભાઈ સોમાભાઈ પટેલ
૧૩ ,, ઝવેરભાઈ ભુલાભાઇ પટેલ
૧૪ ,, મણિબેન વલ્લભભાઈ પટેલ
૧૫ ,, ફુલસિહજી ડાભી
૧૬ ,, ડૉ. ઈશ્વરભાઈ ડી પટેલ
૧૭ ,, ઉત્સવભાઇ પરીખ

(૪) સ્થાનિક કારોબારી સભાના પ્રમુખ તરીકે શ્રી બેચરદાસ મગનલાલ શાહની વરણી કરવામા આવે છે.

તે ઉપરાત પરિષદ અગે જુદા જુદા વિભાગોમા નીચેના સભ્યોની વરણી કરવામા આવે છે, અને તેમા દરેક સમિતિના સભ્યોને નવા સભ્યો કોઓપ્ટ કરવાની સત્તા આપવામા આવે છે

**સંચાલક મંડળ :—**

૧ શ્રી શાન્તિલાલ ઠાકર
૨ ,, અબાલાલ લલ્લુભાઈ પટેલ
૩ ,, પ્રો અનામી
૪ ,, ચુનીભાઈ મૂળજીભાઈ પટેલ
૫ ,, કુસુમબેન પટેલ
૬ ,, પ્રો પડયા
૭ ,, સોમાભાઇ વલ્લભભાઈ પટેલ
૮ ,, મધુસૂદન ઠાકર
૯ શ્રી ચદ્રકાન્ત ફુલચદભાઇ શાહ
૧૦ ,, વિષ્ણુપ્રસાદ મોહનલાલ દેસાઈ
૧૧ ,, ચદ્રવદન ભટ
૧૨ ,, ફુલાભાઈ શામળભાઈ પટેલ
૧૩ ,, અજિત ડાભી
૧૪ ,, બસીલાલ બિહારીલાલ દેસાઈ
૧૫ ,, મોહનલાલ છગનલાલ શાહ
૧૬ ,, નિત્યાનદ ઠાકર
૧૭ ,, રમણલાલ ના શાહ

**ખજાનચી :—**

૧ શ્રી જશીલાલ બિહારીલાલ દેસાઈ
૨ શ્રી મોહનલાલ ? શાહ
૩ શ્રી ગોકળભાઈ મોમાભાઈ પટેલ

**અમદાવાદ–વડોદરા રેડિયો કેન્દ્રો સાથે પત્રવ્યવહાર :—**

૧ શ્રી પ્રો અનામી સંવાહક
૨ શ્રી રઘુનાથ કવિ

**મુખ્ય કાર્યાલય વિભાગ :—**

૧ શ્રી ચુનીભાઈ નગીનભાઈ પટેલ સંવાહક
૨ „ રતિલાલ નગીનભાઈ દવે
૩ „ મોમાભાઈ વલ્લભભાઈ પટેલ
૪ „ મણિલાલ માણેકલાલ શાહ
૫ શ્રી મોતીલાલ બાપુભાઈ શાહ
૬ „ અંબાલાલ શ્રી ભટ્ટ
૭ „ નિત્યાનંદ ઠાકર

**પુસ્તકાલય વિભાગ :—** શ્રી નિત્યાનંદ ઠાકર સંવાહક

**ટપાલ :—** શ્રી બબુભાઈ શાહ

**નિબંધ સમિતિ :—**

૧ શ્રી પ્રો. અનામી સંવાહક
૨ „ શાન્તિલાલ ઠાકર
૩ „ ઉપેન્દ્ર પંડ્યા
૪ „ પ્રો રામચંદ્ર પંડ્યા
૫ શ્રી મણિલાલ ઠાકર
૬ „ ચંદ્રપ્રસાદ દેસાઈ
૭ „ રતિલાલ મ. દવે

**સરભરા સમિતિ :—**

૧ શ્રી મણિલાલ નાગજીભાઈ શાહ સંવાહક
૨ „ મોહનભાઈ છ. શાહ
૩ „ વિષ્ણુપ્રસાદ મો. દેસાઈ
૪ „ મનાભાઈ ગો. વૈદ્ય
૫ „ રામભાઈ જેઠ પટેલ
૬ „ છગનભાઈ ગો. શાહ
૭ „ પ્રભાબેન લ. દવે
૮ „ ચંદ્રકાન્ત મા. મહેતા
૯ „ મંજુભાઈ લ. પટેલ
૧૦ „ નિત્યાનંદ ઠાકર
૧૧ શ્રી રમેશચંદ્ર સ. વૈદ્ય
૧૨ „ ધૂળાભાઈ ન. પટેલ
૧૩ „ ચંદુભાઈ રામભાઈ પટેલ
૧૪ „ મણિબેન ર. પટેલ
૧૫ „ ફુલાભાઈ શામળભાઈ પટેલ
૧૬ „ અંબાલાલ મ. પટેલ
૧૭ „ રતિલાલ મ. શાહ
૧૮ „ સાંકળભાઈ ભો. ચોકસી
૧૯ „ પશાભાઈ વા. પટેલ

**પ્રચાર સમિતિ :—**

૧ શ્રી ચંદ્રકાન્ત ફુલચંદભાઈ શાહ સંવાહક
૨ „ શંકરલાલ પુરોહિત
૩ „ નટુભાઈ દેસાઈ
૪ „ મોમાભાઈ પટેલ
૫ શ્રી ગજેન્દ્ર મહેતા
૬ „ રણછોડભાઈ પ્રજાપતિ
૭ „ શંકરભાઈ સુતરિયા

**સ્વયંસેવક સમિતિ :—**

૧ શ્રી વિષ્ણુભાઈ મો. દેસાઈ સંવાહક
૨ શ્રી પશાભાઈ ભા. પટેલ
૩ શ્રી શારદાબેન ઠાકર

**પ્રદર્શન વિભાગ :—**

૧ શ્રી મોહનભાઈ છ. નાઈ — સંવાહક
૨ ,, ચંદ્રવદન ભટ્ટ — મંત્રી
૩ ,, કુસુમબેન પટેલ
૪ ,, પ્રો. સી. બી. શાહ
૫ ,, શકુન્તલાબેન દત્ત
૬ શ્રી નટુભાઈ દેસાઈ
૭ ,, રતિલાલ પુ. શાહ
૮ ,, રણછોડભાઈ પ્રજાપતિ
૯ ,, નિત્યાનંદ શુક્લ

**સુશોભન સમિતિ :—**

૧ શ્રી ચંદ્રવદન ભટ્ટ — સંવાહક
૨ ,, કાન્તિલાલ દવે
૩ ,, કુસુમબેન પટેલ
૪ ,, પ્રભાબેન વ. દવે
૫ શ્રી શકુન્તલાબેન
૬ ,, કપિલાબેન રાવલ
૭ ,, રતિલાલ પુ. શાહ

**નાટ્ય વિભાગ :—**

૧ શ્રી અજીત ડાભી — સંવાહક
૨ ,, દેવદાસ પંડ્યા
૩ ,, જશવંત ઠાકર
૪ ,, ડૉ. ગોરધનભાઈ મ. પટેલ
૫ શ્રી અંબાલાલ સી. ભટ્ટ
૬ ,, મધુસૂદન ઠાકર
૭ ,, ગિરજાશંકર દવે

**સત્કાર મંડળના સભ્યોમાંથી ચૂંટાયેલા દશ પ્રતિનિધિઓ :—**

૧ શ્રી નાથુભાઈ જશભાઈ પટેલ
૨ ,, બેચરદાસ મગનલાલ શાહ
૩ ,, શિવાભાઈ ભુલાભાઈ પટેલ
૪ ,, ચુનીભાઈ મૂળજીભાઈ પટેલ
૫ ,, અંબાલાલ લલ્લુભાઈ પટેલ
૬ શ્રી કુસુમબેન પટેલ
૭ ,, શાન્તિલાલ ઠાકર
૮ ,, પ્રો. અનામી
૯ ,, પ્રો. રામચંદ્ર પંડ્યા
૧૦ ,, મણિલાલ ઠાકર

ઉપરોક્ત નિર્ણયો લેવાયા બાદ સભાનું કામકાજ બંધ કરવામાં આવ્યું હતું.

નડિયાદ
તા. ૧૪–૮–'૫૫

પો. જ. યાજ્ઞિક
પ્રમુખ

વાંચી મંજૂર કરવામાં આવે છે.

બેચરભાઈ મ. શાહ
પ્રમુખ



## : ભૂમિકા :

### — ભૂતકાળને પગલે પગલે —

અમદાવાદમાં પહેલા ગુજરાત સાહિત્યસભાની સ્થાપના થઇ અને તેના પ્રાણરૂપ શ્રી રણછોડભાઈ ઉદયરામ વાળા ભાઈ મહેતા હતા. તેના વિવિધ ઉદ્દેશોમાં એક ઉદ્દેશ સાહિત્યપરિષદ ભરવાનો પણ હતો. ગુજરાતી ભાષાના સાહિત્યોપાસકોનું સંમેલન યોજવાની તીવ્ર ઊર્મિ શ્રી રણછોડભાઈને હતી. આને પરિણામે શ્રી રણછોડભાઈ અને ઉત્સાહી કાર્યકરોના પ્રયત્નથી ગુજરાતી સાહિત્ય પરિષદનો જન્મ થયો.

પહેલી પરિષદ ૧૯૦૫ના જૂનની આખર અને જુલાઈની શરૂઆતમાં અમદાવાદમાં પ્રેમાભાઈ હોલમાં સાહિત્ય શિરોમણિ શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. નડિયાદમાં તે વખતે નિવૃત્તિ ભોગવતા શ્રી ગોવર્ધનભાઈનું સ્થાન ભારતના પ્રૌઢ વિચારકોમાં અગ્રગણ્ય હતું અને પરિષદ એમના જેવા સાહિત્યપુરુષને પ્રથમ પ્રમુખ તરીકે મેળવવા તથા તેમના આશીર્વાદ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇ હતી. અમદાવાદના અનેક જાહેરમંડળોએ પ્રતિનિધિઓ મોકલી પરિષદના કાર્યમાં સક્રિય સાથ આપ્યો હતો.

૧૯૦૧ સુધીમાં 'સરસ્વતીચંદ્ર' ના ચારે ભાગ પ્રસિદ્ધ થઈ ગયા હતા. ગુજરાતના અગ્રગણ્ય અને ભારતના ગંભીર વિચારકોમાંના એક તરીકે શ્રી ગોવર્ધનરામે ઉન્નત સ્થાન પ્રાપ્ત કર્યું હતું. સમસ્ત ગુજરાતે એમને પરિષદના પ્રથમ પ્રમુખ તરીકે વધાવ્યા. સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે શ્રી રમણભાઈ મહિપતરામ નીલકંઠ હતા.

× × ×

શ્રી ગોવર્ધનરામે પ્રમુખ તરીકેના પોતાના વિદ્વત્તાભર્યા પ્રવચનમાં ગુજરાતી સાહિત્યના પ્રાચીન વૃક્ષ અને તેમાંથી ઊગેલી પેટાઈઓનું સિંહાવલોકન કર્યું અને આપણી અર્વાચીન વડવાઈઓ ભલે નવી ભૂમિઓમાં પ્રવેશ કરે પણ તેમનું મૂળ પોષણ જો આ પ્રાચીન વૃક્ષોમાંથી જ સતત ધારારૂપે ચાલ્યું આવશે તો જ તે આપણા લોકના જીવનમાં ભળી શકશે. ('ગુ. સા. પ. નો સુવર્ણ-મહોત્સવ' માંથી)

### ગુજરાતી સાહિત્ય પરિષદ : નવમું અધિવેશન
### નડિયાદ, ઑક્ટોબર ૧૯૨૮

નડિયાદના નાગરિકોની એક સભા તા. ૫-૬-૧૯૨૬ ને દિવસે શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલય હોલમાં મળી હતી, જેમાં પરિષદ નડિયાદ ભરવા માટે તથા વિવિધ સમિતિઓ નીમવા માટે વ્યવસ્થા થઈ હતી. સત્કાર મંડળના પ્રમુખ તરીકે શ્રી છગનલાલ હરિલાલ પંડ્યાની નિયુક્તિ થઈ હતી. પરિષદના મુખ્ય પ્રમુખ તરીકે શ્રી આનંદશંકર બાપુભાઇ ધ્રુવની સર્વાનુમતે વરણી થઈ હતી. આ પરિષદમાં પાંચ વિભાગો રાખવામાં આવ્યા હતા. સાહિત્ય વિભાગના અધ્યક્ષ તરીકે શ્રી રામનારાયણ પાઠક, ઈતિહાસ વિભાગના અધ્યક્ષ તરીકે શ્રી ગૌરીશંકર ઓઝા, વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ તરીકે ડૉ. કુબેરજી નાયક, ધર્મ-તત્ત્વજ્ઞાન વિભાગના અધ્યક્ષ તરીકે શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા અને અર્થશાસ્ત્રના અધ્યક્ષ તરીકે શ્રી જયસુખલાલ કૃષ્ણલાલ મહેતાની વરણી થઈ હતી.

તા. ૨૬-૧૦-૨૮ ને દિવસે શ્રી સંતરામ મંદિરના વિશાળ વંડામાં બપોરે બે વાગે પરિષદનો આરંભ થયો હતો. શ્રી કેશવલાલ ધ્રુવ, શ્રી નરસિંહરાવ દિવેટિયા, શ્રી બળવંતરાય ઠાકોર, શ્રી કૃષ્ણલાલ ઝવેરી, શ્રી મોહનલાલ દવે, શ્રી અતિસુખશંકર ત્રિવેદી, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી રામનારાયણ પાઠક, શ્રી નર્મદાશંકર મહેતા, શ્રી હીરાલાલ પારેખ શ્રી જ્યોતીન્દ્ર દવે વગેરે હાજર રહ્યા હતા. પરદેશોમાં ખાસ

મહાત્મા ગાંધીજીનો હતો ગુજરાતના ગરીબોને ન ભૂલવાની તેમની ખાસ ભલામણ હતી ઉપરાંત શ્રી મટુભાઈ કાંટાવાળા વગેરેના પણ સંદેશા હતા

સ્વાગતાધ્યક્ષ શ્રી. છગનલાલ પંડ્યાનુ ભાષણ વંચાયા બાદ શ્રી ચીમનલાલ નારાયણભાઈ મહેતાએ શ્રી આનંદશંકર ધ્રુવની પ્રમુખપદ માટે દરખાસ્ત મૂકી હતી અને તેને શ્રી કનૈયાલાલ ધ્રુવ, શ્રી કૃષ્ણલાલ ઝવેરી, શ્રી ભગવતરાય ?મિર, કેપ્ટન જોગેન્દ્રસિંહ અને શ્રી. અબ્બાસ સાહેબે ટેકો આપ્યો બાદ પ્રમુખ શ્રી આનંદશંકર ધ્રુવે તેમનુ ભાષણ વાંચી સંભળાવ્યુ પરિષદના ઉદ્દેશ અને કર્તવ્ય વિષે તેમણે ચર્ચા કરી અને ગઈ સાડીની સાહિત્ય પ્રવૃત્તિનુ સુન્દર અને મિતાક્ષરી ભાષામા અવલોકન કર્યું હતુ ત્યારબાદ વિભાગીય પ્રમુખોના વ્યાખ્યાનો થયા હતા બપોરે વિષયવિચારિણી સમિતિ મળી હતી ત્યારબાદ નિબંધવાચન થયુ હતુ ત્રીજે દિવસે પણ તે ચાલુ રહ્યુ અને પછી ઠરાવો પસાર કરવામા આવ્યા મધ્યસ્થ સભાના અહેવાલો વગેરે છપાવવા વિષે, પરિષદના ઠરાવોનો શો અમલ થયો તેનો અહેવાલ આપવા વિષે, પરિષદ અને મંડળના બંધારણમા ફેરફાર કરવા વિષે, ગુજરાત યુનિવર્સિટી સમિતિને સહકાર આપવા વિષે, ઉચ્ચ શ્રી કળાની માટે વિદ્વાનોના વિવિધ મંડળો સ્થાપવા માટે બાળ સાહિત્ય માટે, અન્ય પ્રાંતીય પરિષદોમા ભાગ લેવા માટે તથા પરસ્પર પ્રતિનિધિઓ મોકલવા માટે, માતૃભાષામા કેળવણી અને પાઠ્ય પુસ્તકો માટે, ચારણી સાહિત્ય માટે, કોશ વિષે, ખેતીવાડીના સાહિત્ય માટે તથા ઈતિહાસના સંશોધન માટે ઠરાવો પસાર કરવામા આવ્યા હતા વિજ્ઞાન વિભાગમા વિજ્ઞાનની એક ખાસ સમિતિ નીમવામા આવી હતી

( ગુ સા પ નો 'સુવર્ણ-મહોત્સવ' માંથી )

## ગુજરાતી સાહિત્ય પરિષદ-દસમું અધિવેશન
## નડિયાદ, ડીસેમ્બર ૧૯૩૧

આગામી દશમી પરિષદ પણ નડિયાદમાજ ભરવી એવો એક ઠરાવ નવમી પરિષદમા પ્રમુખસ્થાનેથી મૂકવામા આવ્યો હતો આ માટે એક જાહેર સભા નડિયાદમા તા ૬–૧૧–૨૮ ને દિવસે ભરવામા આવી હતી કારોબારી સભાના પ્રમુખ શ્રી ચીમનલાલ નારાયણભાઈ મહેતા નીમાયા હતા અને પરિષદના મુખ્ય પ્રમુખ તરીકે શ્રી ભુલાભાઈ જીવણજી દેસાઈની વરણી થઈ હતી આ પરિષદ ખાસ કરીને પરિષદના બંધારણ પરત્વે હતી અને તેથી તેમા નિબંધો મંગાવવામા આવ્યા ન હતા નવમી સાહિત્ય પરિષદે જે સમિતિ નીમી હતી તે સમિતિ તરફથી બંધારણ રજૂ થયુ હતુ અને તે ઉપર જ મુખ્યત્વે વિચાર કરવામા આવ્યો હતો

સત્કાર મંડળના પ્રમુખ શ્રી અંબાલાલ બુલાખીરામ જાનીએ પોતાનુ "સ્વાગત-ગીતા' ભાષણ વાંચ્યુ હતુ. ત્યાર બાદ સંદેશાઓ વંચાયા હતા. સરદાર વલ્લભભાઈ પટેલનો સંદેશો હતો જેમા ગરીબ પ્રજા માટે સાદુ સાહિત્ય ઉત્પન્ન થાય તેની ભલામણ હતી ઉપરાંત શ્રી કૃષ્ણલાલ ઝવેરી, શ્રી ખબરદાર, શ્રી મટુભાઈ કાંટાવાળા, શ્રી. રામનારાયણ પાઠક, શ્રી આનંદશંકર ધ્રુવ વગેરેના સંદેશા પણ હતા સંદેશાઓ વંચાયા પછી પ્રમુખ શ્રી ભુલાભાઈ જીવણજી દેસાઈએ પોતાનુ ભાષણ વાંચ્યુ હતુ તેમણે ગાંધીયુગના ગુજરાતી સાહિત્ય સંબંધી ચર્ચા કરી હતી ત્યાર બાદ બંધારણ સમિતિએ રજૂ કરેલા ખરડાની કલમવાર ચર્ચા કરી તેમા યોગ્ય ફેરફારો કરવામા આવ્યા હતા. મહત્ત્વના ફેરફાર તરીકે સાહિત્ય પરિષદને સ્થાને સાહિત્ય પરિષદ સંમેલન તથા પરિષદમંડળને સ્થાને સાહિત્ય પરિષદ એવા નામો રાખવામા આવ્યા હતા

શ્રી ખબરદાર કનકોત્સવને સત્કારતો ઠરાવ, તેમજ પરિષદના બંધારણને અમલમા મૂકી રજીસ્ટર કરાવવા માટેના ઠરાવ પસાર થયા હતા આગામી પરિષદ કાઠિયાવાડમાં ભરવાનુ નક્કી થયુ હતુ

( 'ગુ સા પ નો સુવર્ણ-મહોત્સવ ')માંથી )



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન નડિયાદ—અહેવાલ.

## ગુરુવાર, તા. ૨૭-૧૦-૫૫

સવારના નવ વાગે સંમેલનનો પ્રારંભ પ્રાર્થનાથી અને કવિ નર્મદના 'જય જય ગરવી ગુજરાત' ગીતથી થયો હતો. ત્યાર પછી સત્કાર મંડળના પ્રમુખ શ્રી કાન્તિલાલ પંડ્યાનું વ્યાખ્યાન થયું હતું. પછી તેમણે મુંબઈ પ્રાન્તના રાજ્યપાલ માનનીય શ્રી મહેતાબને ત્યાર પડેગવ્યો હતો, અને તેમનું મંગલ પ્રવચન કરવા વિનંતિ કરી હતી.

માનનીય શ્રી મહેતાબે હિંદીમાં બોલતાં જણાવ્યું હતું કે મોટે ભાગે લક્ષ્મી અને સરસ્વતીનો યોગ વિરલ હોય છે. આ ગુજરાતે તે વિરોધાભાસ સિદ્ધ કરી બતાવ્યો છે. બીજા કોઈ પણ પ્રાંતમાં તે તે પ્રાંતીય ભાષાની પરિષદ સ્થપાઈ ન હતી. ગુજરાતી સાહિત્ય પરિષદ સ્થાપી તે દિશામાં પહેલ કરી છે. અહિંસા અને પ્રેમ દ્વારા હિન્દની આઝાદી મેળવવાનો બીજો વિરોધાભાસ પણ રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધી દ્વારા ગુજરાતે જ સિદ્ધ કરી બતાવ્યો છે. પરશુરામે પૃથ્વી નક્ષત્રી કરી હતી પણ તે કટકે કટકે, એકવીસ વાર, પણ સરદાર પટેલ દ્વારા એક જ સપાટે હિન્દની પૃથ્વીને નસની કરી ગુજરાતે ત્રીજો ચમત્કાર સિદ્ધ કર્યો છે. સાહિત્યિક પુરુષ-કવિ રાજાઓને મહાન બનાવી શકે છે, અને હલકા પણ પાડી શકે છે. વાલ્મીકિએ રામચંદ્રને મહાન બનાવ્યા, તુલસીદાસજીએ રામચરિતમાનસ દ્વારા રામચંદ્રને અવતાર બનાવ્યા. કવિ અને લેખક પ્રજાને ઘડે છે, આદર્શો આપે છે, માર્ગદર્શન કરાવે છે, નવીન આદર્શો પ્રત્યે અંગુલિનિર્દેશ કરે છે. માટે પ્રજાકીય જીવનમાં કવિનું, લેખકનું, સાહિત્યિક પુરુષનું સ્થાન બહુ મોટું છે. આ મહત્તા સમજી તમે સૌ આ પરિષદનું કામકાજ ચલાવો તેવી મારી મંગલમય પ્રાર્થના છે.

ત્યાર બાદ પરિષદનું પ્રમુખસ્થાન લેવા શ્રી બેચરદાસ શાહે શ્રી કનૈયાલાલ મુનશીનું નામ સૂચવ્યું હતું. ત્યાર પહેલા દિ. બ. કૃષ્ણલાલ ઝવેરીએ અને ગુજરાત યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર શ્રી હરસિદ્ધભાઈ દિવેટિયાએ શ્રી મુનશીની તે પદ માટે યોગ્યતા માટે વિસ્તૃત વિવેચનો કર્યાં હતાં, અને ભીમાકાય પંચની ભલામણોના ફગેડીને પ્રસંગે, પ્રાદેશિક વિભાગોને નક્કી કરતી વખતે અને અનેક ભાષાઓના ગૂંચવાડાભરેલા પ્રસંગે તેમની અનિવાર્ય જરૂરિયાત પર ખાસ ભાર મૂક્યો હતો. શ્રી ઉમાશંકર જોશીએ તે દરખાસ્તને અનુમોદન આપતાં શ્રી મુનશીને ફૂલહાર અર્પણ થયા હતા અને તેમણે પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

ત્યાર પછી સાહિત્ય પરિષદના મંત્રી શ્રી જયંતકૃષ્ણ હ. દવેએ પરિષદને સફળતા ઇચ્છતા સંદેશાઓનું વાચન કર્યું હતું, જે સંદેશા મોકલનાર વ્યક્તિઓના નામનો નિર્દેશ શતાબ્દી મહોત્સવના સમારંભ વખતે વંચાયેલા સંદેશાઓની સૂચિમાં આવી જાય છે. ત્યાર બાદ શ્રી જયંતકૃષ્ણ દવેએ તેમના પુસ્તક 'ગુજરાતી સાહિત્ય પરિષદનો સુવર્ણ મહોત્સવ' પરિષદ પ્રવૃત્તિ અને અર્વાચીન સારસ્વત પ્રવાહમાંથી કેટલાક જરૂરી ફકરાઓ વાંચી બતાવ્યા હતા. તેમાં ગુજરાત વિદ્યાસભા, ભારતીય વિદ્યાભવન, મ. સ. વડોદરા યુનિવર્સિટી, શ્રી અરવિંદની વિચાર ધારા, ગોંડલનરેશ દ્વારા ભગવદ્ગોમંડલ કોશ, લોકસાહિત્ય પ્રવૃત્તિ, નવજીવન કાર્યાલય, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય વગેરેની પ્રવૃત્તિઓનો ઉલ્લેખ કર્યો હતો, અને અગાઉના લબ્ધપ્રતિષ્ઠ સામયિકો અખંડાનંદ, સંસ્કૃતિ, દક્ષિણા, ઊર્મિ, કુમાર, નવચેતન, નાગરિક, પ્રસ્થાન, નચિકેતા, મનીષા વગેરેનો પણ ઉલ્લેખ કર્યો હતો.

ત્યાર બાદ પ્રમુખ શ્રી કનૈયાલાલ મુનશીએ પોતાનું પ્રમુખ તરીકેનું પ્રવચન કર્યું હતું. પછી શ્રી મુનશીજીએ મધ્ય પ્રાન્તના સભ્ય માનનીય શ્રી મનોહરભાઈ સામરભાઈ પટેલને ફુલહાર અર્પણ કરતાં જણાવ્યું હતું કે તેમણે પરિષદના રસોડાનો બધો ખર્ચ ઉપાડી લઈ આશરે દશબાર હજારનું ખર્ચ પોતાને માથે લઈ લીધું છે, માટે તેમની સી. જે. પટેલની કું.નો ખાસ આભાર માન્યો હતો, અને શ્રી મનોહરભાઈ પટેલને તેમને [illegible]વિભાગના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન આપવા વિનંતિ કરી હતી.

ત્યારબાદ શ્રી મનોહરભાઇ પરીખે પોતાનુ પ્રવચન હિંદીમા કર્યું હતુ, અને આ વિભાગનુ પ્રદર્શન ખુલ્લુ મૂકાયુ જાહેર કર્યું હતુ કલાપ્રદર્શનમા ચિત્રવિભાગમા નડિયાદના કલાકાર શ્રી રઘુનાથ પરીખની કૃતિઓ ખાસ ધ્યાન ખેંચે તેવી હતી ગુજરાતના બધાજ કલાકારોનો સહકાર આ પ્રદર્શનને મળ્યો હતો તે તેની વિલક્ષણતા હતી તેમા નાટ્ય વિભાગ શ્રી કમળેશ ઠાકરે મહેનત લઈ યોજેલો તે ખાસ ધ્યાન ખેંચે તેવો હતો આ વિભાગમા શ્રી રમણિક દેસાઈનો અમૃત ઓપેરા-સમ્રાટ રજૂ થયો હતો પ્રદર્શનને સુવ્યવસ્થિત રીતે ગોઠવવાનો અને તેની સજાવટ કરવાનો યશ શ્રી ચંદ્રવદન ભટ્ટ અને શ્રી મોહનલાલ ? નાહરને ફાળે જાય છે

સાંજના નાસ્તા અને વિશ્રાન્તિ પછી બપોરે ૩॥ વાગે પરિષદનુ કામકાજ શરૂ થયુ હતુ. શરૂઆતમા એક ગીત ગવાયા બાદ પત્રકારત્વ વિભાગના પ્રમુખ શ્રી મગનભાઇ પ્ર દેસાઈએ પોતાનુ ભાષણ વાચ્યુ હતુ પછી ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી પ્રાણજીવન પાઠકે તેમના વ્યાખ્યાનનો સાર મૌખિક રીતે આપ્યો હતો પછી કેળવણી અને સસ્કાર વિભાગના પ્રમુખ શ્રી લાલભાઇ દેસાઇએ પોતાના વ્યાખ્યાનનો સાર મૌખિક રીતે આપ્યો હતો, જેમા જ્ઞાન, રમૂજ અને ટકોરનુ સુદર સમિશ્રણ હતુ પછી વિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી ડૉ રતિલાલ આઠવલેએ પોતાનુ વ્યાખ્યાન વાચ્યુ હતુ

રાત્રે ૯ થી ૧૧ સુધી ભારતીય વિદ્યાભવનના સુદર તાલીમ પામેલા કલાકારોએ પોતાના "રાસમંડળી" ના લોકનૃત્યો તથા રીતિઓમાથી મયૂરનૃત્ય, ભીલનૃત્ય, માછીમારનૃત્ય, મૃદંગ, રામજન્મ, મૃદંગ વિલાસ, રાવણ જટાયુ નૃત્ય, અને નાદ-મૃદંગના કલા પ્રયોગો વિઠ્ઠલ કન્યા વિદ્યાલયની રંગભૂમિ પરથી આપ્યા હતા તેમના કલાપ્રયોગો નડિયાદ માટે અદૃષ્ટપૂર્વ હતા લોકોની ઠઠ જામી હતી તેમના પ્રયોગોના અનેરા આકર્ષણે અદ્ભુત રંગ જમાવ્યો હતો લોકોની ભીડમાથી આ પરિષદના પ્રમુખ શ્રી મુન્શીજી રંગમચ પર ચઢી ગયા હતા અને એક માતાપિતાથી વિખૂટા પડેલા બાળકને ઊંચકી તે બાળક સહીસલામત છે અને તેના માતપિતા ચિંતા કર્યા સિવાય તે બાળકને લઇ જાય' તેવી જાહેરાત કરી, લોકસમુહની સહાનુભૂતિ પોતા પ્રત્યે ખેચી, પોતે લાવેલા બચપણના પ્રસિદ્ધ ગવૈયા શ્રી છનોટા મારફત "વૈષ્ણવ જન તો તેને કહીએ એ નરસિહ મહેતાનુ, ગાંધીજીને પ્રિય ભજન ગવરાવતા, પોતે તાલ આપવા તાળી વગાડતા, લોકો પાસે પોતાનુ અનુકરણ કરાવતા, બેકાબુ ટોળાને શાન્ત, વ્યવસ્થિત બેસાડી દઈ, મેદનીમા શાન્તિ સ્થાપી હતી, અને રાસ રમરીના કલામય નૃત્ય પ્રયોગોને આગળ વધવા અનુકૂળ વાતાવરણ જાદુઇ રીતે ફરી સ્થાપ્યુ હતુ આ તેમની હાજરબુદ્ધિવાળા લોકનેતૃત્વથી જનમેદની ખુશ થઈ ગઈ હતી, અને તેમના પર મુગ્ધ બની ગઇ હતી તેમના પ્રયાસથી નડિયાદને આગણે પરિષદના પ્રેક્ષકો સમક્ષ ભજવાયેલા રાસરમરીના નૃત્ય પ્રયોગો આ ત્રણેય દિવસોમાના બધા કાર્યક્રમોમા એક ચિરસ્મરણીય, અવિસ્મરણીય કાર્યક્રમ તરીકે રહેશે તેને માટે નડિયાદ અને પરિષદ તેમની ઋણી છે

## શુક્રવાર તા ૨૮-૧૦-'૫૫

સવારે ૮॥ વાગે કામકાજ શરૂ થતા પહેલા આગલા દિવસના બાકી રહેલા બે વિભાગીય પ્રમુખોના- સાહિત્ય વિભાગના પ્રમુખ શ્રી ઉમાશંકર જોશી અને પુરાતત્ત્વ અને સશોધન વિભાગના પ્રમુખ શ્રી ભોગીલાલ સાંડેસરાના વ્યાખ્યાનોનો સાર તેમણે મૌખિક રીતે આપ્યો હતો લોકોનો રસ અખડ અને અપૂર્વ હતો, અને હાજરી ખૂબ મોટી હતી ત્રીજા વ્યાખ્યાતા હતા શ્રી ડી. જી વ્યાસ. શ્રી વ્યાસે મજાક ટકોર કરતા રસના સાગરમા રજૂ કર્યો હતો

ત્યાર બાદ સાહિત્ય વિભાગના અને પરિષદમા વાચવા માટે પસદગી પામેલા નિબધોનુ વાચન મુખ્ય મડપમા જ શ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે થયુ હતુ, અને બાકીના વિભાગોના પ્રમુખોના પ્રમુખપદે પસદગી પામેલા નિબધોનુ વાચન પામેલી શ્રી સતરામ વિદ્યાશાળાના જુદા જુદા ઓરડાઓમા થયુ હતુ તેની યાદી અન્યત્ર છાપવામા આવેલી છે

બપોરે ભોજન અને વિશ્રાન્તિ બાદ બેથી સાડા ચાર વાગ્યા સુધીમાં વિષય વિચારિણી સમિતિની સભા શ્રી વિદ્યાર્થી કન્યા વિદ્યાલયના એક મોટા ઓરડામાં બેઠી હતી, અને પરિષદમાં આવનાર ઠરાવોની પૂર્વભૂમિકારૂપે ચર્ચા તેમાં કરી લેવાઈ હતી

સાડાનવ વાગે પરિષદનું કામ કાજ શરૂ થયું તેમાં નીચેના ઠરાવ સર્વાનુમતે પસાર થયા હતા –

**પ્રસ્તાવ ૧.** ઈ સ ૧૯૪૩મા અંધેરી ખાતે ભરાયેલા સાહિત્ય પરિષદના ૧૪મા સમેલનના પ્રમુખ શ્રી ખબરદાર ફરામજી ખબરદારના દુખદ અવસાનની આ સમેલન સખેદ નોંધ લે છે સ્વ ખબરદારે અનેક પ્રતિકૂલ સજોગો વચ્ચે રહીને પણ ગુજરાતી સાહિત્યની અને ખાસ કરીને કાવ્ય સાહિત્યની જીવનભર જે સેવા કરી છે તેથી ગુજરાત ગૌરવવત બન્યુ છે એમના જવાથી ગુજરાતે એક સાચો રાષ્ટ્રપ્રેમી કવિ ગુમાવ્યો છે — પ્રમુખસ્થાનેથી

**પ્રસ્તાવ ૨:** ઈ સ ૧૯૪૬મા રાજકોટ ખાતે ભરાયેલા સાહિત્ય પરિષદના ૧૫મા સમેલનના પ્રમુખ શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠકના દુખદ અવસાનની આ સમેલન સખેદ નોંધ લે છે સ્વ રામનારાયણ વર્તમાન ગુજરાતના એક ઉત્તમ કવિ, સમર્થ કાવ્યશાસ્ત્રજ્ઞ, વ્યુત્પન્ન પડિત, મર્મગ્રાહી વિવેચક, નમર્શીલ તત્ત્વાન્વેષક હતા એ આજન્મ સારસ્વતના અવસાનથી ગુજરાતી ભાષા તથા સાહિત્યને જે ખોટ પડી છે તે સહેલાઈથી પુરાય તેમ નથી —પ્રમુખસ્થાનેથી

**પ્રસ્તાવ ૩:** નવસારી ખાતેના ગત પરિષદ સમેલનથી આજ સુધીના સમયમાં નીપજેના મહાનુભવોના દુખદ અવસાનોની આ સમેલન સખેદ નોંધ લે છે – (૧) શ્રી ભગવાલાલ વસતલાલ દેસાઈ (૨) શ્રી રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી (૩) શ્રી ચન્દ્રશંકર પ્રાણશંકર શુકલ (૪) શ્રી અમૃતલાલ દલપતભાઈ શેઠ (૫) શ્રી શામળદાસ ગાંધી (૬) શ્રી કવિ ચિત્રકાર ફૂલચદ ઝવેરદાસ શાહ (૭) શ્રીમતી દીપમ્મા દેસાઈ (૮) શ્રી જયસુખલાલ જોષીપુરા (૯) શ્રી રત્નમણિરાય ભીમરાવ જોટે —પ્રમુખસ્થાનેથી

**પ્રસ્તાવ ૪:** પ્રાદેશિક પુનર્રચના સમિતિની ભલામણો અને તેને અંગે ઉદ્ભવેલી પરિસ્થિતિ અને તે સબધ રાજકીય નેતાઓમા ચાલી રહેલી વિચારણા લક્ષમાં લઈ આ સમેલન ઠરાવે છે કે – આ સબધે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ તા ૨૫–૧૦–૫૫ના રોજ જે ઠરાવ કર્યો છે તે પરિષદે અત્યાર સુધીમાં વ્યક્ત કરેલી અભિલાષાઓ અને મતવ્યોને અનુરૂપ હોઈ આ સમેલન તે ઠરાવનુ સમર્થન કરે છે

આ પ્રસ્તાવને શ્રી હરસિદ્ધભાઈ દિવેટીઆએ રજૂ કર્યો હતો, અને શ્રીમતી લીલાવતી મુન્શી, શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ તથા શ્રી ચીમનલાલ મ શાહે તેને અનુમોદન તથા સમર્થન આપ્યુ હતુ

**પ્રસ્તાવ ૫:** વિ સ ૨૦૧૨મા ગુજરાતના આદિ કવિ અને ભક્ત શિરોમણિ નરસિહ મહેતાના હારમાળાના પ્રસગને પાચમો વર્ષ પૂરા થાય છે એ સાહિત્યસ્વામી પ્રત્યે પ્રેમ અને આદર ગુજરાત સેવે છે એને અનુરૂપ, ઇ સ ૧૯૫૬મા નરસિંહ પચ શતાબ્દી મહોત્સવ ગુજરાતમા ઊજવવો જોઈએ એવો આ સમેલનનો અભિપ્રાય છે એ વિષે યોગ્ય વ્યવસ્થા કરવા પરિષદની મધ્યસ્થ સભાને આ સમેલન ભલામણ કરે છે

આ પ્રસ્તાવની દરખાસ્ત શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ કરી હતી, અને શ્રી જ્યોતીન્દ્ર દવેએ તેને અનુમોદન આપ્યુ હતુ કુમારી પ્રભાબેન દવે, શ્રી કેશવરામ શાસ્ત્રી, શ્રી ભાનુશંકર વ્યાસ તથા શ્રી ઉપેન્દ્ર પડ્યાએ તે પ્રસ્તાવનુ સમર્થન કર્યું હતુ

ત્યારબાદ પ્રમુખશ્રીને હાથે ઇનામ વિતરણ થયુ હતુ. પછી શ્રી બાબુભાઈ જશભાઈ પટેલે પ્રમુખસ્થાન સ્વીકારવા માટે શ્રી મુન્શીજીનો, શતાબ્દી મહોત્સવના ઉદ્ઘાટનનુ મગલ પ્રવચન કરવા માટે દિ બ કૃષ્ણલાલ ઝવેરીનો, પરિષદના ઉદ્ઘાટનનુ મગલ પ્રવચન કરવા માટે મુબઈ પ્રાતના રાજ્યપાલ માનનીય શ્રી મહેતાબનો

આભાર માન્યો હતો શ્રી ઝીણાભાઈ દેસાઈએ તેમને અનુમોદન આપ્યું હતું ત્યારબાદ મન્ત્રીજી પરિષદના બંધારણને વિસ્તૃત બનાવી બેમ્શારી હમણાં તેનું નવીનીકરણ કરવાના છે, અને તેને માટે તેમણે જે સમિતિ નીમી છે, તે એક વર્ષમાં આગળ ધપશે અને પોતાનું કાર્ય પાર પાડશે તેવી આશા વ્યક્ત કરતાં શ્રી ઉમાશંકર જોષી ઊભા થયા હતા (તે સમિતિના નામ — શ્રી હરસિદ્ધભાઈ દિવેટીઆ, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી ઉમાશંકર જોષી, શ્રી મનસુખલાલ ઝવેરી શ્રી યશવંત શુક્લ, શ્રી ગુલાબદાસ બ્રોકર શ્રી પ્રભુદાસ પટવારી શ્રી ચૈતન્યપ્રસાદ દિવાનજી, જયંતકૃષ્ણ દવે — સંવાહક (પરિષદના પ્રમુખ સમિતિના પ્રમુખ રહેશે) તેવી આશા વ્યક્ત કરી, તેમણે પ્રમુખશ્રીના અને મુખ્ય મહેમાનોના આભારની દરખાસ્તને અનુમોદન આપ્યું હતું પછી શ્રી સેવકરામ શાહે પણ મુન્શીજીનો તથા મુખ્ય મહેમાનોનો આભાર માન્યો હતો ત્યાર બાદ સ્થાનિક કારોબારી સમિતિના મંત્રી શ્રી શાન્તિલાલ ઠાકરે સી જે એન્ડ કું નો, શ્રી મનોહરભાઈ પટેલનો, શ્રી સતરામ મંદિરનો, શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના સંચાલકોનો, મુખ્ય દાતાઓનો, આફ્રિકામાં શતાબ્દી ઉજવણી કરી, ફાળો ભેગો કરી, અહીં મોકલવા બદલ ડૉ શ્રી રમણલાલ યાજ્ઞિકનો, શ્રી અમાલાલ એન પટેલનો, શ્રી મામાભાઈ ન પટેલનો, શ્રી નિત્યાનંદ ઠાકર અને શ્રી રમણલાલ કાનડાવાળાનો, સ્વયંસેવકોની ટુકડીનો તથા તેમના નેતા શ્રી વિષ્ણુભાઈ દેસાઈ અને પુરુષોત્તમ પટેલનો, શ્રી રૂપનાથ કવિનો, શ્રી જશવંત ઠાકરનો, નડિયાદની ગની હાઈસ્કૂલોનો, જાહેર સંસ્થાઓનો, તથા શ્રી મનહર ચાવડીનો વગેરેનો આભાર માન્યો હતો પ્રેક્ષકોનો આભાર માનતાં તેમણે અનુરોધ કર્યો હતો આપણે આ ગોવર્ધનરામની દેવકરાણની ભાવનાને ઝીલીએ, મોટા મનના બનીએ નાનકડી વાતોમાં ઉતરતાં અટકીએ, અને રાજસિક ભાવનાને જતી કરી સાત્ત્વિક સરસ્વતીની ઉપાસના કરવા માંડીએ જેથી પરિણામ મંગલમય અને શુભ જ આવે

ત્યાર બાદ વન્દેમાતરમ્ ગવાયું હતું, અને સંમેલન આનંદની લાગણીથી વિસર્જન થયું હતું

રાતે મ. સ યુનિવર્સિટી વડોદરા, તરફથી વણ ગુર્જરી નાટક ભજવાયું હતું સાથે સાથે સ્થાનિક ગની જ હાઇસ્કૂલોનો, મહિલામંડળનો, નાગર પ્રગતિમંડળનો ગરબા નૃત્ય વગેરેનો કાર્યક્રમ રજૂ થયો હતો મોટા પ્રેક્ષકવૃંદે તે કલામય કાર્યક્રમો નિહાળ્યા હતા

આમ ત્રણેય દિવસોના તથા રાતના કાર્યક્રમો ખૂબ જ સરળતાથી અને સફળતાથી ઉજવાયા હતા અને તેનો સઘળો જશ નડિયાદના નાગરિકો અને અગ્રગણ્ય સહકાર્યકર્તાઓ તથા સદ્ભાવનાવાળા સજ્જનોને ફાળે જાય છે

## કલા પ્રદર્શન

શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ અને શ્રી ગૂજરાતી સાહિત્ય પરિષદના ૧૯મા સંમેલન નિમિત્તે કલા પ્રદર્શન શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના મકાનના મેડા પર ૭ ઓરડામાં ભરવામાં આવ્યું હતું તેનું ઉદ્ઘાટન મુંબઈ રાજ્યના ધારાસભ્ય માનનીય શ્રી મનોહરભાઈ મગનભાઈ પટેલે તા ૨૮–૧૨–૫૫ ના રોજ સવારમાં કર્યું હતું

તે પ્રદર્શનના ૭ વિભાગ હતા પહેલા વિભાગમાં સમગ્ર ગૂજરાતના પ્રસિદ્ધ ચિત્રકારોના ચિત્રો હતા જે મુખ્ય મોટા ઓરડામાં કલામય રીતે રજૂ કરવામાં આવ્યા હતા તેમાં નડિયાદના શ્રી રમણ પટેલના ચિત્રો ખાસ ધ્યાન ખેંચે તેવા હતા ગૂજરાતના યુવાન કલાકારોને પ્રેરણા આપનાર શ્રી રવિશંકર રાવળ ગૂજરાતના ગ્રામ જીવનને તાદૃશ કરી બતાવનાર કલાજગતના કલાકાર શ્રી સોમાલાલ શાહ રંગદર્શી કલાને આકર્ષકતાથી રજૂ કરનાર શ્રી કનુ દેસાઈ, શ્રી રસિકલાલ પરીખ વગેરે અનેક કલાકારોના ચિત્રો તેમાં રજૂ કરવામાં આવ્યા હતા તે દ્વારા ગૂજરાતના કલા ચિત્રકળાની વિવિધતા અને ભાવિ આશા નજરે આવતા હતા

બીજા વિભાગમા ગુજરાતની બાલ સસ્થાઓ તથા માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓના બાલિક ચિત્રો હતા તેમા શ્રી ફુલચદ શાહ બાલમદિર નડિઆદની નગરી હાઇસ્કૂલ, આણદની ડી એન હાઇસ્કૂલ વગેરે સસ્થાઓના વિદ્યાર્થીઓના ચિત્રો આવતી કાલના ચિતારાની કલા તથા માનસ રજૂ કરતા હતા બાલ માનસની મસ્ત અનિર્બંધ કલ્પના અને શૈલી જોવાનો ત અનુપમ લહાવો હતા

ત્રીજા વિભાગમા ગુજરાતના ઉચ્ચ કોટિના કલાકારોની કલા કૃતિઓ હતી

ચોથા વિભાગમા નાટ્યકલાને લગતા આલેખો મોડલો વગેરેનુ પ્રદર્શન ખાસ ધ્યાન ખેચે તેવુ હતુ તમામની સામગ્રી મધ્યસ્થ નાટ્યમડળ તથા શ્રી ભારતીય વિદ્યાભવનમાથી ખાસ મહેનત લઈને શ્રી કમલન હાર લઈ આવ્યા હતા તેમા નાટ્યકલાના ઉદ્ભવ વખતે ના ચા લ્વોએ સરસ્વતીને કયા ક્યા શણગાર આપ્યા તેના ચિત્રો હતા, મુખ્ય ગુજરાતી નાટકકારના આશ્રિત કાપડની પર ના રગ ચિત્રો હતા, રગભૂમિ-નો યોગ્ય રગભૂમિની રચનાના મોડેલો હત વડોદરાવાળા શ્રી રમણિક સાહેબના અમૂલ્ય સગ્રહમાથી લગભગ ૧૨૦૦ ઓપેરા-મુગ્ધ-અત્યાર સુધીના સઘળી ભાષાના નાટકોના પુસ્તકો રજૂ કરવામા આવ્યા હતા શ્રી ગોવર્ધન રામના હસ્તાક્ષરમા લખાયેલી હસ્તપ્રતો હતી વળી ઘણી જૂની સસ્કૃત લિપિમા હસ્તાક્ષરે લખાયેલી પોથીઓ હતી

પાચમા વિભાગમા સાહિત્યને લગતા અને છઠ્ઠા વિભાગમા ભરતગૂથણના નમૂનાઓ હતા ભરતગૂથણના વિભાગમા નડિઆદની ગ ઘના ઉદ્યોગશાળા તરફથી શ્રી શકુતલાબેનની મહેનતને પરિણામે સારા નમૂના રજૂ કરી શક્યા હતા

પ્રદર્શન ત્રણ દિવસ ખુલ્લુ રહ્યુ હતુ, અને આશરે આઠ થી દસ હજાર ભાઈ-બેનોએ તેનો લાભ લીધો હતો સદ્ભાગ્યે તા ૨૦મીએ આપણા ભારતના વડા પ્રધાન શ્રી જવાહરલાલ નહેરુ પણ આ પ્રદર્શનના માનવતા પ્રેક્ષક બન્યા હતા અને તે જોઈ ઊડો સતોષ વ્યક્ત કર્યો હતો આ સમગ્ર પ્રદર્શન ગોઠવવામા શ્રી ચદ્રકાન્ત ભટ્ટ તથા શ્રી મોહનભાઈ શાહે ભારે જહેમત ઉઠાવી હતી

## મનોરજન વિભાગ

તા ૨૬, ૨૭, ૨૮, ત્રણ દિવસની રાત્રિઓનો મનોરજન વિભાગ જોવા માટે મહેમાનો અને આમત્રિત સાક્ષરો-લેખકો ઉપરાત લગભગ ૭ હજારની મેદની ૮ જામતી હતી ભારતીય વિદ્યાભવનના કલાકારો રાસ-ગરબાના નૃત્ય ભજવી બતાવવાના છે તે વાત જાણીને તો લોકોએ મનોરજનના કાર્યક્રમોમા પ્રવેશ મેળવવા પડાપડી કરી હતી

પહેલે દિવસ રાત સરસ્વતીચન્દ્ર, નાટક ભજવાયુ-શાન્તરીતે, ગભીરતાથી મૂળ નવલકથાના વસ્તુને બરાબર લક્ષમા રાખી, નડિઆદના સ્વ કવિ શ્રી રઘુનાથ બ્રહ્મભટ્ટે તેને નાટ્યયોગ્ય રૂપ આપ્યુ હતુ નડિઆદના જ કલાકારોએ આ નાટક ભજવ્યુ અને તે વાત લક્ષમા રાખતા તેને સફળતા મળી એમ કહેતા જરા પણ સકોચ રાખવાની જરૂર નથી. નાટકમા શ્રી જશવત ઠાકરે ખૂબ અગત્યનુ માર્ગદર્શન આપ્યુ હતુ, અને શ્રી અજિત ડાભીએ ઉત્સાહપૂર્વક તેની વ્યવસ્થા ઉપાડી લીધી હતી. કેટલાક પ્રવેશો વધારે પડતા લાબા અને ગભીર લાગતા હતા, પણ તે તો મૂળ વસ્તુ જ એવી હતી તેને કારણે કુમુદની ભૂમિકા - શાન્તાબેન નાગે તથા કુસુમની ભુમિકા કુ ઇલાબેન યાજ્ઞિકે બહુ જ સફળતાથી ભજવી હતી ક્રમનેશ ઠાકરે લક્ષ્મીનદનની ભૂમિકા ભજવવામા સારી છાપ પાડી હતી એકદરે આવુ નાટક જોતા આપણે ગોવર્ધન

રામની શતાબ્દી પ્રસંગે તેમને સ્મરણાંજલિ આપવા આવ્યા છીએ તેવું સતત ભાન જાગ્રત રહે તેનો સમગ્ર નડિયાદના અવેતન કલાકારોએ એકાદ માસની તૈયારીમાં જ આપ્યો હતો.

બીજે દિવસે રાતે ભારતીય વિદ્યાભવનના સુદૃઢ તાલીમ પામેલા કલાકારોએ શબરીના નૃત્યો, બીનજૂર માછીમારોનું નૃત્ય, મૃદંગવાદન, રામજન્મ પ્રસંગે લોકનૃત્ય, રાવણ જટાયુ નૃત્ય, નાટ્યતરંગ વગેરે પ્રયોગો આપ્યા ત્યારે સૌ જ પ્રેક્ષકો મંત્રમુગ્ધ બની ગયા હતા. તેમાં જટાયુની પાંખ કપાતા, તે એક હાથે–એક પાંખે નૃત્યની અદામાં રાવણ સાથે ઝૂઝે છે તે દૃશ્ય તો ખરેખર પ્રશંસનીય હતું. રાવણ નૃત્યમાં તેની વિજિગીષા, તેનો મદ, તેનું અભિમાન, તેનું ઔદ્ધત્ય રાવણની દરેક અંગભંગીમાં, તેના પગના ઠેકામાં, તેની મદમત્ત ચાલમાં તેના હાથની ઉદ્ધત મરોડમાં મૂર્તિમંત થયા હતા. ખરેખર આવો કલાપ્રયોગ જોવાનો મળ્યો તે માટે નડિયાદ શ્રી કનૈયાલાલ મુનશીનું ઋણી છે. આવા કલાપ્રયોગો નડિયાદને ઘણા સમય સુધી જોવા મળ્યા ન હતા અને તેથી તેને અંગે પ્રેક્ષકગણ આશ્ચર્યમુગ્ધ બન્યો, સ્તબ્ધ બન્યો, અવાક્ બન્યો.

ત્રીજા દિવસની રાતે વડોદરાની એમ. એસ. યુનિવર્સિટીના સંગીતનાટ્ય કોલેજના કલાકારોએ 'ધન્ય ગુર્જરી" ભજવી બતાવ્યું હતું. તેમાં રંગભૂમિના વિકાસનું વસ્તુ સૂક્ષ્મ રીતે રજૂ થયું હતું, પણ બાહ્ય કથાવસ્તુનો આદિ તંતુ પણ શૃંગાર, હાસ્ય, વીર, કરુણરસોની હેલી ઉપજાવવા માટે પૂરતો હતો. પછી સ્થાનિક હાઈસ્કૂલો અને મહિલામંડળ તથા શ્રી વિશ્વ કન્યા વિદ્યાલયની બહેનોએ રાસ, ગરબા, નૃત્યોનો કાર્યક્રમ આપ્યો હતો. તેમાં સર્વોદય હાઈસ્કૂલ, સરકારી હાઈસ્કૂલ, શ્રી ભાસદીવાળા પબ્લીક હાઈસ્કૂલ, નાગર પ્રગતિ મંડળ, ન્યુ ઇંગ્લીશ સ્કુલ ફોર ગર્લ્સ વગેરે સંસ્થાઓએ સારા ગણાય તેવા કાર્યક્રમો આપ્યા હતા. આ બધા સમય દરમ્યાન અને સરસ્વતીચંદ્ર નાટકમાં શ્રી ભાનુભાઈ વ્યાસે, સંગીત નિર્દેશક તરીકે કામ આપ્યું હતું અને શ્રી દેવાન પંડ્યાએ સરસ્વતીચંદ્ર નાટકમાં દિગ્દર્શક તરીકે કામ આપ્યું હતું. શ્રી વીણા મહેતાએ સંગીતમાં પ્લે-બેક તરીકે પ્રશંસનીય કામગીરી બજાવી હતી.

ઉપરના કાર્યક્રમો પરથી એટલું ચોક્કસ જણાઈ આવતું હતું કે નાટ્યકલાની બાબતમાં, સંગીતશિક્ષાની બાબતમાં, વેશભૂષાની બાબતમાં, ગરબાના વિવિધ પ્રકારોની સજાવટમાં નડિયાદે છેલ્લા ૧૦ વર્ષમાં સારી ગણાય તેવી પ્રગતિ કરી છે. આવા કલાપ્રયોગો પણ સાહિત્યનો અને જીવનના રસમય આવિર્ભાવનો એક પ્રકાર જ છે, અને તે રીતે તેમને પણ શ્રી ગોવર્ધનરામ શતાબ્દી મહોત્સવ પ્રસંગે અને ગુજરાતી સાહિત્ય પરિષદ્ પ્રસંગે ઉચિત અને ગૌરવવંતું સ્થાન મળ્યું હતું તે સ્વાભાવિક છે.



# ગુજરાતી સાહિત્યપરિષદ – ૧૯મું સંમેલન – નડિયાદ.

તા [illegible]–૧૦–૫૫

---

સત્કાર સમિતિના પ્રમુખ

## શ્રી કાન્તિલાલ છગનલાલ પંડ્યાનું સત્કારપ્રવચન

---

બહેનો અને ભાઇઓ,

ગઇ કાલે એક ખરેખર મોટા માણસના જન્મની શતાબ્દી આપણે ઊજવી ગોવર્ધનરામ ન [illegible] નડીઆદના જ મોટા માણસ હતા પણ તે આખા ગુજરાતના હતા સાહિત્યકારોમા શિરોમણિ તો તે હતા જ, પણ ઉપરાંત વસ્તી–સંસારમા રહીને તે સંન્યાસ લેનાર, સેવાના તેમજ ઉચ્ચતમ જીવનના અસાધારણ આદર્શો ઝીલનાર ને પોતાના જીવનમા ઉતારનાર સાચા સાધુજન હતા

એમના જન્મની શતાબ્દી પછી, જે સંસ્થાના પહેલા પ્રમુખ તરીકે એ વિરાજ્યા તે, ગુજરાતી સાહિત્ય પરિષદની સુવર્ણજયન્તી આજે છે ગોવર્ધનરામે જન્મ લીધો તેને સો વર્ષ થઇ ગયા, તેમ આ પરિષદને જન્મ લીધેને પચાસ વર્ષ થઈ ગયા બેઉ પ્રસંગોના સૂત્રરૂપે રહેનાર, નથી નડીઆદ, નથી નડીઆદના ઉત્સાહી નાગરિક કાર્યકરો, કે નથી બન્ને પ્રસંગો ઉપર પ્રમુખ થનાર આપણા મુનશીજી પણ ખરું સૂત્ર તો ગોવર્ધનરામ જ છે એ વાત ભુલાય એવી નથી

તેથી જ આ સુવર્ણજયન્તી ઉજવતામા સૌથી પહેલું આપણું નમન હો ગોવર્ધનરામને જેમના જીવનની સુવાસ અમર છે ને તે પછી શ્રી રમણભાઇ મહીપતરામ નીલકંઠ જેવા સજ્જનને, જેઓ પરિષદના પહેલા સત્કારપ્રમુખ હતા અને જેમના ભાષણમા પરિષદની ખરી ભૂમિકા સારી રીતે રચાઇ હતી અને તે પછી—સૌથી પહેલા તો—ભાઇ રણજિતરામ વાવાભાઇને, જેમણે આ પરિષદને, ઘણી વિગતો સાથે પહેલો પોતાની વિશાળ કલ્પનામા જન્મ આપ્યો, પછી અમદાવાદના નાના મોટા રસિક સાક્ષરોનો સાથ મેળવ્યો અને છેવટ ગુજરાતનું એક મોટું કામ પાર પાડી એમા જીવ સમર્પ્યો

એ મોટું દુર્ભાગ્ય છે કે આ ત્રણમાનું કોઈ આજે નથી છતા પોતાની શુભ વાસનાઓમા જો મરનારના આત્મા રહેતો હોય તો આજે એ ત્રણેના, તેમ જ આ પ[illegible] પાછળથી ભાગ લેનારાઓમાના ઘણા ચાલ્યા ગયા છે તેઓના, આત્માઓ પણ આજે તો આપણી સાથે જ છે, એમ માની આપણે એ સર્વેને એ શ્રીગણેશ કરનારાઓને, અન્તઃકરણના આભાર સાથે નમન કરીએ છીએ

આજ પ્રજાના જીવનમા, પ્રજાની એક સંસ્થાના જીવનમા પણ પચાસ વર્ષ કાંઈ નથી છતા વ્યક્તિના જીવનમા તો અર્ધું કે અર્ધાથી પણ વધુ આયુષ્ય થાય છે, અને તેવા થોડા જ લોકો (શ્રી કૃષ્ણલાલભાઈ, શ્રીમતી વિદ્યાબેન જેવા) જેઓએ પહેલી પરિષદમા પણ હાજરી આપી હોય અને જે આજે આ સુવર્ણ જયન્તીમા પણ આપણને સાથ આપે છે ગોવર્ધનરામે પોતે પહેલી પરિષદ વખતે પચાસ વર્ષ પૂરા કર્યા નહોતા અને હજી "વનપ્રવેશ" કર્યો ન હતો બીજા ઘણા મારી પેઠે તે વખતે બાળક કે યુવાન જ હશે હું પોતે તે વખતે જૂનાગઢની બહાઉદ્દીન કૉલેજમા ઇન્ટરમીડિયેટની પરીક્ષા માટે તૈયાર થતો હતો ! અસ્વસ્થ તબિયતને લીધે તેમજ 'જૂનની આખરમા' કૉલેજમાથી નીકળી આવવાની મુશ્કેલીને લીધે પરિષદમા ગયો

ભદ્ર અંબાલાલ જાની, ગોકળદાસ તનાટી, બન્ને ફુલચંદભાઈ (ફુલચંદ બાપુજી તો વહેલા ગયા અને ફુલચંદભાઈ) કવિ ચિત્રકાર હમણા જ ગયા. સુંદરલાલ જોશી, પન્નુભાઈ વગેરે ઘણા આજે નથી, એમણે બન્ને પરિષદોમા આગળ ભાગ લીધેલો. નડિયાદની સંસ્થામા આપણા જ થઈ ગયેલા જનુભાઈ સૈયદ, સ્વ. [illegible] ધ્રુવ આનન્દશંકરભાઈ, બનાભાઈ હીરાલાલ પારેખ અને નગીનદાસ માસ્તર, મનસુખરામ, ગૌરીશંકર ઓઝા, નર્મદાશંકર દેવશંકર મહેતા, માનશંકર પીતાંબરદાસ, દુર્ગાશંકર શાસ્ત્રી—કેટલા ગણાવું!—આ યાદીમા હજી ઘણા ગણાયા નથી. પણ નવમી બેઠકમા સાહિત્યવિભાગને શોભાવનાર ભાઈ રામનારાયણ પાઠક હવે ગયા છે તે ઘા તો આપણને સહુ જ તાજો. એમનુ જાણે સર્વદેશીય જ્ઞાન, સરલપની શુદ્ધિ અને સૌને હૃદયમા ઝીલતુ હૃદય એ આજે આપણી એક ભારેમા મોટી ખોટ છે. કેમ સન ૧૯૦૮–૯ થી માંડે એમનો સમાગમ થયેલો ત વખતની 'ગુર્જરસભા'મા, ત્યારથી ઘણો વખત નિકટ સંબંધ ટકાવનાર ગુજરાતમા હાલ ઘણા છે, એમના શિષ્યો અને સાથીઓ પણ ઘણા છે, છતાં એમના એક સ્નેહી તરીકે મારું હૃદય પણ ભરી રડ્યુ હતુ, એમના એકાએક થયેલ અવસાનના ખબર જાણીને.

વળી ગુજરાતમા "યુગમૂર્તિ વાર્તાકાર"નુ બિરુદ પામનાર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈના અવસાનથી ગુજરાતને પ્રથમ કક્ષાના સામાજિક નવલકથાકારની ભારે ખોટ પડી છે. ગુર્જર સાહિત્યની સેવામા અંતિમ સમય સુધી તેમણે અવિરતપણે પોતાની કલમ ચાલુ રાખી હતી અને તેથી જ એ સરસ્વતીના ઉપાસકની આજે ભારે ખોટ સાલે છે. આવી નિખાલસ સુજનતા, લેખમા તેમ જ વ્યવહારમા, ગુજરાતમા, ભિન્ન છે. આવી મીઠી છતાં કટાક્ષભરી દૃષ્ટિ આપણા જીવનમા કોઈએ નાખી હોય એમ યાદ નથી.

આવી પણ વધુ તાજી ખેદજનક ખબર તો ભાઈ રમણીયરામના આપણને મળ્યા. લગભગ જન્મ્યા ત્યારથી અને મોટા હતા (એ મારાથી ફક્ત દોઢ માસ નાના હતા) સાથે રમ્યા, સાથે જમ્યા, સાથે સુતા, સાહિત્યમા ય સાથ રાચ્યા. એ "સમાલોચક" ચલાવતા તે દિવસો એમના જીવનના સાગમા સારા હતા એમ આજે શંકા વગર કહી શકીએ. પણ તે દિવસો ગયા પછી ઘાર વીતક બહુ માઠા દિવસો આવ્યા. પ્રોફેસર [illegible]ની પાસે એ "અક્ષરજીવન"નુ સંપાદન કરાવી શક્યા—એ એમની એક મોટી ફતેહ હતી, તેમાય મારો હિસ્સો હતો, પણ તે પછી એમના સર્વ યત્નો નિષ્ફળ ગયા. "અધ્યાત્મજીવન" (અપૂર્ણ)નુ સંપાદન ન જ થઈ શક્યુ, અને આજે, ગોવર્ધનરામને ગયે ૪૮ વર્ષ થયા છે છતા એમનુ ઘણ સાહિત્ય, પહેલા માસિકમા પ્રગટ થઈ ચૂકેલુ તેમ હજી અપ્રગટ રહેલ એવુ બન્ને રમણીયરામ ગુજરાતને અર્પી ન જ શક્યા. "सम्पूर्ण. केवलो हरि ।" પણ દુર્ભાગ્યમા પડેલાઓના દેહ ક્ષુદ્ર દેખાય છે. રમણીયરામની પ્રકૃતિમા જે હોંસ, જે ઉત્સાહ ને જે ઉચ્ચવૃત્તિ હતા, તેમને જ આજે સંભારવાના છે. ગોવર્ધનશતાબ્દી એ રમણીયરામના જીવનમા સુવર્ણદિવસ થયો હોત—જો તેઓ આજે એ દિવસ જોઈ શક્યા હોત તો.

ઉત્તર ગુજરાતના એક સાચા ઈતિહાસના સંશોધક રત્નમણિરાવ ભીમરાવ જોટને આપણે બહુમાનથી શ્રદ્ધાંજલિ આપવાની છે. હું એમને કદી મળી શક્યો નથી પણ એમની કીર્તિથી અજાણ નથી. હજી વધુ આયુષ્ય એમણે જોયુ હોત તો તે ઘણુ વધારે ને બીજુ ઉત્તમ કાર્ય કરી શક્યા હોત. છતા માનવીના ટૂંકા જીવનમા એમનુ નામ [illegible] એવુ જ છે એ જેવી તેવી વાત નથી. અત્યારે તો એમનુ સ્થાન ખાલી જ છે.

શ્રી ચીમનભાઈ ના. મહેતા જેમણે નવમી ને દશમી પરિષદોમા બહુ અગત્યનો ભાગ લીધો હતો, તે હજી આપણી સાથે છે એ આપણુ એક સદ્ભાગ્ય છે. શ્રી દાદુભાઈ દેસાઈ પણ સદ્ભાગ્યે હજી છે. તેમ ભાઈ ચંદુલાલ યાજ્ઞિક અને રમણલાલ યાજ્ઞિક પોતપોતાના ક્ષેત્રમા આજે સારી રીતે નામ આપે જાય છે

સ્વરાજના એક સ્તંભ તરીકે તે આપણા દેશભરમાં જાણીતા છે હાલ તે આપણા એક ભાગમાં મોટા પ્રાન્તના—ઉત્તર પ્રદેશના મુખ્ય તરીકે એ પ્રાન્તમાં જ રહે છે જ્યાં તે વારંવાર અહીં આવે છે અને કુલપતિના પત્રો દ્વારા આપણને નિયમિત રીતે મળતા પણ રહે છે હિન્દના બે રાજ્યપાલો એક જ સમારંભમાં આપણને મળે છે એને આપણું ભાગ્ય કહો કે નવા જમાનાની તાસીર કહો પણ મુનશી એકના ગવર્નર નથી, આ પરિષદ તો એમની છે જ તેમ મુંબાઈનું ભારતીય વિદ્યાભવન ને બીજી શાળાઓ તથા સંસ્થાઓ પણ એમની જ છે

જ્યાં વારંવાર મારું મન પાછું ૧૯૦૮–૯ ના મુંબાઈના અરસા તરફ જાય છે મુનશી તે વખતે બેડવો દ થઈ મુંબાઈ આવ્યા હતા, ને પ્રોફેસર ગજ્જરની પ્રયોગશાળામાં રસાયન ભણી એમ એ ની તૈયારી કરતો હતો બંને મુરારજી ગોકુળદાસની જુદી જુદી ચાલીઓમાં ( હાલના સિક્કાનગરમાં ) રહેતા હતા અને રસાયન પાસે પાસેના મિત્રવિદ્યાનો તો નથી પણ "ગુર્જરસભા' એ ઘણાને ભેગા થવાના લાગ આપ્યા હતા મુનશીએ પોતે જ પોતાના 'મારા ચઢાણ' માં કહ્યું છે તેમ મારા જ એક ભાષણ વખતે તેઓ પહેલી વાર બોલવાને ગુર્જરસભામાં આવ્યા હતા સંસ્કૃતનું શિક્ષણ ને ઉપયોગ એ વિષય હતો સંસ્કૃત શિક્ષકો એનું શિક્ષણ કેવું અરસ ને અનાકર્ષક કરી મૂકે છે, તેને બદલે કઈ રીતે તે સરસ, આકર્ષક ને ઉપયોગી કરી શકે તે મે વિસ્તારથી સમજાવેલ મુનશી પછી બોલ્યા—એમને એ સંતોષ હતો કે એમણે મારા ભાષણના ટુકડે ટુકડા કરી નાખ્યા નવા જ્ઞાનની જય બોલાવી અને પોતે સારું બોલી શકે છે, એ એમણે ને બીજાઓએ જાણ્યું મને આજે એ સંતોષ છે હિન્દમાં અત્યારે સંસ્કૃતની જય બોલાવનારાઓમાં ને સંસ્કૃતપરિષદોમાં મુનશી એક આગેવાન છે આમ મુનશી પોતાની ભૂલ સુધારી શકે છે જે ભૂલ કરે તે જ સુધારે ને ? ન કરે તેને સુધારવાનું શું હોય ?

પણ આવી અંગત વાતો કરવા બેસીએ તો પાર જ ન આવે લગભગ ૪૫–૪૬ વર્ષોના લાંબા ગાળા પછી અને ભિન્નરુચિ ને ભિન્ન વિચારો છતાં અમે મિત્રો રહી શક્યા છીએ

પણ એ 'ગુર્જરસભા' 'વેરની વસુલાત' 'પાટણની પ્રભુતા,' 'ગુજરાતનો નાથ' વગેરેનો મોહભર્યો જમાનો તો જાણે ગયો જ છે ! આજે ફક્ત જ અન્તઃકરણપૂર્વક મુનશીને હું આ પરિષદમાં આવકાર આપું છું

બધા વિભાગીય પ્રમુખોનેય હું આવકાર આપું છું એ સૌને વધુ ઓળખવાની મારી ઉમેદ છે છતાં એ આમાં કેટલાકની સાથે મારે સંબંધ પણ છે ભાઈ ઉમાશંકર નવા યુગના કવિ, વાર્તાકાર વિવેચક ને વાર્તાકાર હોવા ઉપરાંત એમણે વિવિધ દિશાઓમાં પોતાની કલમને વાળી છે, ઘણા ગ્રન્થો લખ્યા છે અને "સંસ્કૃતિ' જેવા સંસ્કારી માસિકનું તે સંપાદન કર્યા કરે છે હિન્દની 'Academy' માં તે એક જ ગુજરાતના પ્રતિનિધિ છે ગુજરાતી સાહિત્યની ઉપર એ જે પ્રભાવ નાખશે તે જરૂર સંગીન થશે જ અને આપણને તે આગળ લઈ જશે

ડૉ. ભોગીલાલ સાંડેસરા પણ ગુજરાતની અનોખી શક્તિ છે પોતે જે પરીક્ષા માટે તૈયાર થતા હોય તેમાં પોતાના બનાવેલ પુસ્તક સૂચવેલા જોવાનો લાભ અને માન અત્યન્ત વિરલ છે અને તે ભાઈ સાંડેસરાને મળ્યા છે એમને બોલતા મે સાંભળ્યા છે એમના કોઈ કોઈ નાના લેખો વાંચ્યા છે વડોદરા યુનિવર્સિટીએ એમના જેવા યુવાન પંડિત–સંશોધકને ગુજરાતી વિભાગના વડા બનાવીને એમની જે કદર કરી છે તેને જ આ પરિષદે જાણે ટેકો આપ્યો છે

ભિન્ન ભિન્ન વિભાગોના સહુ પ્રમુખોને હું આનન્દથી આવકાર આપું છું

પચાસ વર્ષના જીવનમાં સાહિત્યપરિષદની ઓગણીસ જ બેઠક થઈ તે ય મને ફક્ત અધૂરું લાગે

સાહિત્ય નથી," 'વિજ્ઞાનને સાહિત્ય સાથે શું લાગે વળગે" એવા એવા ખોટા વિચારો પ્રવર્તવા લાગ્યા, આગ્રહ પણ થયા, એકાદ બે વાર એ વિભાગ બંધ જ રહ્યો, અને હવે એ વિભાગ પાછો ચાલુ થયો છે, ત્યારે, પનાણે હોય એમ બગ ચાર વર્ષમાં એક વિજ્ઞાન ઉપરના ભાષણની ઉપરાંત હવે પરિષદ મહા મોજણી ન આપી શકતી નથી

તેથી જ મને લાગે છે કે નડીઆદના ભાઈઓએ એક ખરેખર આગમ પગલું ભર્યું છે કેવળ સાહિત્યની જ જે ગાદી હતી તેની ઉપર આજે એક વિજ્ઞાનના અધ્યાપકને મૂક્યો છે મારી જિન્દગીનો અર્ધાથી વધુ વખત વિજ્ઞાનને જ ચરણે ધરી ચૂક્યો છું વિજ્ઞાનને ખાતર બી. એ. મા બીજા મનગમતા વિષયો છોડ્યા, વિજ્ઞાનથી જ એમ. એ. થયો, એના જ અભ્યાસ માટે બે વર્ષ બેંગલોર ગયો અને ૧॥–૧॥ વર્ષ લન્ડનમા રહ્યો ૩૮ વર્ષ લગી, બિમારીને લીધે લેબોરેટરિ છોડવી પડી ત્યા લગી, પછી વિજ્ઞાનની એક મોટી શાખામા રસાયનનું શિક્ષણ આપ્યા કર્યું બેશક છેક ૧૯૧૦મા "શ્રીયુત ગોવર્ધનરામ" પુસ્તક લખ્યું હતું અને પછીથી બીજા લેખો પણ લખ્યા હતા પરંતુ આ અરસામા રસાયનના સંશોધનના સહેજે સાઠેક 'Papers" પ્રકટ કર્યાં, અને એ પ્રકટ કરવાનું કામ તો હજી ચાલે છે આવા પ્રમુખના નિયોજન ઉપર સાગે વિચાર કરવાની જરૂર છે

મારી આ પદ ઉપર નિયોગ થયો છે તો મારી બે વાતો સાભળી તે ઉપર જરૂર વિચાર કરશો

પહેલી વાત એ છે કે વિજ્ઞાનની માનવજીવનમા કેટલી જરૂર છે તે જોઇ, વિજ્ઞાનનો શિક્ષણ અને સાહિત્યની સાથે કેવો સમ્બન્ધ છે, આજે પછાત થઈ ગયેલો આપણો આખો દેશ ગમે તેટલા સસ્કારો સાચવી રાખે અને ધર્મ –તત્ત્વજ્ઞાનમા ગમે તેટલો ડૂબે છતા વિજ્ઞાનને તો એણે સમજવું જ જોઇશે, એને સ્વીકારવું જ જોઇશે, અપનાવવું જ જોઇશે, એ વાતોનું યથાર્થ ગ્રહણ થવું જોઇએ આજને દિવસે બીજી ગમે તે સિદ્ધિઓ હોય તો પણ દેશમા વિજ્ઞાન તો જોઇએ જ એમ સ્વીકારી સાહિત્ય તથા વિજ્ઞાનના સામસા ખોટા ખ્યાલો મનમાથી આપણે કાઢી નાખીએ શિક્ષણમા તો વિજ્ઞાનનો પ્રવેશ થયો જ છે સાહિત્યમા પણ આપણે દરવાજા ઉઘાડા મૂકીએ

મુનશીજીને આ બધું સમજાવવાની જરૂર નહિ જ હોય અને વિજ્ઞાન વિભાગના જે વિદ્વાન પ્રમુખ સાહેબ ને બીજા વિજ્ઞાનરસિક ભાઈઓ આવ્યા છે તે સર્વની એક પ્રાથમિક સભા બોલાવી આ વાતનો વિચાર કરવો જોઇએ આ સભા પરિષદ નિમેલી છતા આ ક્ષેત્રમા સ્વતન્ત્ર કામ ને વિચાર કરે જરૂર હોય તેટલી વાર મળે, ગુજરાતના બીજા સાથીઓને ભેગા કરે લેખો લખે, ભાષણો કરે પ્રયોગો બતાવી વિજ્ઞાનના સત્યો પ્રજા સમક્ષ મૂકે ને એમ ગુજરાતી ભાષાના પોતાને અનુકૂળ રહી અભ્યાસીઓને ઉપકારક થાય તેવી રીતે ગુજરાતી ભાષામા વિજ્ઞાનને વધુ ઉતારે ગુજરાતમા હવે સારી સખ્યામાં કૉલેજો છે, અધ્યાપકો છે, પ્રયોગશાળાઓ પણ છે તો આ કામ હવે વધુ સહેલું પણ થવું જ જોઈએ

ગુજરાત સશોધનમંડળ મુંબાઈમા છે, તેની પણ મદદ આપણને મળતી રહેશે પછી શક્તિ આવશે ત્યારે પાયો આવશે ગુજરાતીમા વિજ્ઞાન–પત્ર પણ કાઢીએ, વિજ્ઞાન–શિક્ષણને ય વધારે પાકું અને અસરકારક કરીએ વ્યાખ્યાનો તો વર્ષમા ૭ થી સાત આપીએ એ સર્વનો વિચાર આવશ્યક છે વ્યવસ્થા કરવા મદદગાર પણ જરૂરનો છે

વિજ્ઞાન વિષે સાઇક વધુ લખવાની ફરમાયશ થઈ છે પણ એમા સહુ ઊતરવાનું તો વિજ્ઞાનવિભાગના પ્રમુખને માટે જ છે ને! વિજ્ઞાનને "દેશી" ભાષાઓમા ઉતારતા મોટી મુશ્કેલીઓ વિજ્ઞાનના પારિભાષિક શબ્દોની

# ગુજરાતી સાહિત્ય પરિષદ–૧૯મું સંમેલન–નડીયાદ

## તારીખ : ૨૭, ૨૮–૧૦–૧૯૫૫

## પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ

## શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી

---

**પરિષદ સંમેલનના સભ્યો, સન્નારીઓ ને સદ્‌ગૃહસ્થો,**

આ પ્રસંગે તમે મને પ્રમુખપદ આપ્યું તે માટે તમારો કેટલો આભાર માનું ?

આ વખતે કોઈ બીજા યોગ્ય પુરુષને તમે પ્રમુખ ચૂંટ્યા હોત તો હું ખુશી થાત. આજે કેટલાંક વર્ષથી પરિષદના કાર્યથી હું નિવૃત્ત થઈ ગયો હતો. પણ પરિષદે મને આજ્ઞા કરી એટલે હું તાબે થયો છું. આ સુવર્ણ મહોત્સવ પ્રસંગે અર્ધશતાબ્દીનું ભરતવાક્ય ઉચ્ચારવાની જવાબદારી મારે શિર નાખી છે તો તે પૂરી કરવાની શક્તિ મને ઈશ્વર આપે એટલું હું પ્રાર્થું છું.

પરિષદ સંમેલન પણ નડિયાદમાં—ગોવર્ધનગ્રામમાં—ત્રીજી વાર મળે છે. અને યોગાનુયોગે આ સુવર્ણ-મહોત્સવ પણ ગોવર્ધનશતાબ્દી પ્રસંગે ઉજવાય છે. નડિયાદ ઝવેરીલાલ યાજ્ઞિક, મનસુખરામ ત્રિપાઠી ને વિહારીદાસ દેસાઈથી શરૂ થતા મહાપુરુષોની ભૂમિ છે. એ બધાની પ્રેરણાથી આ સંમેલન સફળ બને એવી આશા સેવું છું.

નવસારીમાં ૧૯૫૨માં મળેલા પરિષદ સંમેલન પછી આજ આપણે મળીએ છીએ. તે વચગાળામાં આપણે ગુમાવેલા સરસ્વતીભક્તો અને વિદ્વજ્જનોનું આપણને સ્મરણ થયા વિના નથી રહેતું. કવિવર અરદેશર ખબરદાર, અગ્રગણ્ય નવલકથાકાર રમણલાલ વસંતલાલ દેસાઈ, સૌમ્યમૂર્તિ રામનારાયણ વિશ્વનાથ પાઠક, અવિરત નાનસેવી દુર્ગાશંકર શાસ્ત્રી, તેમજ રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, રત્નમણિરાવ ભીમરાવ, ચંદ્રશંકર શુક્લ, અમૃતલાલ શેઠ તથા શામળદાસ ગાંધીને આપ સૌના અને મારા તરફથી શ્રદ્ધાંજલિ આપું છું. શાસ્ત્રીજી અને પાઠક તો મારી સાથે અનેક ક્ષેત્રોમાં સંકળાયેલા હતા. શાસ્ત્રીજીની અને પરિષદ સંમેલનના એ અપૂર્વ પ્રમુખોની ગેરહાજરી આપણને બધાયને સાલે છે.

૧૯૨૪ થી મેં પરિષદની સેવા કરવા માંડી ત્યારે સર રમણભાઈ આદિ કાર્યકર્તાઓના ત્રણ ઉદ્દેશો મારી આંખ સામે હતા. પ્રથમ ઉદ્દેશ પરિષદને વ્યવસ્થિત કરવાનો હતો કે જેથી એને કોઈ તોડી શકે નહીં; બીજો રાજ્યકારણના આક્રમક જુવાળમાં સાહિત્યની એક પુરી પણ અવ્યવસ્થિત સંસ્થા ઘસડાઈ ન જાય તે જોવાનો; ત્રીજો, પરિષદને સેંકડો શાસનોમાં વિભક્ત ગુજરાતીઓની એકતા મૂર્ત કરવાનું સાધન બનાવવાનો.

આ ત્રણે ઉદ્દેશો ઘણે અંશે આજે પરિપૂર્ણ થયા છે. પરિષદ તૂટે એવો ભય ક્યારનો એ દૂર થયો છે. સાહિત્યનું ક્ષેત્ર હવે એવું સબળ થયું છે કે રાજકારણ એને જપ્ત કરી શકે તેમ નથી. અને ગુજરાતીઓની અનેક ક્ષેત્રમાં એકતા સાધતી સંસ્થાઓ હસ્તીમાં આવી છે તેમજ ગુજરાતીઓનું એકીકરણ પામે આવી લાગ્યું છે

હવે એ જરૂરનું છે કે આપણાં નવાં સ્થપાયેલાં વિશ્વવિદ્યાલયો એનો ભાર ઉપાડવામાં સામેલ થાય. આ કામ સરળ કરી આપવાની ફરજ, આ પદ મેં સ્વીકાર્યું છે તેનાં અનેક કારણોમાંનું એક છે

૨૮ વર્ષ આજે આખો યુગ બદલાઈ ગયો છે, એના ઉદ્દેશો બદલાઈ ગયા છે એ બદલાઈ ગયેલી પરિસ્થિતિને અનુરૂપ નીતિ અને પ્રવૃત્તિઓની રૂપરેખા ઘડવાનું કર્તવ્ય આજે પરિષદની સામે ઊભું છે

( ૨ )

આ જમાનામાં આપણી આખ આગળ રાજકારણ, સુરક્ષિતતા અને સમાજકલ્યાણ તરફ ઝઝૂમ્યા કરે છે તેથી સાહિત્યપરિષદનું સાર્થક્ય વગાને ન સમજાય એમ પણ બને

પરિષદનું પ્રથમ ધ્યેય ગુજરાતી સાહિત્ય ને સંસ્કારની અભિવૃદ્ધિ અને વિસ્તારને પોષવાનું છે એનું અંતિમ ધ્યેય સંસ્કૃતિના વિકાસને વેગ આપવાનું છે

માત્ર રાજકીય સુરક્ષિતતા અને આર્થિક સમાજકલ્યાણથી સંસ્કૃતિ વિકસતી નથી સંસ્કૃતિનો વિકાસ તો સામાજિક જીવનમાં ઉલ્લાસની અભિવૃદ્ધિ, રસિકતાનો પ્રાદુર્ભાવ, વ્યવહારનું સુરુચીકરણ ને ભાવનામયતાની સર્વોપરિતા આવે ત્યારે થાય છે સુરક્ષિતતા અને સમાજકલ્યાણ એ તો તેના સાધન છે

આ દૃષ્ટિએ છેલ્લા પચાસ વર્ષમાં ગુજરાતે જે પ્રગતિ સાધી છે તેનું સમગ્રદર્શન કરવું જરૂરનું છે

૧૯૦૫માં રણજીતરામે પરિષદ સ્થાપી ગુજરાતની અવ્યક્ત અસ્મિતાનું મંદિર રચ્યું ગોવર્ધનરામે તેમાં પ્રાણપ્રતિષ્ઠા કરી ગુજરાત આત્મ મઢી એક થયું એક યુગ સંકેલાઈ ગયો ને બીજો શરૂ થયો

એજ અરસામાં રશિયા અને જાપાન વચ્ચેના યુદ્ધ તેમજ બંગભંગને કારણે ઉદ્દામ રાષ્ટ્રભક્તિનો પવન પહેલી વાર ગુજરાતમાં વાયો વડોદરામાં શ્રી અરવિંદની પ્રેરણાથી થોડાક ગુજરાતીઓએ દેશસેવાની કફની બાંધી ૧૯૦૭માં સૂરતમાં કોંગ્રેસ તૂટી ત્યારે ગુજરાતીઓએ રાજકારણમાં ઝંપલાવવું શરૂ કર્યું

શ્રીમતી વિદ્યાબહેન અને શારદાબહેન બી એ થયા આવો મોટો ગુનો કર્યો તે માટે એમને જે સહેવું પડ્યું તેનો ખ્યાલ તમને ઘણાને આવે એમ નથી સારા ઘરની સ્ત્રીઓએ રસ્તા પણ વિસાર્યા એમને તેમાં અધમતાની ગંધ આવી

ગુજરાતી ભોજનનાયકો પર સેંકડો રાજ્યોએ અમલ ચલાવતા તેમની એકતા માત્ર આપણી ભાષા અને સાહિત્ય પર નિર્ભર હતી ગોવર્ધનરામ સર્વમાન્ય સાહિત્યગુરુનું સ્થાન પામી સાહિત્યરસિકોને એકસૂત્રતા આપી રહ્યા હતા ત્યાં બોલી એકધારી નહોતી, અને શૈલીમાં સચોટ કથનપ્રભાવ આવ્યો નહતો

ડાહ્યાભાઈ ધોળશાજીએ નાટ્યકલા ને નવા ગાયનગરમીથી સામાન્ય હૃદયો હલમલાવ્યા પહેલી વાર લોકપ્રિય નટ 'સુંદરી'એ સારા ઘરની સ્ત્રીના હાવભાવ ને વેશભૂષા પર ઊંડી અસર કરી શૃંગારમય પ્રેમ લોકોની જીભે ચડ્યો ને હૃદયમાં ઊતરવા લાગ્યો 'કલાપી'ના ઊર્મિભર 'કેકારવે', 'કાન્ત'ના સૂક્ષ્મતમ ભાવ દર્શાવતા અપૂર્વ કાવ્યોએ અને કવિ નાનાલાલના સૌન્દર્યે શોભતા ઊર્મિગીતોએ સરમણી હૃદયો ગાજતા કર્યા

( ૩ )

'ગુજરાત જોવાજોગ છે' ને 'વસંત કે આ ગુર્જરીની રસિકતા વરી' એમ રંગભૂમિ પર ગવાવા લાગ્યું નાનાલાલે ગુજરાતને 'કૃષ્ણચંદ્રની કૌમુદી' સાથે સરખાવ્યો ખબરદારે 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' ઉચ્ચારી મહાગુજરાતને શબ્દદેહ આપ્યો ગુજરાતને એના ભૂતકાળનું ભાન થવા લાગ્યું 'ગુણવતી ગુજરાત' એમ પ્રેમગાન મચ્યું

આ વહેણમા હુ પણ તણાયો. ૧૯૦૫મા મે 'The Graves of the Vanished Empires' મા ગુજરાતની મહત્તા પર આસુ સાર્યા ૧૯૧૪મા ગુજરાતની અસ્મિતાના માગ હૈયે વસી ત્યાથી ચૈતન્ય યુગનુ સાહિત્યમા સર્જન કરવાનો મે આરભ કર્યો.

૧૯૧૭મા હાજી મહમ્મદે 'વીસમી સદી' માસિક દ્વાન નવા સાહિત્યકારો ને નવા ચિત્રકારોનો પરિચય કરાવ્યો તેમા શ્રી રવિશકર રાવળે ચિત્રકલાનો ગુજરાતી સપ્રદાય સ્થાપ્યો આજે તેમા કાન આવી ગયો છે

૧૯૨૦મા ગાધીજીએ ગુજરાત વિદ્યાપીઠ સ્થાપી તેના શિક્ષણગુરુઓએ સાહિત્ય અને સેવાભાવ બન્ને ક્ષેત્રોમા નવી ભાત પાડી 'જોડણીકોશે' ગુજરાતી જોડણી એકધારી કરવાનો સફળ પ્રયત્ન આદર્યો

નવા પ્રભાતનુ ભાન આવતા ગુજરાતનુ આન્તરિક વ્યક્તિત્વ સુરેખ થયુ સાહિત્યસસદ ગુજરાતના સસ્કાર અને સાહિત્યની અભિવૃદ્ધિ કરવાનુ કામ વેગભર ઉપાડ્યુ ને 'ગુજરાત' માસિક પ્રકટ કર્યુ

નાટક એ સાહિત્ય ને કલાનુ ઉત્તમાગ છે અને સસ્કારી જીવનમા અવૈતનિક કલારૂપે એને સ્થાન ન અપાય ત્યા સુધી સ્ત્રીની સમાનતા અધૂરી રહે અને વ્યવહારનુ સુરુચીકરણ ન બને, સાહિત્યસસદે નૃત્ય ને ગરબાને કલાત્મક સ્વરૂપ આપી તે પ્રવૃત્તિને ગૃહજીવનમા અપનાવવાનો પ્રયત્ન કર્યો. તેણે 'મકાની શશી'નો સફલ પ્રયોગ કર્યો જેમા પહેલી વાર આપણા સમાજમા પ્રતિષ્ઠિત સ્ત્રીપુરુષોએ નાટક ભજવી તેને એ આવશ્યક સામાજિક બળ રૂપે સ્વીકાર્યું

એક તરફથી ગુજરાતને ભૂત મહત્તાનુ ભાન થતા માડ્યુ, બીજી તરફ ગાધીજીએ વ્યક્તિગત કર્તવ્ય પરાયણતા અને સામુદાયિક પરાક્રમ વડે આત્મદર્શન કરવાની કલા આપણને શીખવી ગુજરાતે અર્જુનના કૌશલ્યથી એ પાઠ શીખી લીધો મહત્તાના સ્વપ્ના તેને સિદ્ધ કરવાના પ્રયાસોમા પરિણામ પામ્યા

સત્યાગ્રહના આદોલનોથી ગુજરાતને પોતાની સામુદાયિક શક્તિમા આત્મશ્રદ્ધા પ્રગટી. ગાધીજીના વ્યક્તિત્વ અને આચરણ પર આપણો પૂજ્યભાવ કેન્દ્રિત થયો, સઘશક્તિને મર્યાદિત કરવાની ટેવ આપણને પડી અને તેની અસર સાહિત્ય અને સસ્કાર બને પર પડી

૧૯૨૭મા રેલસકટ વખતે, વલ્લભભાઈ પટેલ—તે વખતે સરદારને નામે દેશભરમા વિખ્યાત નહોતા થયા—તેના નેતૃત્વમા ગુજરાતે સઘશક્તિ દાખવી બધાને ચકિત કર્યા. ૧૯૨૮મા તેમણે પ્રચડ વ્યવસ્થાશક્તિથી બારડોલી સત્યાગ્રહવડે બ્રિટિશ સામ્રાજ્યના પાયા હચમચાવ્યા, ને ગુજરાત તેમજ ભારતને પરાક્રમો કરવાની આત્મશ્રદ્ધા આપી સરદારે ગુજરાતી અનુયાયીગણનુ નિયમન કર્યુ અને સર્વક્ષેત્રમા ગુજરાતના સર્વ અંગને એક અને અવિભાજ્ય બનાવ્યો

૪ )

૧૯૩૮ના સકમણકાળમાં કરાચી સાહિત્ય પરિષદે 'ગુજરાતીતા'ને પ્રગટવા થવાની વાચના કરી પહેલેથી ગુજરાતની અસ્મિતાએ ભારતીયતાને પોતાનુ પ્રથમ અગ માન્યુ છે સસ્કાર અને પરિષદે તેને નવ સ્વરૂપ આપવા તેજ વર્ષે ભારતીય વિદ્યા ભવનની સ્થાપના કરી.

૧૯૩૯મા બીજુ વિશ્વયુદ્ધ આવ્યુ ગુજરાતીઓ સમૃદ્ધ થયા. એમની ઉન્નતાને વેગ મળ્યો અભ્યાસમાંથી સ્ત્રીઓમા સ્વાતત્ર્ય અને કાર્યકરોમા સેવાભાવ આવ્યા હતા એટલે પરિણામે સામાજિક પ્રગતિઓ સબળ થઈ

૧૯૨૫મા ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થાપવાની અત્યન્ત આકાક્ષા વ્યક્ત થઈ ૧૯૨૬મા ગાયકવાડ સરકારે વડોદરા વિશ્વવિદ્યાલય સ્થાપવા 'વીજરી કમીશન' નીમ્યુ, પણ ગુજરાતની આકાક્ષાને સક્રિય રૂપ આપવા સિવાય બીજુ કશુ તે વખતે ન આવ્યુ

વડોદરામાં વિજ્ઞાન મંદિરે તો અનુસ્નાતક વિદ્યાભ્યાસમાં પહેલ કરી જ હતી. ૧૯૩૯માં આણંદમાં કૃષિગોવિદ્યાભવન અને અમદાવાદમાં ગુજરાત વિદ્યાસભાનો સંશોધનવિભાગ સ્થપાયાં અને ઉચ્ચતમ શિક્ષણનો વિકાસ શરૂ થયો.

જેમ સ્વતંત્રતા પાસે આવતી ગઈ તેમ વિદ્યાવૃદ્ધિમાં આપણો ઉત્સાહ વધ્યો. ૧૯૪૭માં વડોદરા પરિષદે ગુજરાત વિશ્વવિદ્યાલય સ્થપાય એવો નિર્ણય કર્યો ને તેની યોજના કરવા મુંબઈ સરકારે માવળણકર સમિતિ નીમી. પ્રતાપસિંહરાવ ગાયકવાડે વડોદરા વિશ્વવિદ્યાલય સ્થાપવા મુનશી સમિતિ નીમી. વલ્લભવિદ્યાનગરમાં વિઠ્ઠલભાઈ વિદ્યાલય શરૂ થયું. ૧૯૪૯ની ૩૦મી એપ્રિલે વડોદરા વિશ્વવિદ્યાલયનો અને ૨૭મી નવેમ્બરે ગુજરાત વિશ્વવિદ્યાલયનો આરંભ થયો. ૧૯૫૫માં સરદાર વલ્લભભાઈ વિદ્યાપીઠ સ્થપાઈ ગઈ છે.

( ૫ )

૧૯૪૭માં સ્વાધીનતાનાં વહાણાં વાયાં. સરદાર ભારતના એકીકરણના વિશ્વકર્મા બન્યા. ૧૯૪૮માં સૌરાષ્ટ્રનું એકીકરણ થયું. ૧૯૪૮માં કચ્છ, જૂનાગઢ, માંગરોળ ને માણાવદર, અને ૧૯૫૦માં વડોદરા, ગુજરાતનાં બીજાં દેશીરાજ્યો અને આખું મુંબઈ દેશમાં વિલીન થયાં.

સંવત ૨૦૦૪ની કાર્તિક સુદ પ્રતિપદાએ, ૧૨મી નવેમ્બર ૧૯૪૭ને દિને ગુજરાત ને ભારતના ઇતિહાસમાં અનેરો પ્રસંગ બન્યો. જૂનાગઢ પડ્યું, સરદારશ્રી પ્રભાસ ગયા અને સમુદ્રમાં જઈ હાથમાં પાણી લઈ કહ્યું. 'મારી બધી મહત્ત્વકાંક્ષાઓ આજે પૂર્ણ થઈ' સાંજની સભામાં તેમણે સંકલ્પ પ્રકટ કર્યો. 'આ નવા વર્ષના શુભ દિને સોમનાથનું મંદિર ફરી બંધાય એવો નિર્ણય કર્યો છે.'

૧૯૫૦ના મે મહિનાની આઠમી તારીખે જામસાહેબે મંદિરનો શિલાન્યાસ કર્યો. ૧૧ મે ૧૯૫૧ ને દિને રાષ્ટ્રપતિ રાજેન્દ્રપ્રસાદે સોમનાથ ભગવાનના નવા લિંગની પ્રાણપ્રતિષ્ઠા કરી.

પિસ્તાળીસ વર્ષનું મારું સ્વપ્ન સિદ્ધ થયું. નવગુજરાતનો આરંભ થયો, સાથે ગુર્જર હૃદયની સદીઓની અતિતૃપ્ત પરિપૂર્ણ શ્રદ્ધા.

'બુદ્ધિવર્ધક' અને 'અસ્તોદય'નો સંગમ થયો હોવાથી આપણી પ્રગતિ ગંગાજીના પ્રબળ પ્રવાહની જેમ આગળ વધે છે. ગુજરાતી માનસના સમતોલપણાને પરિણામે જૂનું હોય તેનો આપણે નકારાત્મક ધ્વંસ થવા દેતા નથી અને નવું ન જોઈએ એવા સંકલ્પે તાલસ્ય કૂપે આપણે બૂડી મરવા માગતા નથી. ભારતના બીજા પ્રદેશોની સરખામણીમાં આપણે ત્યાં જ્ઞાતિબંધનો શિથિલ થયાં છે અને તજ્જન્ય વિખવાદ ઘણો ઓછો છે.

સ્ત્રીઓ ઘણે અંશે સ્વતંત્રતા અને સમાનતા પ્રાપ્ત કરવામાં આગળ વધી છે. ગીત, નૃત્ય ને નાટકોથી તેઓ સંસ્કાર અને જીવનમાં પ્રફુલ્લતા આણી રહી છે. છતાં તેમણે નથી ઘર સંભાળવું છોડ્યું કે નથી આર્યાનુરૂપ મર્યાદા છોડી.

ગુજરાતી જીવનમાં નીતિ અને ઈશ્વરશ્રદ્ધા કાયમ રહી છે. ભગવાન શ્રીકૃષ્ણ, નરસિંહ મહેતો, સ્વામીનારાયણ, દયાનંદ અને મહાત્મા ગાંધીના આદેશ આપણાં હૈયાં પ્રેરે છે. જગતને પોતાની ચૂડમાં આજે પકડી બેઠેલા જડવાદનું ઝેર ઉતારવાનું આધ્યાત્મિક સામર્થ્ય ગુજરાતમાં હજુ તેવું છે.

( ૬ )

૧૯૧૫થી મારી એક કલ્પના હતી કે ગુજરાતી બોલતી સમસ્ત પ્રજા એક શાસનતંત્રમાં આવે અને ગુજરાત 'એક ને અવિભાજ્ય' બની રહે

કરાચી, રાજકોટ અને જૂનાગઢની પરિષદોમાં પણ એજ કલ્પના વ્યક્ત થઈ હતી. મહાગુજરાત સંમેલને પણ ઠરાવ કર્યો હતો કે ગુજરાતનો—એટલે ગુજરાતી જ્યાં બોલાય છે તે સમસ્ત પ્રદેશનો—મુંબઈ પ્રાંતમાં સમાવેશ કરી દેવો

ગુજરાતી પ્રજાની શાસનીય એકતાની કલ્પના મારા જીવતાં પરિપૂર્ણ થશે કે નહીં તે વિશે મને ખાત્રી નહોતી આજે આપણે મુક્ત કંઠે ઈશ્વરનો પાડ માની શકીએ કે એ શુભ ચોઘડિયું આવી લાગ્યું છે ગુજરાત એક પ્રદેશમાં આવશે, મહાને માટે અવિભાજ્ય રહેશે અને ભારતની પ્રચંડ શક્તિનો સ્તંભ બની રહેશે જે ધ્યેયથી એકત્રીશ વર્ષ પર પરિષદની સેવા કરવા હું તત્પર થયો હતો તે આજે સિદ્ધ થયું

આપણે રાષ્ટ્રધર્મને ગુજરાતની અસ્મિતાનું સર્વોપરિ અંગ માન્યું છે પ્રાદેશિક અભિમાન અને ભાષાવાદી વિભજન-લાલસાથી ભારતને શું વેઠવું પડ્યું છે તેની સાક્ષી આપણા ઇતિહાસના પાનેપાના પૂરે છે તેનું આપણને ભાન છે જો ભારત અવિભાજ્ય રહેશે તો બધા પ્રદેશો તરી જશે જો ભારત ભાંગશે તો કયો પ્રદેશ જીવતો રહેવાનો છે ?

પ્રાદેશિક પુનર્વ્યવસ્થા સમિતિની સૂચનાઓ વિશે આપણા રાજકીય દળોના નેતાઓ અને રાષ્ટ્રનેતાઓ વચ્ચે વાટાઘાટો ચાલે છે એટલે તે વિશે અત્યારે વાક્સંયમ કેળવવો આવશ્યક છે

ભારતનો સૂર્ય મધ્યાહ્ને ચડી રહ્યો છે ત્યારે એક કરોડ ઉપરાંત ગુજરાતીઓ ગૌરવભેર એવો ભાગ ભજવે એવી આશા છે

સિદ્ધિ આત્મબળને વરે છે, સંખ્યાબળને નહીં જેનામાં અખૂટ ઉત્સાહ, અડગ સંકલ્પ અને સર્વસમર્પણ કરવાનો સંકલ્પ હોય તેને તો સફળતા વરેલી જ છે અને જે બડભાગી હોય તેની આ સમિદ્ધિ નહીં થઈ આભજી છે?

( ૭ )

એક અત્યંત વિવાદાસ્પદ પ્રશ્નને છેડું છું મારું સ્પષ્ટ મંતવ્ય છે કે જો ભારતમાં હિન્દી ઉચ્ચતર શિક્ષણનું માધ્યમ દરેક પ્રદેશમાં નહીં થશે તો પ્રાદેશિકતા વધશે અને ભારતની એકતાનો વિધ્વંસ થશે, અને એ માધ્યમ તરીકે સ્વીકારાશે તો બધી પ્રાદેશિક ભાષાઓનો વિકાસ થયા વિના રહેવાનો નથી

સ્વાર્થદૃષ્ટિએ જોતાં પણ જો આપણો કેળવાયેલો વર્ગ હિન્દી સારું બોલી ને લખી શકે નહીં તો તેને ગુજરાત બહાર સ્થાન નહીં રહે શિક્ષણકેન્દ્રોમાં પરભાષાભાષી વિદ્વાનોનો પ્રોત્સાહક સાથ નહીં આપે શાસનકાર્યોમાં આપણે પાછળ રહીશું સર્વોદયના જમાનામાં આપણી સેવાનું ક્ષેત્ર સંકુચિત થઈ જશે અને પ્રાદેશિક ભાષાવાદની અભિવૃદ્ધિ થયા કરશે

વ્યવહાર કે શિક્ષણનું માધ્યમ હિંદી થયે ગુજરાતીના સાહિત્યને પ્રભાવ ઘટશે એ ભય અવાસ્તવિક છે

હિન્દીનો માધ્યમરૂપે ઉચ્ચતર અભ્યાસમાં સ્વીકાર કરવો એ ગુજરાતીના વિકાસ માટે જરૂરનું છે એમ હું માનું છું ગોવર્ધનરામ, નરસિંહરાવ ને નાનાલાલ અંગ્રેજી ને સંસ્કૃત શીખ્યા તેથી ગુજરાતીનો વિકાસ રૂંધાઈ ગયો ? ગાંધીજી, મહાદેવભાઈ ને કાકા કાલેલકરે સંસ્કૃત હિન્દી અંગ્રેજી, મરાઠી ભાષાનો અભ્યાસ ન કર્યો હોત તો વધારે સારી રીતે ગુજરાતીની સેવા કરત ?

ભારતમાં શિક્ષિત વર્ગોને માતૃભાષા, હિન્દી, અંગ્રેજી ને સંસ્કૃત આ ચાર ભાષાનું સારું જ્ઞાન હોવું જ જોઈએ. જેઓ માતૃભાષા-હિન્દી-અંગ્રેજી ઉપરાંત બીજી ભારતીય ભાષા શીખવી જ રહી. જેમણે સાહિત્યની સેવા કરવી છે તેને તો વિવિધ ભાષાઓનું જ્ઞાન અનિવાર્ય છે. ભિન્ન ભાષાઓમાંના સંપર્કથી જ સાહિત્યમાં નવ સૌંદર્ય ને ચમત્કાર, નવપ્રભાવ આવે છે, અને એ અત્યારે ગુજરાતીને ઘણી જરૂર છે.

ભાષા એ દરેક મનુષ્યના વ્યક્તિત્વનું અનિવાર્ય અંગ છે, જેમાં તે ભૌગોલિક, સામાજિક, આર્થિક, સાંસ્કારિક અને સાહિત્યિક બળોનો, અનેક સદીઓના સામુદાયિક પ્રયત્નો વડે ઘડાયેલો, સુંદર ગહન પરિપાક છે. જેમ તેને આપણે વાપરીએ છીએ તેમ તેમ તે આપણને ઘડે છે અને તેમ આપણે ઘડીએ છીએ.

આ કારણથી સંસ્કાર ને રાષ્ટ્રની પુનર્રચનાનો દરેક યુગ કોઈને કોઈ ભાષાના પ્રભાવશીલ વિકાસ સાથે સંકળાયેલો હોય છે. ગુપ્તકાળમાં સંસ્કૃતનો દિગ્વિજય થયો. યુરોપીય રેનેસાંસ સમયે ઇટાલિયનને અને એલીઝાબેથકાલીન ઇંગ્લાંડમાં અંગ્રેજીએ વર્ચસ્વ પ્રાપ્ત કર્યું. તેવી રીતે ભારતની ભાવિ પુનર્ઘટના રાષ્ટ્રભાષા ભારતીના ઉદ્‌ભવ ને વિકાસ સાથે જ સંલગ્ન છે.

આ રાષ્ટ્રભાષાનો વાણો હિન્દી જ થઈ શકે, એમાં તાણો પ્રાદેશિક ભાષાઓનો હશે, અને એનેની એકસૂત્રતા સંસ્કૃત વડે સચવાશે. સ્વતંત્ર ભારતના જીવન અને સંસ્કાર ઘડવાને અને મંડન કરવાને આ ચીર તો આપણે વણવું જ રહ્યું. પણ એ ચીર એક પ્રદેશ, એક વિદ્વન્મંડળ કે એક ભાષાસંપ્રદાયને પ્રયત્ને નહીં વણાય. એના વણનારાઓ તો વાણા ને તાણાનો એક સાથે ઉપયોગ કરનારાઓ જ છે. જેમ જેમ આપણે હિન્દીનો ઉપયોગ કરતા જઈશું તેમ તેમ એમાં સંસ્કૃતનો કથનપ્રભાવ, ગુજરાતીની સરળતા અને સચોટતા, મરાઠીનું માધુર્ય અને તામીલની પ્રૌઢતા આવશે.

જેમ રાષ્ટ્રના સ્વાતંત્ર્યજંગમાં આપણે સામુદાયિક ઉત્સાહ ને વેગથી ઝંપલાવ્યું, તેવી જ રીતે આ કાર્ય કરીશું તો ટૂંક વખતમાં જગતને એક મહા પ્રભાવશાળી ભાષાની [illegible] કરી શકીશું.

(૮)

છેલ્લાં પચાસ વર્ષમાં આપણા સાહિત્યકારોએ ગુજરાતીને સચોટ અને સમૃદ્ધ બનાવી છે. આજે એની અભિવ્યંજનાશક્તિ ભારતની કોઈપણ ભાષાની શક્તિ સાથે સરાસરી કરી શકે છે.

'ભગવદ્‌ગોમંડળે' આપેલો શબ્દસમુચ્ચય ગુજરાતી ભાષાની નિપુણતા બતાવે છે.

સંસ્કૃત અને અંગ્રેજીના સંપર્કથી એનો કથનપ્રભાવ અર્વાચીન આવશ્યકતાને પહોંચી વળે એવો કરવો એ આપણું કર્તવ્ય થઈ પડે છે.

આ કરતાં આપણે ચોખલિયાપણાનો બંધ બાંધી પ્રવાહને રોકવો ન જોઈએ. શબ્દો ને રૂઢોક્તિઓની સમૃદ્ધિ વધારવી જોઈએ. ખાસ કરીને જીવનના હરેક ક્ષેત્રના ગુજરાતી શબ્દો તેમ જ જૂની ગુજરાતીના અને બોલચાલના શબ્દપ્રયોગો વધુ પ્રમાણમાં વપરાશમાં લાવવા જોઈએ. તત્સમ શબ્દોનો ઉપયોગ કરી સંસ્કૃતના નિયમો પ્રમાણે અર્થસૂક્ષ્મતાને યોગ્ય તેમના નવા પ્રયોગો કરવા જોઈએ. અંગ્રેજીના સંપર્કથી જે પ્રયોગો ઉદ્‌ભવ્યા સો વર્ષથી થયા છે તેને સામાન્ય ભાષામાં વપરાતા કરવા જોઈએ. સાથે આજની સાધનવિપુલતા અને વૈજ્ઞાનિક જરૂરિયાતોને પહોંચી વળવા પરભાષાના અર્થવાહી શબ્દોનો છૂટથી ઉપયોગ કરવો જોઈએ.

આમ નવા શબ્દો ને પ્રયોગો સંસ્કારી સમાજની ભઠ્ઠીમાં તવાઈ વપરાશમાં બહાર પડશે ત્યારે તે વાગ્વ્યાપારમાં સ્થાન પામી શકશે.

સાથે ગુજરાતી ઉચ્ચારણ શુદ્ધ અને એકધારું કરવાની અગત્ય છે. દરેક શિક્ષકના મુખે જુદું ઉચ્ચારણ થાય ત્યાં ભાષા કેમ ઉદ્ધરે? અને એવી જ શુદ્ધિ આખું [illegible], તો ભાષાવિકાસ [illegible] ગુજરાતી ભાષાનો વિકાસ, તો [illegible] સાહિત્યની માગ વધવાની. જેમ શિક્ષણની સંસ્થાઓ વધશે તેમ સરસ સાહિત્યની ભૂખ પણ ઉઘડવાની.

આ પરિસ્થિતિને પહોંચી વળવા જૂના સાહિત્યના અપ્રગટ પુસ્તકોનું મુદ્રણ આપણે હાથ પર લેવું જોઈએ તેથીય વધારે આવશ્યક તો પ્રગટ થયેલા જૂના સાહિત્યનું વૈજ્ઞાનિક સંશોધન અને આપણા સાહિત્યકારોની અપ્રગટ કે અપ્રાપ્ય કૃતિઓની આવૃત્તિઓ બહાર પાડવી એ છે. અફસોસની વાત એ છે કે ગોવર્ધનરામની બધી અંગ્રેજી ને ગુજરાતી કૃતિઓ સળંગ રીતે છપાઈ નથી અને નાનાલાલની પાંત્રીસ હજાર શ્લોકની 'હરિસંહિતા' વણછપાયેલી સડે છે.

અનુવાદો પાછળ પૈસા વેરવી દેવામાં અર્થ નથી. જો એમ કરવાનું મન થાય તો યુનિવર્સિટીએ લાખો રૂપિયા ખરચી કરેલા નિષ્ફળ પ્રયોગોની કથા [illegible] વિસ્તાર કરો હોય તો આપણા સાહિત્યકારો અને પ્રાધ્યાપકોએ અનુભવસિદ્ધ, મૌલિક ગ્રન્થો રચવા જ રહ્યા.

( ૯ )

જ્યાંસુધી સાહિત્ય ને સંસ્કારને માટે ગુજરાતીઓના હૃદયમાં પ્રેમ અને માન ન ઉદ્ભવે ત્યાંસુધી આપણાં જીવનનાં વહેણ ઉપરછલ્લાં જ રહેવાનાં.

એ પ્રેમ અને માન ગુજરાતના હૃદયમાં છે? નર્મદ ને ગોવર્ધનરામની જયંતી સમસ્ત ગુજરાતે ગામે ગામે ઊજવી સાંભળી છે? નડિયાદમાં ગોવર્ધનરામનું ભવ્ય સ્મૃતિમંદિર કોઈ ઠેકાણે નજરે ભાળ્યું? સમસ્ત ભારતના વિદ્વતશિરોમણિ ગુજરાતી હેમચંદ્રનું ક્યાય નામ કે નિશાન દીઠું?

ભગવાન સોમનાથનો મહોત્સવ આવતી કાર્તિક પૂર્ણિમાએ પ્રભાસમાં [illegible] એ કેટલા જાણે છે? જે જાણે છે તેમાંથી કેટલાની કલ્પના ઉત્તેજિત થઈ છે? કેટલા જવાની ઉત્કંઠા ધરાવે છે?

ગુજરાતના વિશ્વકર્મા જયસિંહદેવ સિદ્ધરાજનું જન્મસ્થાન પાલણપુર [illegible] અપૂજ પડ્યું છે. ત્યાં હજી સુધી ભવ્ય સ્મૃતિમંદિર રચવાનું કોઈને સૂઝ્યું નથી.

ગુજરાતને 'કૃષ્ણચંદ્રની કૌમુદી સરખો' ઉજ્જવલ ગણનારાઓમાંથી કેટલાં જણે 'દેહોત્સર્ગના' પરમ ધામનાં દર્શન કરી કૃતાર્થ થયા છે? તો પછી ત્યાં સુયોગ્ય સ્મરણમંદિર રચવાનું, તો કોને મનાવાય?

એક વાત ભૂલશો મા. ભૂતમહત્તાનાં લોકસ્મરણોમાં વર્તમાન સામુદાયિક [illegible] અને ભાવિ સાફલ્યનાં મૂળ છે. જો એ મૂળિયાં સૂકાવા દેશો તો ગજેગ્રહ; ને નથી થવાનો [illegible] અને એમ જો થશે તો સાહિત્યને પ્રેરણા શાની મળશે?

ગુજરાતના સર્જનહારોનાં સ્મરણો તાજાં રાખવાની ટેવ રાખો. આપણે ગુજરાતની [illegible] ખોરાં ખણગાં ફૂંકવાં શા અર્થનાં? આપણી કરોડોની ધનદોલત જ્યાં પિતૃઋણ આપણે નથી ચૂકવ્યું એટલે પરિણામ તો નીચું જોવું જ રહ્યું.

(૧૦)

ત્રીસ વર્ષ પૂર્વે મેં રોમેન્ટીક સાહિત્ય અને પ્રણાલિકાબદ્ધ સાહિત્ય વચ્ચેનો ભેદ વર્ણવ્યો હતો. પ્રણાલિકાબદ્ધ સાહિત્ય અંતરોર્મિથી અલગ એવો કોઈ એક ઉદ્દેશનું વાહન સ્વીકારે છે. ઘણી વાર તે ધર્મભાવ પ્રેમી - નીતિબોધક થવા માગે છે, કોઈ વાર શિષ્ટ ગણાતા સાહિત્યના અનુકરણને વિસારે મૂકી એ બંધન મુક્ત થઈ શકતું નથી. આજના જમાનામાં સાહિત્યની દૃષ્ટિએ ઉપયોગિતા હોવી જોઈએ એવું ધોરણ લગભગ સર્વમાન્ય થઈ પડ્યું ?

પણ રોમેન્ટીક સાહિત્યને આવા કોઈ ધોરણ સાથે સંબંધ નથી. અંતરના ઊંડાણોને વ્યક્ત કરવામાં એની સફળતા રહી છે. એનો સર્જનહાર નિસ્સંકોચ આત્મકથનમાં પોતાનું સાર્થક્ય સમજે છે.

આ રોમેન્ટીક સાહિત્ય અર્વાચીન કાલખંડ (Modern Age) ની વિશિષ્ટતા છે. એનાથી પ્રેરાઈ છેલ્લી સદીમાં આપણે ઘણું સાહિત્ય સર્જ્યું છે. નર્મદ આપણો પહેલો રોમેન્ટીક. પણ એના સ્વભાવમાં સૂક્ષ્મતા ને માર્દવ નહોતા, વળી એની દૃષ્ટિ સરસતાયુક્ત નહોતી. અતિશયોક્તિભર્યા કથનો એને સ્વાભાવિક હતાં. જ્યાં માનવહૃદયનું માર્ગદર્શન સીમાડામાં તે રમતો. એ સાહસી હતો. અજાણ્યે પંથે જવાનો એનામાં ઉત્સાહ હતો. જ્વાલામુખી પર જઈ ઊભા રહેવાની એનામાં ધૃષ્ટતા હતી. એથી એ આપણા અર્વાચીનોમાં આદ્ય હતો.

અર્વાચીન સાહિત્યનું ખરું ક્ષેત્ર માનવહૃદય જ છે એ સત્યને આપણા સાહિત્યકારોએ સ્વીકારી આપણા સાહિત્યમાં નવી દૃષ્ટિ આણી.

ગોવર્ધનરામ વિશે મેં કાંઈક વિસ્તારથી કહ્યું. પોતાના હૃદયના ધબકારા સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરીના હૃદયોમાં એમણે સાંભળ્યા ને આપણને સંભળાવ્યા. પોતાના હૃદયના દ્વાર એમણે ખોલી નાખી આપણને આપણા હૃદયમાં વિહરતા કર્યા અને તેથી એમની સર્જકતાએ અર્વાચીન ભારતીય સાહિત્યમાં નવું સીમાચિહ્ન ઊભું કર્યું.

નરસિંહરાવ, કાન્ત અને કલાપીએ પોતાના હૃદયના દ્વારપટ વધારે ખોલ્યા અને આપણા હૃદયના સામ્રાજ્યની સીમા પણ વિસ્તૃત બનાવી. નાનાલાલે હૃદયના સુકુમાર સ્પંદનોને શબ્દસૌંદર્ય વડે આહ્લાદજનક બનાવ્યા. ગાંધીજીએ પોતાની આત્મકથામાં અંતરના મંથનો અને વૃત્તિઓને નગ્નરૂપે વર્ણવી રૂસોના આત્મકથનોની સરસાઈ કરી.

રોમેન્ટીક સાહિત્યના આ આદ્ય દ્રષ્ટા રૂસોએ પોતાના 'આત્મકથનો'માં આ નવી દૃષ્ટિને સ્પષ્ટ કરતું એક સૂત્ર ઉચ્ચાર્યું છે 'Moi Seul'—'માત્ર હું જ', હું જેવો છું તેવો જ. જેવા મારા ભાવો ને ઊર્મિમંથનો છે તેનું જ હું દર્શન કરાવીશ, અને એવા જ દર્શનમાં તમને તમારું હૃદય દેખાશે.

માનવી માત્રનું હૃદય સાગર છે. એમાં ઉચ્છ્વાસમય તરંગો ઊઠે છે. ભભકરંગી મત્સ્યો ને પ્રવાલદ્વીપો પણ છે. દેવકન્યાનું હોય એવું સુમધુર સંગીત એનો પ્રાણ છે. જ્યાં એમાં વિકરાળ શિશુમારો, ઝેરી જંતુઓ ને ઘુઘવાતા ભંવરો પડ્યા છે. સાગર એના તરંગો પર મનુષ્યને ઉછાળી શકે છે અને એના ઘુઘવાતા ઊંડાણોમાં ડુબાવી પણ દે છે.

એ સાગરના ઊંડાણો નીરખવા અને એના સુંદર ને ભયંકર તરંગોને પ્રતિબિમ્બિત કરવા, આ દૃષ્ટિ સાહિત્ય સ્વીકારે છે તે જ પળે પ્રણાલિકાબદ્ધ સાહિત્યે હૃદય પર કરેલો ડાકપિછોડો ખસી જાય છે અને

સાહિત્યપ્રકાર વચ્ચેનો ભેદ ખુણો થઈ જાય છે અને અર્વાચીન સાહિત્યની મર્મભેદક મોહિનીના વચ્ચો સાહિત્યકારોને સમ નથ છે

( ૧૨ )

આ દષ્ટિ માત્ર અર્વાચીન સાહિત્યમા જ છે એમ નથી અર્વાચીન માનવીએ સમસ્ત જીવન,પર જ નવી દષ્ટિ કેળવી છે તેનુ એ અગ છે અને તે જ માનવસંસ્કૃતિના પુરાણા કાળખડથી આપણા અર્વાચીન કાળખડને જુદો પાડે ·

આ દષ્ટિ નીડર છે કે જીવન એ જ પરમ સત્ય છે માનવહૃદયમા રગભર, વૈવિધ્યપૂર્ણ આનદ વૈભવ Vivid richness of the life–આવે અને સુક્ષ્મ સ્વાનુભવશક્તિ દરેક અનુભવના રસમા તલ્લીન બની જાય તો આ સત્ય સિદ્ધ થઇ શકે છે

એ વૈભવ પર દરેકનો હક થાય કે એને વિ ત કરવામા આવે ત્યારે જીવન અસ પ ન ન થાય

આ અર્વાચીન દષ્ટિ એવી સમાજવ્યવસ્થા રચના માગ છે કે જેથી દરેક મનુષ્યને આતર વૈભવ સુગમ બને આ જ સર્વોદય સમાજસેવા, લોકશાસન કે કલ્યાણશાસન ( Welfare State ) ની ઉગ્ર જરૂરીયા થાય તે માટેના માત્ર સાધનો છે

જ્યારે આ સત્યના દર્શન થાય ત્યારે માનવીની આત્મસિદ્ધિ થાય છે ત્યારે એને અપૂર્ણતાની ઝાખી થાય છે, પરલોકમા નહી આ લોકમા, સ્વભાવના દમનથી નહી પણ તેના ભાસનામાં પરિવર્તનથી

કોઈક વાર આ આતર વૈભવ નિર્મળ ને ભવ્ય બની ઉલ્લાસની પરાકાષ્ઠાએ પહોચે છે ત્યારે નૈસર્ગિક હોય તે આધ્યાત્મિક થાય છે ને આધ્યાત્મિક હોય તે નૈસર્ગિક બની જાય છે એમ થતા ઇશ્વરનુ મનુષ્યમા અવતરણ થાય છે, અને તેને બળે સમસ્ત માનવો આતર વૈભવથી સમૃદ્ધ બને છે અનાદિ કાળથી યોગીઓ, ભક્તો ને ચિંતકો એ જ વૈભવને કેળવી, એના વિકાસની પરાકાષ્ઠાએ પહોચી પોતાનામા અને જગતમા ઇશ્વરનો આવિર્ભાવ જોતા આવ્યા છે

આજના જમાનામા આવા વૈભવનુ સાહિત્યમા દર્શન કરવુ દુર્લભ બનતુ જાય છે, નાણા વગેરે આડે મહાભય આવીને ઊભો છે અને ઘણીવાર તે સાહિત્યકારની સ્વાનુભવશક્તિને દબાવી નાખે છે

સામાન્ય રીતે સાહિત્યના પ્રચાર અને સરસતાનો આધાર તત્કાલીન વાચકવર્ગની રુચિ ને ગ્રહણશક્તિની મર્યાદા ઉપર રહે છે ઘણી વખત શિક્ષિત અને સસ્કારી રુચિ વર્ગમા રુચિભિન્ન થયો હોવાથી સાહિત્યનો વિકાસ સકુચિત બની જાય છે બાણને ' કાદમ્બરી ' રચના તેના સમયના આદર્શ ભાષાના રુચિને સતોષવા અટપટો ભાષાપ્રયોગ અનિવાર્ય થઇ પડ્યો

આ જમાનામા રસિક રાજવીઓ ચાલ્યા ગયા છે તેમના દરબારમા પોષાતા વિશિષ્ટ સાહિત્યમાન પણ સાથે ગયા વિદ્વાન કે અભ્યાસી રસિકોના અભિપ્રાય પર હવે પુરસ્કાર અવલબતો નથી. આજે સામાન્ય વાચકોની સખ્યા ઝૂકે ને ઝપાટે વધતી જાય છે અને પુરસ્કાર આપવાની શક્તિ તેમની પાસે આવી છે એ સમુદાય નથી રસિક ને નથી સપન્ન બુધ્ધિનો

વળી રાજ્યસત્તાના હાથમાં પોતાની નીતિને અનુકૂલ સાહિત્ય પ્રસારવાની ને પોષવાની નિ:સીમ શક્તિ આવી પડી છે, એટલે સાહિત્યસર્જન તેના પ્રચારનું માત્ર સાધન છે એમ જાણ્યે અજાણ્યે સાહિત્ય સ્વીકારી લે છે

આ બધાના ફલસ્વરૂપ સાહિત્યના આદર્શ ને ધોરણ બન્ને અધોગત થતા જાય

સુન્દરતાનો સાક્ષાત્કાર કરવાની જેને વાંછના છે તેને આ પડદો છેદવો જ પડે છે સમસ્ત સંસારની અમર સાહિત્યકૃતિઓનું સેવન કરી અનતમાન સુધી સ્વીકાર્ય બને એવા સર્જનનો તનસાટ કેળવે તે જ સાહિત્યકાર આ કરી શકે છે

કલાકારોને ઈશ્વરે સમૃધ્ધ આંતર વૈભવ આપ્યો છે તે જ તેમની જીવનયાત્રાને સફળ કરવાનું ક્ષેત્ર અને સાધન બન્ને છે

તેથી જ કલાકારોને કહું છું કે એનો છેહ કરશો નહીં એના પર કોઈને જકડી બાંધવા દેશો નહીં એને કલાસ્વામીઓની ઉષ્મા આપજો અનુભવના આંસુથી એના પર જલસિંચન કરજો ગરીબીથી ગભરાશો નહીં તૃપ્તિથી વિમુખ રહેજો જગતના પ્રલોભનો ને ડરામણોથી બેપરવા બનજો

સૂક્ષ્મ બનેલી સ્વાનુભવશક્તિથી સમૃદ્ધ થયેલા તમારા આંતર વૈભવને નગ્નરૂપે ને નિસ્સંકોચપણે સાહિત્યમાં મૂર્ત કરજો આત્મશ્રધ્ધાથી ચળશો નહીં

આમ મૂર્ત થયેલું તમારું સાહિત્ય હૃદયોને નવપલ્લવિત કરશે અને માનવીઓને અપૂર્વ થવાનું સામર્થ્ય આપશે ભલે જગત તુમે કે અવગણે પણ તે જ સાહિત્યકારને આત્મસિધ્ધિના શિખર પર લઈ ગયા વિના રહેશે નહીં

આવું સાહિત્ય ગુજરાતમાં સર્જાય એ જ પ્રાર્થના અત્યાર કરું છું, અને છેલ્લી પળે જ્યારે મારા નિશ્ચેતન હાથમાંથી લેખણ સરી પડશે તે વખતે એ જ પ્રાર્થના કરીશ

**शिवास्ते पन्थान सन्तु**



# સાહિત્ય વિભાગ

## – કવિની સાધના –

### શ્રી ઉમાશંકર જોષી

આપણે જેમની શતાબ્દીને પ્રસંગે મળ્યા છીએ તે સાક્ષરવર્ય ગોવર્ધનરામનું નામસ્મરણ કરતાં જ, એમણે એક સારસ્વત તરીકે ગંભીરભાવે કરેલી સાધનાનું સ્મરણ થાય છે. જાણેની વકીલાત જેવો ધંધો, જેમાં માણસ જેમ મૃત્યુ નજીક જતો જાય તેમ એની આવક વધુ ને વધુ વધતી જાય, એને ચાલીસેક વરસની ઉમરે ભરયુવાનીમાં વાઙ્મયસેવા માટે અને તે દ્વારા દેશ અને આત્મા પ્રત્યેનો ધર્મ બજાવવા માટે તિલાંજલિ આપવાનો સંકલ્પ એમણે કર્યો હતો, અને ૪૩ વરસની વયે એને અમલમાં પણ મૂકી શક્યા હતા. એ સુવિદિત છે. વીસ વરસની ઉમરે આવો સંકલ્પ કરનાર વ્યક્તિએ એ જાતની સાધનામાં કોઈ વિશેષ આકર્ષણ જરૂર અનુભવ્યું હશે. શક્તિ કે સિદ્ધિની તુલનાનો ખ્યાલ નથી, અહીં એ પ્રસ્તુત નથી, પણ માનસસંધારણની બાબતમાં ગોવર્ધનરામનું જે અંગ્રેજ મહાકવિ સાથે નીકટનું સામ્ય છે તે મિલ્ટન ત્રેવીસ વરસે આત્મનિરીક્ષણ કરતાં પોતાની વસન્ત મોડી ઊગી અને પલ્લવપુષ્પે લચી નહિ અને આન્તર પરિપક્વતા (inward ripeness) નું તો નામનિશાન નથી દેખાતું એની નોંધ લે છે પણ એનું હૃદય આશા-આશ્વાસન ઉપર આવીને વિરમે છે. બધું જ છે, જો એને એ રીતે યોજવાનો અનુગ્રહ હું પામું:

All is, if I have grace to use it so,
As ever in my great task Master's eye

સાથે સાહિત્ય સેવા છે અને એની આગળ કામનો જેનો હિસાબ ચૂકવવાનો છે એની જ્યનદૃષ્ટિની ઘેરી છાયા હેઠળ, આપણને મળેલી નાની મોટી શક્તિને યોજવા આપણે હરદમ તત્પર રહેવું જોઈએ. પોતે અંધ બને છે ત્યારે પણ એની આત્માની એક માત્ર ચિંતા પોતામાં નિહિત થયેલી પણ વણવપરાયેલી રહેલી 'શક્તિ'ને 'મારા માલિક'ની સેવામાં યોજીને હિસાબ ચૂકવવા અંગે છે:

And that one Talent, which is death to hide,
Lodg'd with me useless, though my Soul more bent
To serve therewith my Maker, and present
My true account.

અને જીવનના આરંભમાં કહ્યું હતું કે 'કદાચ હું પાછળના જમાનાઓ માટે એવું કાંઈક લખીને મૂકી જાઉં, જેને તેઓ સ્વેચ્છાથી મરવા ન દે (...I might perhaps leave something so written to after times, as they should not willingly let it die)'— એ પ્રમાણે યુગયુગની માનીતી મહાકાવ્ય આદિ રચનાઓ તેઓ પોતાની પાછળ મૂકતા પણ ગયા છે.

આ જાતની સાધનામાં માનવપુરુષાર્થનો એક પ્રકારવિશેષ જોવા મળે છે.

કવિ જ નહિ, કળાકાર માત્ર (અહીં કવિ શબ્દ વ્યાપક અર્થમાં જ યોજ્યો છે) કઈ ને કઈ સાધનામાં તત્પર થયો હોય છે, જેને લીધે એ બીજા જીવનસાધકો કરતાં જુદો પડે છે. એવી એની સાધનામાં

યું છે, જેને લીધે એ જુદા પડે છે? બધા કળાકારોમાં અનેક રીતે ભિન્નતા હોય છે, પણ દરેકમાં કળાકાર હોવાપણું હોય છે, તે શાને લીધે? કોઈ સંત હોય, કોઈ નાપિનાત્મા હોય, કોઈ વ્યવહારુ હોય, કોઈ બેખબર હોય, કોઈ પંડિત હોય, કોઈ ચાર ચોપડી જ ભણેલ હોય—સઘળામાં કવિ હોવાપણાનો સામાન્ય અંશ તે શા પ્રકારનો છે? બીજા શબ્દોમાં, તમે સજ્જન હો, શૂર હો, ચિંતક હો, અધ્યાત્મજ્ઞાની હો, વિદ્વાન શાસ્ત્રજ્ઞ હો, અને છતાં તમારી રચના કવિતાની કક્ષાની ન હોય, જ્યારે બીજો માણસ પૂરો સજ્જન દેખાતો ન હોય, ભારે શૂરવીર કે ચિંતક ન હોય, તમારા જેવો અધ્યાત્મજ્ઞાની કે વિદ્વાન શાસ્ત્રવિત્ ન હોય અને તેમ છતાં એની રચના તમારી રચના કરતાં ઊંચી એટલે કે કવિતાની કોટિએ પહોંચે એવી હોય, એમ બને. સજ્જન, શૂરવીર, ચિંતક, અધ્યાત્મજ્ઞાની કે શાસ્ત્રવિત્ થવાથી સાધના કરતાં જુદી—એ સાધના ઉપરાંત કલાકારની સ્વતંત્ર—સાધના હોવી જોઈએ એનું સ્વરૂપ કેવું હશે?

કાવ્ય અથવા તો કોઈ પણ કળાકૃતિ આપણને તૈયાર રૂપે મળે છે. તેની પાછળની સાધનાનો ખ્યાલ કેટલોક તો કળાકારોની પ્રત્યક્ષ કામગીરીમાંથી આપણે મેળવીએ છીએ અને કેટલોક—મોટા ભાગનો—અનુમાનથી મેળવવા પ્રયત્ન કરીએ છીએ. રવીન્દ્રનાથના હસ્તાક્ષરમાં છપાયેલ એમના કાવ્યનો પ્રથમ ખરડો અને એમાં સ્વહસ્તે એમણે સુધારા કરીને એને આપેલો અંતિમ આકાર એ જોઈને અથવા આવૃત્તિએ આવૃત્તિએ કેટલાક કવિઓ પાઠ ફેરવતા હોય છે તે જોઈને કાવ્યના બાહ્ય દેહ અંગેની સાધનાનો અણસારો આપણને મળે છે. કીટ્સ કહે છે, ઝાડને પાંદડાં આવે છે એમ કવિને કવિતા આવવી જોઈએ. પણ એ ઉપરથી કોઈ એમ માની બેસે કે કવિને પાંદડાં અંગે કાંઈ કરવાનું રહેતું નથી, તો એ ભાગ્યે જ બરાબર હોય. માઈકલ એંજેલો પહોંચ્યા હોય ને મનમાં કાંઈક સૂઝી આવતાં લિયોનાર્દો દ વિન્ચી પાછા મિલાનનો લાંબો માર્ગ કાપીને 'અંતિમ ભોજન'ના ચિત્રમાં એકાદ પીંછી ફેરવી આવતા.

કળાકારને બાહ્ય આકાર ઉપર કામ કરતો આપણે જોઈએ છીએ, પણ એટલામાં જ એની સાધનાનો અંત આવતો નથી એ સ્પષ્ટ છે. આ ચિત્ર કે આ કાવ્ય કરવાનું એને સૂઝ્યું ક્યાંથી? અને જે સૂઝ્યું તેને આ આકાર આપવા માટેની સામગ્રી જગતમાંથી—જીવનમાંથી એણે આત્મસાત્ કરી શી રીતે? અહીં આપણે અનુમાનો કરવાં પડે છે અને કવિઓ—કળાકારો પોતે આના જે જવાબો આપે છે તે પણ અનુમાનના પ્રકારના જ હોય છે. આ સંબંધમાં કવિતા લખનારે અમુક વાત કરી માટે જ તે સ્વીકારી લેવી એ ઠીક નથી—અલબત્ત, હું પણ જો કાંઈ અંગત અહેવાલ આપું તો એને પણ આ વાત લાગુ પડે જ છે. અને જોગાનુજોગ હું પણ આ જાતનો એક અહેવાલ આપી બેઠો છું. સત્તર વરસની ઉંમરે આબુની ગિરિમાળા પાસેથી હું સંદેશ લઈ આવ્યો હતો 'સૌન્દર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે' રૂપક ખંખેરી નાખીને જોઈએ તો આમાંથી એટલું સમજાય છે કે કલાકારે બહારથી કશુંક ગ્રહણ કરવાનું છે અને એને પાછું બહાર રજૂ કરવાનું છે. પણ આ બે પ્રક્રિયાઓ વચ્ચે મોટી તપાસવા જેવી વસ્તુ તો એ છે કે અંદર સંચિત થયેલી સામગ્રી અમુક પ્રકારે, સ્વરૂપે, બહાર રજૂ થઈ એ રૂપ બાંધવાની પ્રક્રિયા શી જાતની હશે?

ટૂંકામાં, કાવ્યના અનુભવ ઉપરથી કવિની સાધનાનાં ત્રણ સોપાન ખાસ લક્ષ ખેંચે છે : ૧. કવિ જગતના પદાર્થોનું વિશેષભાવે ગ્રહણ કરે છે, ૨. કવિની ચેતનામાં સંચિત થયેલી એ સામગ્રીનું કોઈ પ્રક્રિયાથી રૂપ બંધાય છે, અને ૩. એ રૂપને કવિ યથાતથ શબ્દસ્થ કરવા મથે છે.

ઉપર સૂચવ્યું છે તેમ મુખ્યત્વે કાવ્યકૃતિ ઉપરથી જ કવિની સાધનાનો વિચાર કરવાનું શક્ય છે પણ એનો વિચાર કરીએ તો આરંભમાં જ કોઈ પ્રશ્ન ઉઠાવનાર નીકળે—એવા કેટલાક મિત્રોને હું જાણું પણ છું—

આ કવિઓની જરૂર જ શી છે ભલા, કે એમની સાધના સમજવામાં પડીએ વળી? પણ એવો પ્રશ્ન ઉઠાવવા માત્રથી કવિઓનો કાંકરો નીકળી જઈ શકતો હોત તો તો સારું. ગામના ત્રાહિત માણસો એવો પ્રશ્ન પાછળના કારણો, હોમર વગેરે ભાગવાના જ સદ્‌ભાગ્યે કવિઓથી વાજ આવેલા ચિંતકોની કદી ખોટ રહી નથી. અઢી હજાર વર્ષ પૂર્વે કવિઓથી નારાજ થનારાઓ હતા. પ્લેટોએ જોરદાર તહોમતનામું ઘડ્યું ત્યારથી એ પ્રવૃત્તિ કદી અટકી નથી. પ્લેટો આદિની હોમર આદિ કૃતિઓના અવલોકન ઉપરથી અને કવિઓની કામગીરી ઉપરથી ઘડાઈ છે એટલે એનો પરિચય કરતાં કવિઓની જરૂર છે કે કેમ એ વિશે તો પ્રકાશ પડશે જ (એનો નિર્ણય છેવટે જતા કરીશું), પણ એમાંથી કવિઓની વિશિષ્ટ સાધનાનો પણ ખ્યાલ એવો અણધાર્યો મળે, અને કવિઓની સાધનાનો માર્મિક ખ્યાલ કવિઓના વિરોધીઓ દ્વારા મેળવવો એ રીત પણ ?

પ્લેટોએ કાવ્ય આદિ કળાઓ સામે જે કહ્યું છે તેમાંથી ત્રણ વાંધા તારવી શકાય છે. પહેલો અને મુખ્ય વાંધો એ છે કે કવિની સૃષ્ટિ મિથ્યા છે, ભ્રમણા છે, અસત્ય છે. એ દાખલો આપે છે: સુતાર જે ખુરશીઓ ઘડે છે તે બધી એક આદર્શ ખુરશીની અથવા ખુરશીના ખ્યાલ (Idea)ની નકલો છે, એટલે સત્યના આભાસો, અનુકરણો છે. હવે ચિત્રકાર આ ખુરશીનું ચિત્ર કરે એ તો અનુકરણનું પણ અનુકરણ, નકલની પણ નકલ થાય અને સત્યથી બે કક્ષા દૂરની વસ્તુ ઠરે. અર્થાત્ કવિતા 'સત્યજ્ઞાનથી વેગળી' છે. ('કાવ્યમીમાંસા'માં રાજશેખર કાવ્ય સામે જે ત્રણ વાંધાઓનાં અવતરણ આપે છે તે પણ પ્લેટોના વાંધાઓના જેવા જ હોઈ એનો ઉલ્લેખ પણ અહીં તે તે પ્રસંગે કર્યો અસ્થાને નહિ લેખાય.) असत्यार्थाभिधायित्वान्नोपदेष्टव्यम् काव्यम् ।

બીજો વાંધો છે નૈતિક. હોમર દેવોની પણ અનીતિભરી વાતો કરે છે. ઝ્યુસને હેરા લલચાવે છે, એ જાતના અનીતિપ્રસંગોનું એ આલેખન કરે છે. પરલોકનું એ ગ્લાનિભર્યું ચિત્ર આપે છે, જેની લશ્કર ઉપર વિપરીત અસર પડે. એ કહે છે: ઝ્યુસના બારણા આગળ બે કુંભ છે, એક સત્‌નો અને બીજો અસત્‌નો. કોઈને એ બંનેમાંથી મિશ્રણરૂપ જીવન મળે છે તો કોઈને માત્ર અસત્‌ના કુંભમાંથી, પણ કોઈને ય સત્‌ના કુંભમાંથી મળતું નથી. આમ કવિઓ સત્‌ના નહિ પણ અસત્‌ના ગાયકો છે. असदुपदेशकत्वात्तर्हि नोपदेष्टव्यं काव्यम् ।

ત્રીજો વાંધો કવિઓની બેફામ ઉન્મત્તતા સામે, અને એમને હાથે આલેખાતા અવિવેક અને અસભ્યતા સામે છે. પ્લેટો કહે છે કે કવિતા એ પ્રકારનો કેફ છે અને એ કેફ પોષે છે આત્માના નિમ્નતમ, નિકૃષ્ટ અંશો—રાગાવેગો. તેને એ કદી બહેકાવે છે. કવિઓ બુદ્ધિનો તિરોભાવ થાય એવી આત્મવિસ્મૃતિની પ્રમત્તાવસ્થામાં જ સર્જન કરી શકે છે અને એમની અસર નીચે લોકોના રગેરગ વકરે છે. કવિતામાં મિત્રોના મૃત્યુ પાછળના હૈયાફાટ રુદનો આવતાં હોય છે અને દેવો જેવાઓને તે હસતા બતાવાય? કેવી નાસમજી ને અસભ્યતા! असभ्यार्थाभिधायित्वान्नोपदेष्टव्यं काव्यम् ।

ગ્રીક લોકોને જીવનમાં ત્રણ મૂલ્યો વહાલાં હતાં: सत्यम्, शिवम्, सुन्दरम्. પ્લેટોએ સૉક્રેટીસના 'જ્ઞાન એટલે સદાચાર-શીલ' (Knowledge is virtue)—એ મંત્રનો પુરસ્કાર કર્યો. જ્ઞાન દ્વારા સત્યની સાધના, સદાચાર દ્વારા શિવની. આ બંને સાધનાઓ, પ્લેટોને પોતાને 'આદર્શ રાજ્ય'ની એ કલ્પના કરી હતી તેને માટે અનિવાર્ય હતી, બલ્કે એમને મન એકરૂપ હતી. વ્યષ્ટિ તરીકે માણસ જ્ઞાનનો—સત્યનો સાધક હોય, અને સમષ્ટિના અંગ તરીકે શીલનો—શિવનો ઉપાસક હોય. આવી જ્ઞાની, અને તેથી સદાચારી, વ્યક્તિઓનું 'આદર્શ રાજ્ય' બનેલું હોય. આમાં, 'સુન્દર'ની સાધનાનો અવકાશ એમને મન ખાસ રહ્યો નહિ. બલ્કે સુન્દરને સત્ય અને શિવને આઘાત પહોંચાડનાર તત્ત્વ તરીકે એમણે જોયું. એને જ ...

સુન્દરના ઉપાસક કવિની સાધના સત્યથી દૂર લઇ જનારી છે એમ નિરૂપવામા પ્લેટોની જે ભૂલ થતી હતી તે એના શિષ્ય ઍરિસ્ટોટલે હળવેકથી સુધારી આપી કવિની સૃષ્ટિ મિથ્યા નથી, પરન્તુ ઇતિહાસ કરતા વધુ તત્ત્વનિષ્ઠ છે એમ ઍરિસ્ટોટલે કહ્યુ ઍરિસ્ટોટલ એ ઍરિસ્ટોક્લીસ કરતા વધારે વાસ્તવિક ?

કવિ એ માત્ર અનુકૃતિ આપતો નથી ચિત્રકારનો માત્ર હાથ અનુકૃતિ કરી રહ્યો હોતા નથી, એના આખૂય ભીતર એ હાથને પ્રેરી રહ્યુ હોય છે અને અનુકૃતિમા ઊતરવા મથી રહ્યુ હોય છે ચિત્રમા માત્ર બાહ્ય જગતનો પદાર્થ જ ઊતરતો નથી, કળાકારનુ અતરગ પણ ઊતરતુ હોય છે કળાકારનુ અતરગ–લાગણી ભાવના આદિ સવિત્–તત્ત્વ એ પણ કલાકૃતિમા ઊતરેલી એક વાસ્તવિકતા છે એ વાત પ્લેટોએ લક્ષમા લીધી જ નહિ બાહ્ય જગતની છબી આપણી આગળ ચિત્રથાથી કરી આપવા સમર્થ હોય એવી એ આખ છે એક ફોટોગ્રાફની આવળી આખ બીજી કળાકારની પ્રતિભાની આખ કોઈ એક ગિરિનિર્ઝર સામે આપણે ઊભા છીએ ફોટોગ્રાફની અધ આખ એનુ હૂબહૂ ચિત્ર આપે એમા યથાતથ ગિરિનિર્ઝર હોય, જ્યારે કળાકાર ચિત્ર આલેખે તો એમા ગિરિનિર્ઝરનુ યથાતથ સ્વરૂપ જળવાય ન પણ હોય બાહ્ય જગતનુ યથાતથ્ય એ જ માત્ર ઇષ્ટ હોય તો તો કળાકારના પ્રતિભાચક્ષુ કરતા ફોટોગ્રાફનુ જડ નેત્ર વધારે શ્રદ્ધેય ઠરે. પણ ચિત્રકારના ગિરિનિર્ઝરમા માત્ર બહારના યથાતથ દર્શનની આકાક્ષા આપણને નથી. એ નિર્ઝરના કિલ્લોલમા, પછડાટમા અમળાટમા, ઉછાળામા કળાકારની–અને આપણી પણ–ચેતના તે તે સ્વરૂપ ધારણ કરી સમગ્રમા થતા જીવનના કોઈ વિશિષ્ટ દર્શનથી ગાયતી હોય છે બાહ્ય દૃશ્યની મદદથી કળાકારની ચેતના એક વિશિષ્ટ આકાર પામીને આપણા ભાવને સ્પર્શે છે અને એવા ભાવોદ્બોધન દ્વારા કળાકારને લાધેલા કોઈ વિશિષ્ટ દર્શનના યથાતથ્ય–સત્ય સાથે આપણી ચેતનાને એકરૂપ કરે છે કળાનુ યથાતથ્ય માત્ર બાહ્ય જગતનુ યથાતથ્ય નથી, કળાનુ સત્ય એ તો કળાકારના દર્શનનુ સત્ય છે બાહ્ય જગતનો એમા ઉપયોગ થાય છે

એટલે કે બાહ્ય જગતનુ નર્યું અનુકરણ એ કલાકારનો ચરમ ઉદ્દેશ નથી. ભરત કહે છે *लोकवृत्तानुकरण नाट्यमेतन्मया कृतम् ।* અથવા શેક્સ્પિયર, હૅમ્લેટમુખે, પોતે ઉપાસેલી કળા–નાટ્યકળા–નો મૂળભૂત હેતુ ' to hold, as 'twere, the mirror up to nature, '—કુદરતની સામે જાણે કે અરીસો ધરવાનુ છે એમ કહે છે, ત્યારે માત્ર બાહ્ય જગતના પદાર્થો એવા ને એવા નાટ્યકળા દ્વારા રજૂ કરવાના હોય છે એમ સમજવાનુ નથી. (શેક્સ્પિયરમા તો ' જાણે કે ' શબ્દ છે જ ) લોકવૃત્ત–લોકોની રહેણી–ઉપરથી નાટક ઉપજાવેલુ છે એટલો જ અર્થ લેવો રહ્યો

બાહ્ય જગતને કવિ પોતાના દર્શનને વ્યક્ત કરવા માટે ઉપયોગમા લે છે બાહ્ય જગતના પદાર્થોમા રહેલુ નગ્ન સત્ય તે કવિનુ સાધ્ય છે એમ નથી, એ પદાર્થો કવિના દર્શનની અભિવ્યક્તિનુ સાધન માત્ર છે અને એ અભિવ્યક્તિની જરૂરિયાતોને તેઓ વશ વર્તે છે કુન્તક કહે છે તેમ *प्रतिभायां तत्कालोल्लिखितेन कनचित् परिस्पन्देन परिस्फुरन्त* *पदार्थाः प्रकृतप्रस्तावसमुचितेन केनचिद् उत्कर्षेण वा समाच्छादितस्वभावा सन्तो विवक्षाविधेयवेनाभिधेयतपदवीम् अवतरन्त तथाविधविशेषप्रतिपादनसमर्थेन अभिधानेन अभिधीयमाना चेतन चमत्कारितामापद्यन्ते ।* અર્થાત્, સર્જક કવિની પ્રતિભામા ઊઠેલા કોઈક પરિસ્પન્દને લીધે બાહ્ય જગતના પદાર્થોનુ પોતાનુ સ્વરૂપ ઢકાઈ જાય છે, તેઓ જેવા છે તેવા ને તેવા કવિસૃષ્ટિમા રહેવા પામતા નથી. કવિ જગતના વિશેષોનુ વિશેષભાવે ગ્રહણ કરે છે એ કવિની સાધનાના ઉપર નિર્દેશેલા પ્રથમ સોપાન ઉપર આ શબ્દોથી પ્રકાશ પડે છે બીજા અને સોપાનનો ખ્યાલ પણ કુન્તકના શબ્દોમાથી મળે છે, (૨) કોઈ અસાધારણ પરિસ્પન્દને લીધે બાહ્ય જગતના પદાર્થો કવિચિત્તમા ભાવમય મૂર્તિરૂપે પ્રત્યક્ષ થાય છે અને (૩) એ જ પરિસ્પન્દને લીધે તે ભાવમય મૂર્તિ વાઙ્મય મૂર્તિરૂપે રજૂ કરી શકાય એવુ સામર્થ્ય પણ કવિ દાખવે છે

અહી એક વસ્તુ સ્પષ્ટ કરવા જેવી છે નાસર્જનની આખીય સરણી સમજવા જતા તત્ત્વના જેમ આપણને 'ઓર્ફિક' – અગોચર – તત્ત્વનો ભેગો થયા વગર રહેશે નહિ આટલુ સ્વીકારી લઈને પછી આપણે જરૂર કવિની સાધનાના વિવિધ ક્રમને સમજવા મથામણ કરી શકીએ. આતર પ્રક્રિયાઓની રૂપરેખા અને સમજૂતી આપવાનો ભાગ આપણા જમાનામા માનસવિજ્ઞાને ઉપાડી લીધો છે આ બાબતમા યુગને શુ કહેવાનુ છે? 'ખરેખર મનોવૈજ્ઞાનિક ગૂચવાયેલી માનસ ઘટનાઓ અગે કાર્યકારણ સમ્બધોને શોધવા અને સ્થાપવાનો દાવો કદી જતો કરે નહિ એમ બનુ એટલે તો મનોવિજ્ઞાને એના અસ્તિત્વના હક્કનો ઇન્કાર કરવો. તેમ છતા પૂરા અર્થમા એ આ દાવાને અજમાવી શકશે નહિ, કારણ કે જીવનની સર્જક બાજુ, જે કળામા સૌથી વધુ સ્પષ્ટ અભિવ્યક્તિ પામે છે તે, બૌદ્ધિક પ્રતિપાદનોના બધા પ્રયત્નોને હફાવે છે ઉત્તેજનાનો થતો કોઇ પણ પ્રતીકાર–એનો કાર્ય કારણસબધથી ખુલાસો આપી શકાય પણ સર્જકતાનુ કાર્ય જે કેવળ પ્રતીકારથી તદ્દન ઊલટી જ વસ્તુ છે તે તો સદા માટે માનવીની સમજણ સાથે સતાકૂકડી રમ્યા કરશે તેનુ વર્ણન તો એના પ્રકટનો પરત્વે થઈ શકે એની આછીઆછી ગધ આવી શકે, પણ કદીય પૂરુ પકડમા આવી શકે નહી' —'સર્જકતા, સકલ્પશક્તિની સ્વતત્રતાની જેમ રહસ્યમય છે સર્જક મનુષ્ય એ સમસ્યારૂપ છે, જેને ઉકેલવા આપણે વિવિધ પ્રકારે મથીએ ખરા પણ હમેશા નિરર્થક' (–'મોડર્ન મૅન ઇન સર્ચ ઑફ એ સોલ')

બાહ્ય જગતમાથી અમુક ગ્રહણ કર્યુ એટલે એના પરિણામરૂપે કલાકૃતિ અવતરે સર્જાય, એવો કાર્યકારણ સબધ ન હોવા છતા મહાન કવિની રચનાથી એટલુ તો સહેજે પ્રતીત થાય છે કે એણે ઘણુ બધુ ગ્રહણ કર્યુ હોય છે યુગના શબ્દોમા '...કવિની પાસે ઉપયોગમા લેવા માટે સામગ્રીનો ગજાવર ભડાર હોવો જોઇએ,–જો એ પોતાના થોડા અમથા સ્ફુરણો પણ સક્રાન્ત કરવાનો હોય તો વિશેષ તો એ કે એના દર્શનની અલૌકિક વિરોધાભાસિતાને વ્યક્ત કરવા માટે એણે વિરોધોથી ભરેલી અને માનવ સમાની શકાય એવી પ્રતીકરચનાનો આશ્રય લેવો જોઇએ દાન્તેએ પોતાના નિરૂપણોને સ્વર્ગ અને નરક સુધીની આખી સરણીના પ્રતીકો વડે સજાવેલા છે

કવિએ માત્ર 'આનન્દો' જ પીવાના નથી સૌન્દર્યમા અતિ રૂપાન્તર પામતા અનેક અસુન્દર લેખાતા તત્ત્વોને પણ આત્મસાત્ કરવાના રહે છે

ભાવી જમાનાઓએ વર્તમાન સમયમા જાણે કોઇ જાસૂસ મોકલી આપ્યો ન હોય એમ યાગમેન્થી કવિ અનુભવો સચિત કર્યો હોય જે

રે એ બધી સુમત - ગમતા તજીને
સોધુ અને કલ્ય નિસ્પૃહતા સજીને,
તુ ઘૂમ ગુપ્તચર જેમ ભવિષ્ય કેરો,
ને કોઇને તુજ દીસે નહિ વાકહેરો,
જે મડપો વિવિધ માનવતા-લચેલ,
જો રગ જે નિરવધિ અહી છે મચેલ,
જો ઊર્મિપૂર વહેતા કરી ઘૂઘવાટ,
મીઠી અને હૃદયશૈત્ય તણી ચપાટ
ખાખી તુ ધૌમ ધખતા કઈ ચિત્ત દેખ
દૈયાની પાનખર કોઇ એ ઉવેખ

જો પ્રીતિમા સ્ફુટ નિસ્કૃતિ જે થતી જ્યા,
ન કાળઅમાસ પડી ઊગતી ભાવબીજ
જ્યા અશ્રુમા લપકતા કઈ હાસ્ય છાના
રોળ્યા સ્મિતાસર મહી ગર્વો ઘૃણાના
વૈરો તણા નભ-ઉછાળ રૂપાવળોના,
જો તણુતણુ તૂટતા સુકુમાર મોણા
વરોળ દેખ જગના જરી મૌનમાથી
જો શાતિનુ મડળ ઠ ગર્જનાથી

આકાશમાં એરાવતાકારપણે ઘૂમી રહેલી શ્યામનિલ વાદળી ઉપર પાણીને ટીપેટીપે મોતી વેરતા—નવ ચાસમા મોતી પેરતા—મેઘને ગોદાવરીથી (મેઘના ઉદ્‌ભવસ્થાન નૈઋર્ત્ય દિશા થી) હિમાચલની અલકાનગરી સુધીની યાત્રા કરવા પ્રેરીને, દેશની સ્થૂળ ભૂગોળથી માંડી ઇતિહાસ પુરાણ જનકથા આદિના ઉલ્લેખોથી ભાવસભર એવા સાગર સંસ્કૃતિસભાની સૌરભ કવિએ છૂટે હાથે યુગયુગમા વેરી છે કેવડાની વાડો, છાપરાના છજા નીચે જ પેલા પારેવા, પ્રથમ વર્ષા પછી ઊડતી માટીની સુગંધ, લોકકથાકોવિદ ગ્રામવૃદ્ધો,—હિંદી જીવનની નાની નાની વીગતો કવિએ ગૂંથી લીધી છે, તો હિમના પર્વતો, નદીઓ વગેરે પ્રાકૃતિક દૃશ્યોના કેટલાંક ચિરસ્થાયી સ્વરૂપવિશેષોનો પોતે અનુભવેલો સૌન્દર્યપ્રભાવ પણ હમેશ માટે શબ્દબદ્ધ કરી દીધો છે આ અંગે તો આ રાષ્ટ્રકવિએ સભાનપણે ચીવટ રાખી હોય એવું પણ લાગે. ‘મેઘદૂત’મા ગોદાવરીથી ઉત્તરમા હિમાલયખોળે અલકા સુધીના વર્ણનની એક મોટી તક મળી. પણ દક્ષિણનું શું? ‘રઘુવંશ’મા રાવણવધ પછી લંકાથી પુષ્પક ઊડ્યું તેમા રામ દક્ષિણસાગરથી આરંભીને, લંકાથી ગોદાવરી સુધીના, પ્રદેશો સીતાને વિમાનમાથી બતાવતા બતાવતા આવે છે ગોદાવરી પહોચ્યા પછી ઉત્તરમા સીતાને કશું બતાવવાનું હોય પણ નહિ, પગે ચાલીને બધું એમણે જોયેલું જ છે આપણનેય કવિએ ‘મેઘદૂત’મા એ બધા પ્રદેશો બતાવેલા છે. પણ ‘મેઘદૂત’મા ત્રિવેણીસંગમની વાત આવી શકી ન હતી ઉજ્જયિની તો મેઘને રસ્તો થોડોક વાંકો પડે એમ હતું તે છતા બતાવી હતી, પણ સંગમ તો ઘણો દૂર રહી જતો હતો ત્રિવેણીસંગમ ભારતનું એક ચિરસ્થાયી ભાવનાકેન્દ્ર. પુષ્પકમાથી એનું દર્શન–વર્ણન કરવાની તક કાલિદાસ ઝડપી લે છે આ રીતે લંકાથી હિમાલય સુધીની એક લટાર પૂરી થઈ ગઈ જોવાનું એ છે કે કાલિદાસ મેઘમાથી અગર તો વિમાનમાથી, પૃથ્વીથી અદ્ધર દૂરદૂર ઊંચેથી, સ્વભૂમિનું સૌંદર્ય માણવામા રાચે છે (ગ્રેટ બ્રિટનને This precious stone set in the silver sea–રૂપાના સાગરમા જડેલ કીમતી રત્નશિલા–રૂપે જોવા માટે શેક્સ્પિયરની કલ્પનાને, રોકેટ વિનાના જમાનામા, કેટલું ઉડ્ડયન કરવું પડ્યું હશે!) હિમાલયને તો કાલિદાસે ‘કુમારસંભવ’ના આરંભમા મન મૂકીને ગાઈ લીધો હતો, જ્યા પશ્ચિમસાગરને વળગેલા પ્રદેશો રઘુદિગ્વિજયમા કેરલ સુધીના પશ્ચિમપ્રદેશોમા એમની કવિતા ઘૂમી વળે છે અને ઇન્દુમતીસ્વયંવર નિમિત્તે વળી કેટલાક પ્રદેશોમા—ખાસ તો નવસાગના તીરેષુ તાલીવનમર્મરેષુ આપણી કલ્પનાને એ વિહાર કરાવે છે

અનેક બધી વીગતો કવિચિત્તે ગ્રહણ તો કરી હોય, પણ એમાથી કલા-આકાર ઉપજાવનારી રૂપવિધાયિની શક્તિ એ મહત્ત્વની વસ્તુ તો છે લાગણીઓ, સંવેદનો, વૃત્તિઓ (sensations) તો દરેક ચિત્તમા ઊઠતા હોય છે પણ જ્યારે તેઓ કોઈ આકૃતિરૂપે આવિર્ભાવ પામે ત્યારે આપણને અભિવ્યક્તિ અથવા કળા મળે છે, ક્રોચે કળાને અંતર્જ્ઞાન–સહજજ્ઞાનની અભિવ્યક્તિ (intuizione expressa) તરીકે ઓળખાવે છે ‘જ્ઞાનના બે પ્રકાર છે તે કાં તો સહજોપલબ્ધિરૂપ (intuitive) જ્ઞાન હોય અથવા તર્કસિદ્ધ (logical) જ્ઞાન હોય, કલ્પના દ્વારા મેળવેલું જ્ઞાન હોય અથવા બુદ્ધિ દ્વારા મેળવેલું હોય, વિશેષનું જ્ઞાન હોય અથવા સામાન્યનું હોય, વ્યક્તિગત વસ્તુઓનું હોય અથવા તેમની વચ્ચેના સંબંધોનું હોય; હકીકતમા, તે કાં તો ભાવપ્રતીકો (images) નિપજાવનારું અથવા ખ્યાલો (concepts) નિપજાવનારું હોય’ સ્વયંસ્ફુરણ–અંતર્જ્ઞાન–સહજજ્ઞાન (intuition) એ કલ્પનાની મદદથી ભાવપ્રતીકો દ્વારા વિશેષ વૃત્તિ નિપજાવે છે અને એની આ જ્ઞાનની અભિવ્યક્તિ એ જ કળા

કવિચિત્તમા સંચિત સંવેદનોમાથી સ્વયંસ્ફુરણાત્મક સહજજ્ઞાન ભાવપ્રતીક દ્વારા અભિવ્યક્તિરૂપે પ્રગટ હોઈ ભાવપ્રતીકો કવિની સાધનામા ઘણું મહત્ત્વ ધારણ કરે છે ઉચિત ભાવપ્રતીકો સાંપડવા ન સાંપડવા એની ઉપર કાવ્યકળાની સફળતા નિષ્ફળતાનો આધાર છે ગોવર્ધનરામના દેશવત્સલ ચિત્તમા સંવેદનો ઊંડાં હતા. એમાથી ભગ્નાશ પ્રણય (frustated love) ના સરસ્વતીચંદ્ર–કુમુદના ભાવપ્રતીક રીતે ચરમતા

વય એમને સ્રષ્ટા ગુજરાતને એ એમણે પકડાવી દીધું. પછી આખી એમની હૃદયસંપત્તિ એની મદદથી આકાર ગ્રામમાં રમતી ગૂંથી એ ગૂંથાયા. નાટિકાઓનો દાખલો વિચારીએ. 'મેઘદૂત'માં ગરજતી કેટકેટલી પ્રકૃતિની અદ્ભુતતા અને સંસ્કારસમૃદ્ધિ એમને હાથવગી છે, પણ એ શક્ય ક્યારે બન્યું? એમને રામગિરિઆશ્રમ આગળ આષાઢસ્ય પ્રથમ દિવસે ગિરિશિખરને ભેટતા મેઘને જોતાં વિરહાતુર યક્ષનું ભાવપ્રતીક સૂઝ્યું ત્યારે. નૃત્ય, સંગીત અને કવિતા સમયમાં પથરાતી કલાઓ હોઈ ચિત્ર, શિલ્પ અને સ્થાપત્યની જેમ એક જ ક્ષણમાં તત્ક્ષણ એની સમગ્ર કલ્પનામયતાનો અનુભવ-આસ્વાદ શક્ય નથી. એના ઉન્મેષ સુધી રાહ જોવી પડે છે. આથી નાટ્યસૃષ્ટિના ઉપાદાનરૂપ ભાવપ્રતીક સવિશેષ મહત્ત્વનું છે. ભાવક સાથેની વ્યવહારરેખા (line of communication) સ્થિર બનવાનો આધાર એની જ ઉપર છે. પછી અનન્તર ગૌણ ભાવપ્રતીકોના ઉપયોગ દ્વારા કવિના સંચિત અનુભવો કલાકૃતિના અંગભૂત બનતા આવે છે. ખરું જોતાં આખી કાવ્યરચના એ ભાવપ્રતીકોની ભાતીગળ ગૂંથણી બની રહે છે, બલ્કે વસ્તુતઃ આખી કૃતિ એ એક સુગ્રથિત અખંડ ભાવપ્રતીકરૂપે અંતર્જ્ઞાનની અભિવ્યક્તિ બની રહે છે. આમ 'સરસ્વતીચંદ્ર' ગ્રંથ હોઠ પાસે આવેલા પ્રેમના પ્યાલાને તરછોડનાર સમષ્ટિના સુખ આગળ એવો પ્યાલો ધરવા શક્તિમાન થઈ શકે એવી સહજોપલબ્ધિ (intuition)નું ભાવપ્રતીક બની રહે છે. આખું 'મેઘદૂત' સમષ્ટિ સાથે સમરૂપ-સમરસ થતાંની સાથે વ્યક્તિની પ્રેમભાવના ઉપરનો તાપ સરી જાય છે એવા અંતર્જ્ઞાન (intuition)ને આકાર કરનાર ભાવપ્રતીક બની રહે છે.

અર્વાચીન કવિતાની પશ્ચિમમાં તેમ જ આપણે ત્યાં જો કોઈ મુશ્કેલીઓ ઊભી થતી હોય તો તે મુખ્યત્વે ભાવપ્રતીકો અંગેની.

કુદરતી છે કે નવો સર્જક આવે એના ચિત્તમાં એની આગવી અનુભૂતિ પ્રમાણે નવાં નવાં ભાવપ્રતીકો સ્ફુરે. અને આ તો અત્યંત આવશ્યક છે. માત્ર જૂની કવિતાથી, તેથી તો, માણસને ચાલી શકે નહિ. વસંત આવે ત્યારે કોકિલ જો સાક્ષાત્ એને ન વધાવે અને એના અવાજની રેકર્ડ મૂકવામાં આવે તો ચાલે ખરું? માનવજાતિએ અનુભવેલાં સનાતન સત્યોનું અદ્યતન જીવન સાથે પ્રત્યક્ષ અનુસંધાન ન થાય ત્યાં સુધી એ નિર્જીવ છે. બદલાતા જગતપટના તાણાવાણા સાથે અનુસંધાન રાખતાં ભાવપ્રતીકો દ્વારા તે તે સમયના ભાવકને કવિતા હૃદયંગમ બને છે અને ભૂતકાળના કાવ્યરાશિ માટે પણ રસેન્દ્રિય વિકસે છે. જગતપટ બદલાતો જતો હોય, તેની સાથે અનુસંધાન સાધતાં ભાવપ્રતીકો માટે જમાને જમાને અવકાશ રહ્યા જ કરવાનો અને માનવીનો કવિતાઝરો અખૂટ-અતૂટ વહ્યા કરવાનો.

નવા સર્જકની મુશ્કેલી નવાં ભાવપ્રતીકો લાવવાની છે એમાં નથી. પણ એ લાવવામાં એ જ્યારે નવીનતાને માટે ક્યારેક વલખાં મારે છે અને તાર સ્વરે એ નવીનતા તરફ ધ્યાન ખેંચવા કરે છે તેમાં છે. વધારે મોટી મુશ્કેલી અત્યારે જણાય એ છે કે ભાવપ્રતીકોની સારી એવી આતશબાજી ઉડાવવાની શક્તિ જોવા મળતી હોય, છતાં આખું એક સમગ્ર સંગ્રથિત (integrated) 'નહિ સાંધો નહિ રેણ' એવું અખંડ ભાવપ્રતીક બનવા પામતું ન હોય.

ભાવપ્રતીકો ઉપજાવવાની કલ્પનાની લીલામાં માનવજાતના જીવનરહસ્યને પ્રમાણનિરપેક્ષ અંતર્જ્ઞાનથી પામવાના પ્રયત્નોનો આલેખ મળે છે. દેવદેવીઓની કલ્પનાઓ અને અનેક પુરાણ (myths) કલ્પનો, માનવજાતના લોહીમાં ભળી ગયેલાં છે. જેમ દિવસે માણસ નું વ્યવસ્થિત તર્કસંકલિત જીવન જીવે છે પણ રાતે નિદ્રામાં એ આખી વ્યવસ્થા અને તર્કનિયમોને ઉથલાવી દેતી સ્વપ્નસૃષ્ટિ એની કંઈ કંઈ જાગતી, સૂતી, અર્ધજાગતી વાસનાઓને, ચિંતાઓને, એષણાઓને આકાર આપી દે છે તેમ સૌંદર્યસાધનો દ્વારા

ભોજન જમે તું ભલા રે માખી ઉડાવે કને મુજ,
તું નામે તીર નાખતાં રે હું આગે કરું જૂઝ,
તું વીંટે શિર પાઘડી રે હું ક્યારી કરું ફૂલ,
હું ભારીખમો તોલતાં રે તે વાત ગઈ તુજ ભૂલ.'

આદર્શ દંપતીના જીવનની એક કારમી પળની અસહ્યના આ વિવાદમાં તરી આવતી હાસ્યરેખાઓથી કાંઈક હળવી બનતી લાગે છે, તો બે અવયવો આટલી આનાકાની કરે છે પણ પુણ્યશ્લોક નળને પોતાને કાંઈ થતું નથી એ ખ્યાલે,–જો કે ત્યાં જ કાંઈ થાય છે એ પ્રગટ કરવા માટે તો આ વિવાદ યોજાયો છે એ યાદ આવતાં, પ્રસંગની કરુણતા ઘણી ઘેરી બને છે. ('ધ ડોગ બિનીથ ધ સ્કિન' નામના નાટકમાં ઑડન અને ઇશરવુડ સુખલોલુપ યુરોપીય–બલ્કે આજના જાગતિક માનસની ચારે ખૂણે દોડ નિરૂપે છે તેમાં થાકેલો યાત્રી રસ્તા પડખે લંબાવી દે છે ત્યાં માઇલસૂચક પથ્થરની બે બાજુ દેખાતા એના બને પગ વચ્ચે સંવાદ શરૂ થાય છે. એલિયટે મારવિજયના પ્રતીકનો ઉપયોગ કર્યો હોય એ અસંભવિત નથી. હાથ-પગનાં આ બે પ્રતીકો પાછળ બીજું કશું સામ્ય નથી અને દેખીતાં જ એકમેકથી સ્વતંત્ર રીતે સૂઝેલાં છે, પણ ભીતરની વાતને પ્રગટ કરવા માટે ક્યાં, ક્યાંક એકમેકની યાદ આપતાં, ભાવપ્રતીકો દૂરદૂરના સર્જકોને સ્ફુરે છે એ નોંધપાત્ર છે.)

કોઈ વ્યક્તિના જ નહિ, આખી પ્રજાના અંતરંગમાં ડોકિયું કરાવે એવાં ભાવપ્રતીકો સર્જક કલ્પના દ્વારા નિર્માતાં હોય છે. ડૉ ફાઉસ્ટ ઉપરથી માર્લોએ નાટક આપ્યું હતું, પણ ગેટેના હાથમાં એ જર્મનીના પ્રજાસત્ત્વનું સવિશેષ પ્રતીક બની જાય છે. પણ એ તો આખી કૃતિ કશાકના ભાવપ્રતીકરૂપે હોય એનો દાખલો થયો. અત્યારે તો મને, કદાચ કોઈ ખાસ પ્રસિદ્ધ ન પણ હોય એવા, કવિની એક પંક્તિ યાદ આવે છે. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન એ અંગ્રેજી પંક્તિ ક્યાંક વાંચ્યાનું સ્મરણ છે. વિશ્વયુદ્ધમાં સાવચેતીના પગલારૂપે અંધારપટ (બ્લૅકઆઉટ)ની યોજના આપણે ત્યાં પણ અમલમાં મુકાઈ હતી, પણ ઇંગ્લૅન્ડ ઉપર તો ચાલુ બૉમ્બમારો થતો હતો એટલે ત્યાં તો એની કેટલી બધી અગત્ય હતી એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. સતત બૉમ્બવર્ષાના એ સમયમાં કોઈ કવિજન ગાઈ બેઠોઃ You can't black–out the moon. તમે ચંદ્રની આડે તો અંધારપટ કરી શકવાના નથી.–જાણે પ્રજાને એ ચીડવતો ન હોય. લો, તમે તો બધા દીવાઓના તેજને રૂંધીને અંધારપટ પાથરવા નીકળ્યા'તા ને! આ પેલો ચંદ્ર પ્રકાશ વરસાવતો ઊભો છે. એની સામે તમે શું કરી શકવાના છો?–કોઈ નાનો તોફાનિયો મોટેરાંઓને મુશ્કેલ પરિસ્થિતિમાં જોઈ ચીડવતો હોય એ રીતે લાપરવાહીથી હસે–એના જેવું કાંઈક આ દૃશ્ય છે. પણ આ તો ઉપલક અર્થ છે. અંગ્રેજ પ્રજા બૉમ્બવર્ષા સામે પોતે લીધેલાં સાવચેતીનાં પગલાંની અસરને કુદરત કાંઈક નાબૂદ કરી દે એ સંજોગોમાં અભિભૂત થવાને બદલે, હારી ખાવાને બદલે, એ પરિસ્થિતિમાં પણ પોતાને ભોગે, પોતાની સામે, કિશોર-સહજ ટીખળથી વિનોદ કરી શકે છે–એ પ્રજાકીય ખમીરનો પરિચય આવા એકાદ ભાવપ્રતીકમાંથી નથી થતો?

કવિનાં સંચિત સંવેદનોમાંથી કલ્પના કોઈ ભાવપ્રતિક દ્વારા આકાર ઉપસાવે છે, પણ એ આકારને–એ રૂપને યથાતથ શબ્દમાં ઉતારવું એ કવિની સાધનાનો અત્યંત મહત્ત્વનો ભાગ છે. કવિની આ અંગેની મથામણનાં ચિહ્નો, એણે શબ્દોની કરેલી વિવિધ પસંદગીઓ અને સાધેલા ફેરફાર–એના કાંઈ પુરાવા આપણને સુલભ પણ બનતા હોય છે; અર્થાત્ કવિની સાધનાનો આ ક્રમ કાંઈક આપણી નજર આગળ ચાલતો હોય છે. જ્યારે આગળના બંને ક્રમો પ્રમાણમાં આપણને અગોચર રીતે કવિની ભીતરમાં ગૂઢ રીતે ચાલતા હોય છે.

કવિની રૂપવિધાયક કલ્પનાએ અંતર્ગત સંચિતમાંથી સહજજ્ઞાન રૂપે અભિવ્યક્તિ મેળવી એ આંતર પ્રક્રિયામાં જ કળા તો સિદ્ધ થઈ ચૂકી. બહાર એને શબ્દમાં, સૂરમાં, શિલામાં, રંગ-રેખામાં ઉતારવાનો પ્રશ્ન

'મુબારક હજો નવું વરસ!' 'સાલ આ બેસતી
દિયો અધિક સૌખ્ય રિદ્ધિ સકુટુંબને કીર્તિ!'
ગળ્યાં વચન રૂઢ પોપટ જિભે સહુ ઊચરે,
ધરે સ્મિત મહે સહુ, વિનયિ વાળું છું ઉત્તરે,
ઘડીક વળી ગોઠડી કરિ રહુ કૃતક ઉમળકે

પણ પછી? પછી તો આ રૂઢ પોપટિયા મધુવચનો અને એના કૃત્રિમ ઉમળકે વાળેલા વિનયી ઉત્તરો – એની જૂઠી ગોઠડીનાં ઝાંઝવાંય અદૃશ્ય થાય છે અને જીવનની વેરાન એકલતા પ્રત્યક્ષ થાય છે. પોતે હીંચકે બેસીને આરામ લેવા કરે છે, પણ ચિરૂટના ધુમાડાના ગોટા મસ્તક પર હાલે છે તેની સાથે મસ્તક પણ હાલ્યાં કરે છે, અને મસ્તકના વિચાર પણ હીંચકો એક કદમ જઈ એ જ કદમ પાછો હટે છે એમ આગળ વધી પાછા હટે છે.

પછી સહુ સિધાવતાં વિરમુ એકલો હીંચકે,
ચિરૂટ લઈ ધુમ્રગોટ સહ ધૂણતુ મસ્તક.
વધે કદમ હીંચકો, કદમ તે જ પાછો ગણે,
વિચાર પણ ગૂંછળો વધિ હટી રહે ઝૂલણે

આરામ કયો? ગતિ વગર છૂટકો નથી પણ ગતિ કેવી નિર્માઈ છે? આ હીંચકાના જેવી, હાલ્યા જ કરવાનું પણ ડગલુંય વધવાનું નહિ. આરામને ચૂંથી નાખનાર વિચારશીલ મગજની શી દશા છે? હીંચકો અને ચિરૂટ એ બન્ને ભાવપ્રતીકોને સાથે કરી દઈને કહે છે: હીંચકાની પેઠે એ ચલ છે, ચિરૂટની પેઠે સળગી રહ્યું છે. અને એ બન્નેનું ભેગું એક નવું જ ભાવપ્રતીક સર્જતાં ચલપણું અને અંતર્જ્વલન એ બન્ને હાંફમાં પ્રતીત થતાં હોઈ રસ્તા પર પડ્યા પડ્યા હાંફતા કૂતરાની સાથે મગજને સરખાવીને વિરમે છે. ના, આ નવા પ્રતીકની મદદથી મગજ નથી તો દેખતું નથી નિદ્રાવશ, એ ક્રૂર તાજા-કલમ ઉમેરવાની તક લીધા વગર ક્યાં વિરમે છે?

સદા હલત તોય ક્યાંય નવ હીંચકો ચાલતો,
ચિરૂટ જળતી થકી ફક્ત ધુમ્ર જરિ મેલતો
દિસે જ મગજે ચિરૂટ સમ હીંચકા શું થતું
રહે ચલ રહે જળત, પણ માત્ર હાંફ્યે જતું,
યથા શુનક માર્ગમાં, ન નિરખત ના ઊંઘતું

મુબારક શબ્દથી, જીવનની પ્રસન્નતાની ઘડીના આલેખનથી, શરૂ થતી સૉનેટ ચૌદમી પંક્તિને અંતે તો એ પ્રસન્નતાની પોકળતા અને એની પાછળ લપાયેલી વિભુ પામરતાને પ્રગટ કરી દે છે. ધીમે ધીમે હીંચકો બંધ થઈ ગયો હશે, રહી હશે માત્ર આછી આછી હાંફ–એવી એક જાતની વિરતિ પણ અંતિમ પંક્તિએ પહોંચતાં સૂચવાય છે.

શ્રી પ્રિયકાન્ત મણિયારનું 'કોકયેન્ડ રોડને જોતાં' અભિવ્યક્તિની દૃષ્ટિએ જોવા જેવું છે. ઉઘાડ થાય છે

, સૂર્યમાં માછલીઓ તરી રહી।

—એ પંક્તિથી કવિએ દિવસે જ આ રસ્તો કાપ્યો લાગે છે એ સૂર્યના ઉલ્લેખથી સૂચવાઈ જાય છે, કદાચ માછલીઓ એ સૂચવાઈ જાય એમ ઇચ્છ્યો પણ હોય કેવું કામ્યું, સજીવતાની શક્યતાના સતત અભાવનું

છંદની નાની લીલાઓ પાસેથી સર્જક કલ્પના ઘણું કામ કરાવી લેવાના દૃષ્ટાન્તોમાં શ્રી સુન્દરમ્‌ની એક સૉનેટ 'આફ્સ્યટાણુ' ના આરંભની સાત શ્રુતિ–'વીણાના તાર થને, ..... .' તરત સ્મૃતિમાં તરી આવે છે. પ્રો. ઠાકોરના સૉનેટમાં અતિ ગતિમાંથી વિરતિ તરફનો ક્રમ છે અને તે 'ન નિરખંત । ના ઊઘતું' એમાં પડતા બે ટુકડા દ્વારા જરીક જરીક ડીચકો એક બાજુ જતો ને પાછો વળતો જાણે સંભળાતો ન હોય એ ઉપરથી સૂચવાય છે જ્યારે શ્રી સુન્દરમ્‌ના સૉનેટનો શાંતિના વાતાવરણથી આરંભ થાય છે અને ચૈતન્યગતુની એક અલૌકિક ગતિશીલતા- ( dynamism ) નું સૂચન કરીને એ વિરમે છે. આરંભમાં સ્થપાતી શાંતિ કેટલી ત્રેવડથી અને અચૂક રીતે સૂચવાય છે! અર્ધસ્વર વ્‌ દીર્ઘસ્વર ઈ–માં ભળી લંબાઈ દીર્ઘ થા તરફ વધતા બીનના જેવા ઝંકાર આપણે લગભગ સાંભળવા પામીએ છીએ ણા ..ના...તા .. એ નજ- ગવાતા 'મા' માં એ ઝણકાર લગભગ શમી જાય છે અને શમ્‌ બે એમ બે ટુકડે થતા શબ્દના પ્રથમ શમના ચડકારમાં જ એ ખલાસ થઈ ગયો ન હોય તો બે આગળ તો જાણે કે એની ઉપર કાપ જ મૂકાય છે જે પછી આવતો યતિ એ આખા ઝંકૃતિપ્રકરણ ઉપર જેવટનો પડદો પાડી દે છે, અને કાવ્ય પોતાના લક્ષ્ય તરફ આગળ ધપે છે.

કલ્પનાના એક જ યત્નમાં, સિસૃક્ષાના એક જ આવેગમાં છંદ, ભાષા, અલંકાર, શૈલી–સહુ જ ઘાટ પામી બેસે, પણ એ ઘાટ તંતોતંત શબ્દમાં ઉતરે કે કેમ એનો મુખ્ય આધાર કવિની એકાગ્રતા ઉપર છે. કાલિદાસ માલવિકાગ્નિમિત્ર ( ૨–૨ ) માં કહે છે કે ચિત્રમાં જો ઊણપ હોય તો હૃદયની સમાધિ એટલી શિથિલ. રાજશેખર શ્યામદેવનો મત આપે છે કે કાવ્ય રચનામાં કવિની સમાધિ એ કામ લાગે છે. સમાધિ એટલે મનની એકાગ્રતા. સમાહિત ચિત્ત અર્થ જોઈ શકે છે ( काव्यकर्मणि कवे समाधि पर व्याप्रियते इति श्यामदेव । मनस एकाग्रता समाधि । समाहितं चित्त अर्थान् पश्यति । )

કેટલીક કૃતિઓ સ્વયંસ્ફુરણ થતાંની સાથે લખાઈ જાય છે. કેટલીકને લખાતાં વાર લાગે છે. ખાસ કરીને કોઈ લાંબી કૃતિ હોય ત્યારે તો એની રચનામાં ઠીક ઠીક સમય જાય જ. એટલો સમય, ક્યારેક તો વરસો સુધી, સમાધિ શી રીતે ચાલે? પણ જેમ નાટકમાં વિરામ પછી પડદો ઊપડતાં પાછા નાટ્યસૃષ્ટિ સાથે, અથવા પુસ્તક વાંચતાં જ્યારે જ્યારે ફરી આગળ વાંચવું શરૂ કરીએ છીએ ત્યારે એના વસ્તુ સાથે, આપણા ચિત્તનું અનુસંધાન થતું આપણે જોઈએ છીએ, તેવું સર્જકનું પણ થતું હશે એમ સમજી શકાય. આખી કૃતિનું દર્શન તો કવિને હોય, એટલે એને સાકાર કરવામાં જ્યારે જ્યારે એ રોકાય ત્યારે પોતાના ચિત્તને સમાહિત કરવાનું એને માટે સુગમ નીવડે. કાવ્યના આરંભનું ભાવપ્રતીક–આખી કાવ્યસૃષ્ટિને પકડમાં લેતું ભાવપ્રતીક–એના હાથમાં હોય તો યથાવકાશ એ આગળ વધીને સમગ્રને સાકાર કરવા સુધી પહોંચે. મેઘદૂતના આરંભનું યક્ષમેઘનું પ્રતીક સાંપડ્યું એટલે મનોગત કાવ્યસૃષ્ટિ અવતરવી શરૂ થઈ, પછી અવાંતર ભાવપ્રતીકોમાં વધઘટ અને ફેરફાર માટે અવકાશ રહે. બે વધુ નદીઓ કે બે વધુ નગરો ઉલ્લેખ પામે અથવા ન પણ પામે. આમ, આરંભના ભાવપ્રતીક અને સમગ્રના દોરની મદદથી કાવ્યરચના આગળ ધપાવવામાં એકાગ્રચિત્ત થવું સુકર બને એ સમજી શકાય એવું છે. કહે છે કે ગોવર્ધનરામે સરસ્વતીચંદ્રનો આખો આલેખ (graph) દોરી રાખ્યો હતો. મહાકાવ્યનું મહત્ત્વ આ સમાધિ–એકાગ્રતા–ની દૃષ્ટિએ પણ સમજવા જેવું છે. કૉલરિજે મિલ્ટનના દૃષ્ટાન્ત ઉપરથી કહ્યું તેમ મહાકાવ્ય માટે કવિએ વીસ વરસ

આપણે જોઈએ સમાધિની પરિભાષામા કહીએ તો જે કાવ્યસૃષ્ટિ શબ્દમા ઊતરવા માટે વીસ વીસ વરસ સુધી કવિનો બીજો પક્ષ છે, અર્થાત્ જે કાવ્યસૃષ્ટિમા કવિ પોતાના જીવનના વીસ વીસ વરસ સુધી સમાધિ અનુભવી શકે છે, એ જરૂર એના વ્યક્તિચૈતન્યની જગતને ચરણે મોટામા મોટી મોંઘામાની ભેટ હોવી જોઈએ.

એકાગ્રતા કેટલાકને માટે સહેલી હોય છે એવી સ્ફુરણ થતા જ એને શબ્દબદ્ધ કરી દેતા. કેટલાકને એકાગ્રતાનુ સેવન કરવુ પડે છે વર્ડ્ઝવર્થ સવારે કેટલીક પંક્તિઓ લખી નાખતો અને સાંજે એમાથી થોડીકને સુરેખ ઘાટઘૂટ આપતો. વર્ડ્ઝવર્થ, આલ્ફિયેરી, જોન્સન, ગોલ્ડસ્મિથ, કોલરિજ અને બ્રાઉનીંગ પહેલા [illegible] ગદ્યમા લખી નાખતા અને પછી એ ખરડાની મદદથી કાવ્યરચના કરતા. નૃત્ય અને સંગીતમા ફેરફારને અવકાશ નથી, સુધાર માટે તેની નવી આવૃત્તિ જ આપવી પડે, જ્યારે શિલ્પ, સ્થાપત્ય અને કવિતા માટે, શક્ય એવી સંપૂર્ણતાથી આંતર દર્શન [illegible] નહિ ત્યા સુધી શ્રમ કર્યે જવા માટે અવકાશ છે

અંતે કવિ જ્યારે દર્શનને અનુરૂપ વર્ણન કરી શકે ( दर्शनाद्वर्णनाच्चैव कवि ) ત્યારે એની સાધના પૂરી થાય છે ખરુ જોતા ત્યારે જ એણે 'સાહિત્ય' ( અર્થ અને શબ્દનુ સહિતપણુ ) સર્જ્યું કહેવાય શિલ્પી શિલ્પ ઉપરથી જ્યારે હમેશ માટે ટાંકણુ ઉપાડી લે, કવિ કાવ્યને એનુ આખરનુ સ્વરૂપ આપે તે ક્ષણે એની સાધના, એ કૃતિ પૂરી સિદ્ધિમા પરિણમે છે અને સાચા અર્થમા તે ક્ષણે જ એ કૃતિનો અવતાર પ્રગટ થાય છે બસ્-બસ્, હવે મારે કશુ ઉમેરવાનુ કે ફેર કરવાનુ નથી. કલાકૃતિ તૈયાર છે, એવો છેવટનો ઉદ્ગાર પ્રગટ થવાની ક્ષણે કવિની સાધના કૃતાર્થ બને છે

કવિની સાધનાના ત્રણ સોપાનનો કાંઈક પરિચય મેળવ્યા પછી, એ સાધનાને પરિણામે જે કાવ્યકૃતિ મળી તેનુ શુ થાય છે એનો હવે જરીક વિચાર કરતા, કવિઓની જરૂર અંગે પ્લેટો આદિએ ઉઠાવેલા વાંધાનો સરસ જવાબ પણ આપી શકાશે ભાવકો એ કાવ્યકૃતિનો આસ્વાદ લે છે આ આસ્વાદ શી રીતે શક્ય બને છે ? આપણી રસવ્યાખ્યામા આ પ્રક્રિયા ઉત્તમ રીતે સમજાવાઈ છે કવિ કાવ્યમા વાસ્તવ જગતથી ભિન્ન એવી માયા સૃષ્ટિ રચે છે તે એક વિશેષ સૃષ્ટિ છે, પણ એ સૃષ્ટિ હમેશા એક સાધારણીકૃત વિશેષ હોય છે માનવહૃદયના ભાવો એ સૃષ્ટિમા સાધારણીકરણ પામ્યા હોય છે લાગણીઓનુ અંગત સ્વરૂપ રહેવા પામતુ નથી. કલાપી 'મને જોઈને ઊડી જતા પંખીઓને'મા આર્દ્ર હૃદયે જે ઉદ્ગારો કરે છે તે રાજાથી ગભરાઈને ખસી જતી મોંઘી ( પછીની શોભના ) આદિ પ્રસંગોને અનુલક્ષીને પ્રેરાયા હશે—એવા તર્કને સ્થાન રહેતુ નથી. ભાવ આ રીતે વ્યક્તિ, દેશ, કાળ, સર્વથી છૂટો થઈ સાધારણીકૃતરૂપે કાવ્યમા આલેખાતા ભાવક એને પોતાની અંદરના સ્થાયી ભાવોની મદદથી રસરૂપે આસ્વાદે છે. આ રસાસ્વાદ ભાવકના ચિત્તની વિશિષ્ટ સ્થિતિ છે આચાર્યોએ ભારપૂર્વક કહ્યુ છે તેમ 'રસ'નુ ભાવકના ચિત્તની બહાર કોઈ અસ્તિત્વ નથી એટલે કે અંતે કાવ્ય ( કળા ) શબ્દરૂપમા નથી, ભાવકના રસઅનુભવમા છે, અર્થાત્ ક્રોચે કહે છે તેમ આધ્યાત્મિક પદાર્થ છે ક્રોચે સર્જક કવિની આંતર અભિવ્યક્તિને કળા કહે છે અને શબ્દદેહને સ્મૃતિસહાયક એવી ભૌતિક હકીકત તરીકે ઓળખાવે છે પણ એ સ્મૃતિસહાયક તો સર્જકની જ સ્મૃતિને મદદરૂપ થઈ શકે અને એણે મૂળ અનુભવેલી આંતર અભિવ્યક્તિરૂપ આધ્યાત્મિક કળાને એ જરૂર ફરી માણી શકે પણ સર્જક કવિ સિવાયના અન્ય ભાવકોને તો એ મૂળ અનુભવ છે જ નહિ. એમ ન શ ?

કાવ્યનો બાહ્ય હેતુ એમની સ્મૃતિને સહાયક થઈ જ શી રીતે શકશે? આપણી રસવિચારણા કાવ્ય આદિ કળાઓનું આધ્યાત્મિક અસ્તિત્વ 'રસ' રૂપે સહૃદય ભાવકના ચિત્તમાં કલ્પે છે એમ, ક્રોચેની વાત વધારે સયુક્તિક અને સંતર્પક રીતે રજૂ થાય છે હમણાં જ કહ્યું તેમ, રસ એ ભાવકના ચિત્તની એક વિશિષ્ટ સ્થિતિ છે એટલે કે એક આધ્યાત્મિક ઉન્મેષ છે

કાવ્યનો રસ આસ્વાદતો ભાવક પોતે પણ પોતાના સાંકડા અહંમમાંથી છૂટે છે, ભાવને સ્વરૂપે અનુભવતાં, એનું 'સત્' (અસ્તિત્વ) 'ચિત્' રૂપે ખીલી પોતાનું પરમ સ્વરૂપ—'આનંદ' સ્વરૂપ અનુભવે છે. આચાર્યો કાવ્યથી મળતા આનંદને યોગ્ય રીતે જ બ્રહ્માસ્વાદસહોદર તરીકે ઓળખાવે છે, કેમકે થોડીકવાર માટે પણ કાવ્યની મદદથી માણસ જાણે કે સચ્ચિદાનંદ બની રહે છે

કાવ્ય આદિ કળાઓ માણસને એની વૃત્તિઓ, વાસનાઓ, લાગણીઓ આદિની મદદથી જો સ્વરૂપાનુસંધાન કરાવી રહે, તો એથી વધીને બીજો શો એમનો ઉપયોગ હોઈ શકે? પ્લેટો આદિએ ગમે તેવી દલીલો કરી હોય, માનવજાતિ આપોઆપ કાવ્ય આદિ કળાઓથી જીવનની કૃતાર્થતા પૂરી પિછાણતી રહી છે અને એથી કાવ્ય આદિને એણે યુગયુગથી આટલાં લાડલડાવીને હૈયા સરસાં રાખ્યાં છે

જે રસ સુધી પહોંચતું નથી તે કાવ્ય નથી ખરું જોતાં, લાગણીના રગડા જે રેલાવે છે લાગણીને લાગણી તરીકે આસ્વાદવા પ્રેરે છે, તેવી કૃતિને અંગે જ પ્લેટો, ટોલ્સ્ટોય આદિ ચેપી રોગ સામે ચેતાવતા હોય એમ તર્જની ઊંચકે છે. પણ લાગણી 'રસની' કોટિએ જેમાં પહોંચી ગઈ છે એવા કાવ્ય સામે એમનો વાંધો ટકી શકે નહિ એ પણ એટલું જ સ્પષ્ટ છે

સ્વરૂપાનુસંધાન, ભલેને ક્ષણ માટે પણ, શક્ય બનાવતી કાવ્યકળા એકંદરે નીતિવિરોધી શી રીતે હોઈ શકે? સુન્દરરૂપે જે સત્ય પ્રગટ્યું હોય તે શિવ—કલ્યાણકારક ન હોય એમ શી રીતે બને? અને અસભ્યતા કાવ્યને શી રીતે પોસાય? જગતની કુત્સિત વસ્તુઓ કાવ્યમાં પ્રવેશે તો એમનું એ જ રૂપ તો રહેવા પામે નહિ. એ જ રૂપ રહે અને ભાવાત્મક રૂપમાં એમનું પરિવર્તન ન થાય તો કૃતિ કાવ્યત્વને પામી નથી અને તો એ અકાવ્યને કારણે કાવ્યકૃતિમાત્રનો વાંક જોવો એ ઠીક નથી

પણ કવિઓના—કળાકારોના જીવનમાં ઘણીવાર કુત્સિતતા જોવા મળે છે, અનીતિનાં દર્શન થાય છે. એથી કોઈને એમ થાય કે આવું, બીજાને સ્વરૂપાનુસંધાનની તક આપતું, સર્જન જે કરી શકે છે, તેને પોતાને એથી કશોયે ફાયદો કેમ થયો નહિ હોય? અને અંતે એના સર્જનને પણ એ દોષ દે છે પણ સર્જનને દોષ દેવો એ બરોબર નથી, કાદવમાંથી ઊગી નીકળતા કમળને દોષ દેવા જેવું એ તો થાય મનોવૈજ્ઞાનિક યુગ કળાકારને ને કળાને જુદાં જોવાનો અનુરોધ કરીને કહે છે કે કુદરત દરેકને જન્મ સાથે જાણે કે અમુક પ્રાણશક્તિની જ મૂડી આપતી ન હોય એમાંથી ઘણી બધીનો ઉપયોગ માણસની જે પ્રબળતમ વૃત્તિ હોય છે એ કરી બેસે છે અને એના જીવનનાં બીજાં પાસાંને એટલું સોસવું પડે છે કળાકાર નીતિમત્તા કે એવી બાબતોમાં ઊણો ઊતરતો હોય એટલા ઉપરથી એની કળાને ઉતારી પાડવી, એની ઉત્કૃષ્ટતા પિછાણવી-માણવી નહિ એ બરોબર નથી પણ તે સાથેસાથે આપણે જરૂર એવી આશા રાખી શકીએ કે કવિની માનવ તરીકેની સાધનાનો ચરમ પુરુષાર્થ એના વ્યક્તિત્વની પૂર્ણ ખિલવણીમાં હોય કવિ હોવું એ વરદાન જેવી તેવી કમાઈ નથી જ. વાલ્મીકિ અંગેના 'ભાષા ઓ છન્દ'માં રવીન્દ્રનાથ કહે છે તેમ —

અલૌકિક આનંદ ભાર

• વિધાતા જાહારે દેય, તારે વક્ષે વેદના અપાર,
તારે નિત્ય જાગરણ, અગ્નિસમ દેવતાર દાન
ઊર્ધ્વશિખા જ્વાલિ' ચિત્તે અહોરાત્ર દગ્ધ કરે પ્રાણ

–વિધાતા જેમને અલૌકિક આનંદનો ભાર બક્ષે છે તેમને હૈયે અપાર વેદના હોય છે. તેમને લલાટ નિત્યના જાગરણ હોય છે. દેવતાનું દાન અગ્નિ જેવું છે, ચિત્તમા ઊર્ધ્વ શિખાઓથી પ્રજ્વળીત અહર્નિશ પ્રાણને બાળી રહેતું હોય છે

પણ આ કસોટીમાંથી પાર ઉતરતા જે કવિનું વ્યક્તિત્વ નિરંતર નાના અનુભવો રહે છે એની માનવ તરીકેની સાધના પણ દીપી ઊઠે છે ઉપર લાંબો ઉતારો જેમાંથી આપ્યો છે તે કાવ્યનું મથાળું મેં 'કવિ' આપેલું છે અને નીચે 'એના વ્યક્તિત્વનાં બે પાસા સ અને अहम् વચ્ચે સવાદ' એનું પેટા મથાળું આપ્યું છે એ ઉતારો છે તે અહમ્–'હું' પ્રત્યે 'તે' ની ઉક્તિમાંથી છે આ 'હું' અને 'તે' નું દ્વૈત ટળે, એ બંને વચ્ચે સવાદ–વાર્તાલાપ ચાલતા પરસ્પર સવાદ–મેળ થઈ જાય, સોऽहम् સ્વરૂપ ખીલી ઊઠે, તો તો શ્રી કાકાસાહેબ કાલેલકર જેને 'બ્રાહ્મી' સાહિત્યકાર, આચાર્ય આનન્દશંકર ધ્રુવ જેને 'સનાતન સાહિત્ય' નો રચયિતા અને શ્રી અરવિંદ જેને 'મંત્ર' ગાનાર ઋષિ-કવિ કહે છે તેનો પરિચય થાય. તિરુઆનન્દપુરમ્‌ના મંદિરના કલ્યાણમણ્ડપમ્‌મા જોયેલી એક અદ્‌ભુત મૂર્તિ આ સંદર્ભમા મને હંમેશાં યાદ આવે છે. ચતુર્ભુજ મૂર્તિ છે. બે હાથ ખોળામા બુદ્ધ-મહાવીર પેઠે ધ્યાનસ્થ મુદ્રામાં છે, અને બીજા બે હાથ બંસી વગાડવામા રોકાયા છે આવા વિરલ ગાયકની, આવા મંજુલ કવિની સાધનાથી માનવવાણી અપૂર્વ કૃતાર્થતા અનુભવી રહો !



# પુરાતત્ત્વ–સંશોધન વિભાગ




## – ગુજરાતમાં પુરાતત્ત્વ–સંશોધન –

ભોગીલાલ સાંડેસરા

સન્નારીઓ અને સજ્જનો !

ગુજરાતી સાહિત્યપરિષદના પુરાતત્ત્વ-સંશોધન વિભાગના પ્રમુખ તરીકે મારી ચૂંટણી કરીને આપે મને ઉપકૃત કર્યો છે.

પુરાતત્ત્વ-સંશોધનની વિવિધ શાખાઓમાં મને રસ છે અને ગુજરાતના ભાષાસાહિત્યવિષયક તથા સાંસ્કૃતિક સંશોધન પ્રત્યે મને પક્ષપાત છે એ વિષયના એક વિદ્યાર્થી તરીકે મારું વક્તવ્ય આપની સમક્ષ પ્રસ્તુત કરીશ.

થોડાક માસ પહેલાં, ગયા જાન્યુઆરીમાં, અમદાવાદમાં ગુજરાત સાહિત્યસભા તરફથી યોજાયેલો શ્રી અમૃતલાલ સુવર્ણચંદ્રક સ્વીકારતાં આપેલા ‘ સંશોધનના કેટલાક પ્રશ્નો ’ એ શીર્ષક નીચેના વ્યાખ્યાનમાં સંશોધન સામાન્ય વિશે કેટલાક વિચારો મેં રજૂ કર્યા હતા તથા ઐતિહાસિક અને ભાષાસાહિત્યવિષયક સંશોધન પરત્વે ગુજરાતની આવશ્યકતાઓની તથા થયેલાં સંશોધનકાર્યોની બહુ ટૂંકી રૂપરેખાત્મક સમીક્ષા કરી હતી. એમાં ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસના વિવિધ પાસાંનું અધ્યયન, પ્રાચીન ગુજરાતી હસ્તપ્રતોનાં સંપૂર્ણ તાલિકા, પ્રાચીન કૃતિઓની સમીક્ષિત શાસ્ત્રીય વાચનાઓ, ગુજરાતના વિશિષ્ટ લોકભાષાસમાજ સમ્મૃતા, પ્રસિદ્ધ–અપ્રસિદ્ધ ગ્રન્થોનો અભ્યાસ તથા બોલીઓ અને લોકસાહિત્ય અને લોકસંગીતનું સંપાદન ઇત્યાદિ વિષયો પરત્વે કેટલાંક સૂચનો મેં કર્યાં હતાં. એટલે એ બાબતોનો અહીં વિસ્તાર નહિ કરતાં ગુજરાતમાં પુરાતત્ત્વ-સંશોધનના ક્ષેત્રમાં ભાવી કાર્ય પરત્વે કેટલાક વિચારો અને સૂચનો રજૂ કરીશ.

પ્રસિદ્ધ ઇતિહાસકાર શ્રી જદુનાથ સરકારે ‘ મિરાતે અહેમદી ’ ની પ્રસ્તાવનામાં કહ્યું છે કે ભારતના સર્વ પ્રાન્તોમાં ઐતિહાસિક સાધનોની સંખ્યા અને વૈવિધ્યની બાબતમાં ગુજરાત સૌથી વધુ સમૃદ્ધ છે. ગિરનારની તળેટીમાં આવેલા ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકાના અશોકના શિલાલેખથી માંડી ગુજરાતમાં ઐતિહાસિક સાધનોની પરંપરા–પછી તે શિલાલેખો કે તામ્રપત્રો હોય, સિક્કાઓ હોય, સ્થાપત્યના નમૂના હોય કે મનુષ્યોના દૈનિક વપરાશની વસ્તુઓ હોય; સાહિત્યિક સાધનો પટ્ટાવલીઓની નોંધો કે દસ્તાવેજો હોય, ગ્રન્થપ્રશસ્તિઓ કે પુષ્પિકાઓ હોય, લોકસાહિત્ય કે ભાટચારણોએ રચેલી પ્રશસ્તિગાથાઓ હોય–અવિચ્છિન્ન છે, અને પ્રાચીન કાળમાંથી અર્વાચીન કાળમાં આવીએ છીએ તેમ તેમ આ તમામ પ્રકારનાં સાધનોનું વૈપુલ્ય અને સમૃદ્ધિ વધતાં જાય છે. આને આધારે, મુખ્ય મુખ્ય રાજવંશોને ધ્યાનમાં લઈએ તો ગુજરાતનો રાજકીય ઇતિહાસ લગભગ તૈયાર થયો છે. ‘ રાસમાળા ’ તથા ‘ બોમ્બે ગેઝેટિયર ’ ના પહેલા ભાગ જેવા શકવર્તી ગ્રન્થો પહેલાં બહાર પડેલા, ત્યાર બાદ વિગતસમૃદ્ધ ગ્રન્થો પછી શ્રી કનૈયાલાલ મુનશીસંપાદિત Glory that was Gurjaradesa, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીકૃત ‘ મૈત્રકકાલીન ગુજરાત ’ અને શ્રીમતી કૃષ્ણકુમારી વીરજીકૃત મૈત્રકોનો ઇતિહાસ આલેખતું પુસ્તક Ancient History of Saurashtra, શ્રી રસિકલાલ છો. પરીખે ‘ કાવ્યાનુશાસન ’ની પ્રસ્તાવનામાં આપેલો પ્રાચીન કાળથી આરંભ કરીને આચાર્ય હેમચન્દ્રના સમય સુધીનો ગુજરાતનો રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ, શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીકૃત ‘ ગુજરાતનો મધ્યકાલીન હિન્દુ-રાજપૂત ઇતિહાસ ’, શ્રી રત્નમણિરાવકૃત ‘ ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ( ઇસ્લામ યુગ )’, શ્રી કોમિસરિયેટકૃત અકબરના ગુજરાત વિજય સુધીનો ઇતિહાસ આલેખતું પુસ્તક History of Gujarat ઇત્યાદિ આ દૃષ્ટિએ નોંધપાત્ર છે

મળ્યા નથી વળી ભીમદેવના સુદીર્ઘ રાજ્ય-અમલના ઉત્તરકાળમાં વાઘેલા સામંત લવણપ્રસાદની સત્તા કઈ રીતે વધી અને તે 'સર્વેશ્વર' કઈ રીતે બન્યો એ વિશે સોમેશ્વરકૃત 'કીર્તિકૌમુદી,' અરિસિંહકૃત 'સુકૃતસંકીર્તન,' બાલચન્દ્રકૃત 'વસંતવિલાસ' આદિ સમકાલીન ઐતિહાસિક મહાકાવ્યોમાં, ગુર્જર રાજ્યલક્ષ્મીએ લવણપ્રસાદના સ્વપ્નમાં આવીને પોતાનો ઉદ્ધાર કરવા તેને વિનતી કરી એવા પૌરાણિક પરિપાટીના વર્ણનો આવે છે અને પછીના સમયમાં રચાયેલા પ્રબન્ધોમાં તેનું પ્રકારાન્તરે પુનરાવર્તન થાય છે, પણ જેને પરિણામે ચૌલુક્યોની વાઘેલા શાખાનું વર્ચસ્ વધતું ગયું અને ધીરે ધીરે પાટણની કેન્દ્રીય સત્તા વાઘેલા વંશને હસ્તક ગઈ એવા આ પ્રસંગ વિશે ઐતિહાસિક કહી શકાય એવી માહિતી મળતી નથી છેલ્લો ચૌલુક્ય રાજા ત્રિભુવનપાલ પાટણના મહારાજાધિરાજ તરીકે સં ૧૨૯૮ થી ૧૩૦૦ (ઈ સ ૧૨૪૨ થી ૧૨૪૪) સુધી હતો, પણ ત્યાર પછી ધોળકાનો વાઘેલો મહામંડલેશ્વર અને લવણપ્રસાદનો પૌત્ર વીસલદેવ પાટણનો મહારાજાધિરાજ થયો કયા સંયોગોમાં વીસલદેવે પાટણની રાજગાદી કબજે કરી એ વિશે તત્કાલીન ઉપલબ્ધ ઐતિહાસિક સાધનગ્રંથો અને અનેક ઉત્કીર્ણ લેખો કેવળ મૌન સેવે છે ગુજરાતના હિન્દુ ઇતિહાસના સૌથી અગત્યના યુગમાં આ રાજ્યપલટો કઈ રીતે થયો એની શોધ થવી જરૂરી છે

## સાંસ્કૃતિક ઇતિહાસના પ્રશ્નો

આ યુગના સાંસ્કૃતિક જીવન વિશે સાહિત્યિક સાધનો, પ્રબન્ધો ઉત્કીર્ણ લેખો, પુષ્પિકાઓ આદિમાંથી પ્રચુર માહિતી મળે છે, પણ ગુજરાત જેવા વ્યાપારપ્રધાન રાજ્યના સિક્કાઓ કંઈ ખાસ મળ્યા નથી એ નવાઈ જેવું છે સં ૧૪૪૯ (ઈ સ ૧૩૯૩) માં લખાયેલી 'ગણિતસાર' ના બાલાવબોધની પોથીમાંથી મળેલા તોલ, માપ અને નાણાના કોઠાઓ વિશે નિબંધ સને ૧૯૩૬માં અમદાવાદમાં ભરાયેલા સાહિત્યસંમેલનમાં મેં રજૂ કર્યો હતો અને ત્યાર પછી Journal of the Numismatic Society of India (ડિસેમ્બર ૧૯૪૬)માં વધુ વિવરણ સાથે એ સામગ્રી છપાઈ હતી પ્રબન્ધાદિમાં મળતા, 'ભીમપ્રિય,' 'વિસલપ્રિય' આદિ દ્રમ્મના ઉલ્લેખો બતાવે છે કે ભીમદેવ, વીસલદેવ વગેરે રાજાઓએ પોતાના સિક્કાઓ પડાવ્યા હતા લખનૌના મ્યુઝિયમમાંના સિદ્ધરાજનામાંકિત સોનાના બે અણઘડ સિક્કાઓ, જો ખરેખર ચૌલુક્ય સિદ્ધરાજના હોય તો, તેના માલવવિજય પ્રસંગે પાડવામાં આવ્યા હશે એમ કેટલાક વિદ્વાનો માને છે શ્રી અમૃત વસંત પંડ્યાએ જયસિંહના નામવાળા, ચાંદીના ધાતુના સિક્કા શોધી કાઢ્યા છે તે સિદ્ધરાજ જયસિંહના હોય એ સંભવિત છે વળી ટંકશાળના અને ટંકશાળના અધિકારીઓના ઉલ્લેખ તથા વિવિધ મુદ્રાના ઉલ્લેખ તત્કાલીન સાહિત્યમાં છે અને 'ગણિતસાર' તો નાણાના વિનિમયના કોઠા આપે છે હરિભદ્રસૂરિકૃત પ્રાકૃત 'ચન્દ્રપ્રભચરિત્ર' (સં ૧૨૩૩=ઈ સ ૧૧૭૭) અપભ્રંશ 'નેમિનાથચરિત'ની પ્રશસ્તિને આધારે ડૉ ઉમાકાન્ત શાહે બતાવ્યું છે કે ચૌલુક્યોના તમામ સિક્કાઓ અને રાજકીય મુદ્રાઓ ઉપર લક્ષ્મીની આકૃતિ હતી આ સર્વ માહિતી ઘણી સૂચક અને સ્પષ્ટ છે ચૌલુક્ય યુગના વ્યાપારી અને રાજકીય કેન્દ્રરૂપ નગરોના ખંડેરોમાં પસંદ કરેલા સ્થાનોએ આ દૃષ્ટિએ ઉત્ખનન કરવાં જરૂરી છે જુદા જુદા પ્રકારના થોડાક પણ સિક્કા એને પરિણામે મળી આવે તો ભારતીય મુદ્રાશાસ્ત્ર (Numismatics)ના જ્ઞાનમાં મહત્ત્વનો ઉમેરો થશે વળી આ સિક્કાઓના નાનામોટા પ્રકારો વિશે, હમણાં કહ્યું તેમ, સાહિત્યમાંથી ઘણી માહિતી મળે છે, એટલે તેમનું તે તે પ્રકારરૂપે ઓળખાણ પ્રમાણમાં સરળ થઈ પડશે

સોલંકી યુગમાં ગુજરાતના રાજ્યનો વિસ્તાર કુમારપાલના સમયમાં જ્યારે પરાકાષ્ઠાએ પહોંચ્યો ત્યારે એની સીમાઓમાં દક્ષિણે કોંકણથી માંડી ઉત્તરે આખું રાજપૂતાના તથા પશ્ચિમે કચ્છ અને સૌરાષ્ટ્ર અને [illegible] માંડી પૂર્વે આખું માળવા સમાઈ જતું હતું આ રાજકીય વિસ્તાર સાથે જ્યારે આપણે

ધ્યાનમા નખીએ – ઉત્તર ભારતના કાર્ય ૫ । ગજાની તનતાએ ગુજરાત વશ નામા ગભર સુધી પરદેશી મુસ્લિમ આક્રમ। આમે ટકી રહ્યુ હતુ ત્યારે એ સહેલાઈથી કલ્પી શકાય છે કે એની સૈન્યવ્યવસ્થા ઉત્તમ પ્રકારની હોવી જોઈએ ગુજરાત ઉપર પહેલુ મુસ્લિમ આક્રમણ સ ૭૮૦ (ઈ સ ૭૨૪)મા થયું અને નર્ગ વાઘેલા પાસેથી અલાઉદ્દીન ખિલજીના લશ્કરે સ ૧૩૦૦ (ઈ સ ૧૩૦૪)મા ગુજરાત છીની લીધુ આમ ગુજરાતનું હિન્દુ રાજ્ય લગભગ પાંચસો આમ । સામ લગભગ એ વર્ષ સુધી ઉત્તમપૂર્વક ટકી રહ્યુ એ ખરેખર નોંધપાત્ર ઘટના છે સોલંકી વંશના મૂળરાજ પહેલો, ચામુડ, ભીમ પહેલો, કર્ણ પહેલો સિદ્ધરાજ, મૂળરાજ બીજો, ભીમદેવ બીજો, વીરધવલ વાઘેલો સારંગદેવ વાઘેલો અને કર્ણ વાઘેલો–એમના રાજાઓને મુસલમાનો સાથે ગંભીર યુદ્ધ થયાના પુરાવા મળે છે, જે બતાવે છે કે એમો બે વર્ષ દરમિયા । આ વિગ્રહ એક અથવા બીજી રીતે ચાલુ રહેલો હતા ભારતમા સૌથી પહેલુ મુસલમાન રાજ્ય સિન્ધમા સ્થપાયુ હતુ અને સિન્ધની સરહદ ઉપર આવેલા બે હિન્દુ રાજ્યો–ગુજરાતનુ ચૌલુક્ય રાજ્ય અને અજમેરના ચૌહાણોનુ રાજ્ય એ બન્નેએ સેંકડો વર્ષો સુધી પરદેશી આક્રમણનો સામનો કર્યો હતો પૃથ્વીરાજ ચૌહાણના સમયમા અજમેરનુ રાજ્ય તૂટ્યુ ત્યાર પછી લગભગ સો વર્ષ સુધી ગુજરાતનુ રાજ્ય પરાક્રમ અને વૈભવપૂર્વક ટક્યુ હતુ ભીમદેવ પહેલો સિન્ધુ નદી ઉપર પુલ બાંધીને સિન્ધ ઉપર ચડાઈ લઈ ગયો હતો એમ 'દ્વયાશ્રય' કા ૫ નોંધે છે અને કર્ણદેવ પહેલાએ પોતાના સેનાપતિને સિન્ધ ઉપર સવારી માટે મોકલ્યો હતો એમ કવિ બિલ્હણ રચિત 'કર્ણસુન્દરી નાટિકામા ઉલ્લેખ છે જયસિંહસૂરિના 'હમ્મીરમદમર્દન' નાટકમા નિરૂપિત ઘટનાઓમાથી એ કાળની વ્યૂહરચનાપદ્ધતિનો ઠીક ઠીક ખ્યાલ આવે છે, પરન્તુ કાવ્યાદિમાના અલકારપ્રધાન વર્ણનોમાથી વાસ્તવિક સૈન્યવ્યવસ્થા ઉપર કઈ પ્રકાશ પડતો નથી પણ શક સ ૮૮૧ (ઈ સ ૯૫૯)મા કર્ણાટકના રાષ્ટ્રકૂટ રાજા કૃષ્ણરાજદેવ ત્રીજાના સમયમા રચાયેલ સુપ્રસિદ્ધ 'યશસ્તિલક ચપૂ' ના કર્તા સોમદેવે ગુજરાતના તાલીમબદ્ધ સૈનિકોનુ જે ઉદાર અને વિસ્મય વર્ણન આપ્યુ છે તે ગુજરાતના સૈન્યની બીજા પ્રદેશોમા જે પ્રતિષ્ઠા હતી એનુ સૂચક છે ગુજરાતના નાગર અને વણિક મુત્સદ્દીઓએ જેટલુ ધ્યાન રાજ્યવ્યવહાર તરફ આપ્યુ હતુ તેટલુ જ સૈન્ય વ્યવહાર તરફ પણ આપ્યુ હતુ, ઠેઠ અગ્રેજના સમય સુધી ત્યારેની ફારસી તવારીખોએ ગુજરાતના સૈનિકોની મુક્ત કઠે પ્રશસા કરી છે પેશવાઈના પતન પછી પણ બ્રિટિશ સત્તાનો ખરો અને લાંબો સામનો ગુજરાત અને સૌરાષ્ટ્રના રાજ્યો તરફથી થયો હતો 'અર્વાચીન ઇતિહાસ (Modern History)માથી એ વસ્તુ બરાબર સ્પષ્ટ થાય છે કે ગુજરાતમા લશ્કરી ખમીરની ક્યારે પણ ખોટ નહોતી પરંતુ બ્રિટિશ સરકારે લશ્કરી અને બિનલશ્કરી જાતિઓનો ભેદ પાડ્યો ત્યારે ઉપર્યુક્ત કારણે ગુજરાતની લશ્કરી જાતિઓનુ હીર બરાબર હણાઈ ગયુ એની પૂરી કાળજી રાખી અને ગુજરાતીમા લશ્કરી કારકિર્દીને અપવાદરૂપે જ સ્વીકારે એવા સમયમા આપણે આવી પહોંચ્યા જો કે વર્તમાન કાળમા નાવિક લશ્કરીમા મોખરે રહીને ગુજરાતે પોતાનું ખમીર બતાવ્યુ છે પરતુ મારા કથનનો મુખ્ય મુદ્દો એ હતો કે પ્રાચીન કાળથી માડી ગુજરાતની સૈન્યવ્યવસ્થા વિશે બને તેટલી સામગ્રી એકત્ર કરવી આવશ્યક છે કેમ કે ગુજરાતના આમાજનની અનેક લાક્ષણિકતાઓ સમજવાની ચાવી એમાથી જડી આવવા સભવ છે

ગુજરાતના મુસ્લિમ સત્તાની સ્થાપના પછીનો રાજકીય ઇતિહાસ ફારસી તવારીખોના વૈપુલ્ય અને કારણ પૂર્વકાલીન ઇતિહાસની તુલનાએ, બહુ નિશ્ચિત ભૂમિકા ઉપર છે જો કે આ તવારીખકારોમાના ઘણા, રાજકર્તાઓના આશ્રિતો કે મુસલમાન હોઈ, બીજા ધર્મવાળાઓ પ્રત્યે અકારણ દ્વેષ અને અણગમો એમા જણાય છે તથા ધર્મઝનૂનના રંગીન ચશ્માંએ શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિબિન્દુને વારંવાર વણસાડ્યુ છે છતા સર્વસામાન્ય

નિબંધોમાં આ તવારીખો ખરેખર આધારભૂત છે એ જ કારણથી આનુપૂર્વીને સમગ્ર કે ત્યાં સુધી વિના અપવાદ એ મુસ્લિમ ઇતિહાસમાં ભાગ્યે જ જોવામાં આવે છે

## 'ગંગાદાસપ્રતાપવિલાસ નાટક' અને 'મંડલીક મહાકાવ્ય'

પાટણમાં મુસ્લિમ સત્તા સ્થપાઈ અને ત્યાંથી અમદાવાદમાં આવી ત્યાર પછી ગુજરાતમાં અનેક હિન્દુ રાજ્યો ચાલુ રહ્યાં હતાં અને એમાંનાં કેટલાંક ઇતિહાસ અને સંસ્કૃતિની દૃષ્ટિએ ઘણાં મહત્ત્વનાં છે એમાં ઈડરના રાઠોડોનું, જૂનાગઢના ચુડાસમાઓનું અને ચાંપાનેરના ખીચી ચોહાણોનું—એ ત્રણ રાજ્યો સૌથી અગ્રગણ્ય છે ઈડરના રાજકવિ શ્રીધર વ્યાસે રચેલો 'રણમલ્લ છંદ' ઈડરે પોતાની સ્વતંત્રતા જાળવવા જે પરાક્રમ કર્યું હતું એનો વીરરસપૂર્ણ પવાડો છે પણ ઈડરનું રાજ્ય પ્રમાણમાં વહેલું નમી પડ્યું, જ્યારે જૂનાગઢ અને ચાંપાનેર વધારે બળવાન અને વ્યવસ્થાશીલ સત્તાના એકેએ હાથે ઘણા સમય સુધી સામનો કરવામાં ટકી શક્યાં ચાંપાનેર અને જૂનાગઢના રાજવીઓની જાહેરજલાલીનું વર્ણન કરતી બે સંસ્કૃત રચનાઓ મળી છે અને તે માત્ર આ બે રાજ્યના ઇતિહાસ માટે જ નહિ પણ ગુજરાતના એકંદર સાંસ્કૃતિક ઇતિહાસ માટે ઘણી રસપ્રદ છે આ બે કૃતિઓ તે 'ગંગાદાસપ્રતાપવિલાસ નાટક' અને 'મંડલીક મહાકાવ્ય' આ બન્ને રચનાઓનો કર્તા ગંગાધર નામે કર્ણાટકી કવિ છે વિજયનગરના રાજા પ્રતાપદેવરાય અને તેના પુત્ર મલ્લિકાર્જુનનો એ દરબારી કવિ હતો, અને દ્વારકાની યાત્રા કરી, અમદાવાદના સુલતાનના દરબારમાં થઈને ચાંપાનેર આવ્યો હતો ચાંપાનેરના રાજા ગંગાદાસ અને અમદાવાદના સુલતાન મહમ્મદ બીજા વચ્ચેના વિગ્રહનું અને મહમ્મદની પીછેહઠનું નિરૂપણ કરતું 'ગંગાદાસપ્રતાપવિલાસ નાટક' તેણે ગંગાદાસની આજ્ઞાથી રચ્યું હતું, અને ચાંપાનેરમાં મહાકાલીના મન્દિરના સભાગૃહમાં તે ભજવાયું હતું આ નાટક હજી અપ્રસિદ્ધ છે એની એકમાત્ર ખંડિત પ્રતિ લંડનની ઇન્ડિયા ઑફિસ લાયબ્રેરીમાં છે તેનું માઇક્રોફિલ્મ એન્લાર્જમેન્ટ મુંબઈની બ્રિટિશ કાઉન્સિલ દ્વારા વડોદરા યુનિવર્સિટીના ગુજરાતી વિભાગ માટે હું મેળવી શક્યો હતો અને તે ઉપરથી એનો પરિચય ગયા ડિસેમ્બરમાં અમદાવાદમાં મળેલી ભારતીય ઇતિહાસપરિષદ સમક્ષ રજૂ કરેલા એક નિબંધમાં મેં આપ્યો હતો ( છપાયો—Journal of the Oriental Institute, માર્ચ ૧૯૫૫ ) મુસ્લિમ રાજ્યઅમલ દરમિયાન હિન્દુ ગુજરાતના જીવન ઉપર અનેક દૃષ્ટિએ પ્રકાશ પાડતું આ નાટક છે અમદાવાદ અને ચાંપાનેરના દરબારોનો તથા ગુજરાતની સ્થાનીક પરિસ્થિતિનો પ્રત્યક્ષ ખ્યાલ દર્શાવે છે, અને આમાંનાં કેટલાંયે વર્ણનો મહત્ત્વની ઐતિહાસીક હકીકતોથી ભરેલાં છે વિગ્રહ કરતા બન્ને પક્ષોના અનેક કર્મચારીઓ, સેનાપતિઓ, સામંતો, સહાયકો, શરણાગતો તથા બન્ને રાજકુટુંબની અનેક વ્યક્તિઓનાં નામ તથા એમને વિષે માહિતી આ નાટકમાંથી પહેલી વાર મળે છે ૩૦ શ્લોકમાં કરેલું ચાંપાનેરનું વિગતવાર વર્ણન પુરાતત્ત્વની દૃષ્ટિએ ખૂબ અગત્યનું છે અને એમાંના મહેલો, મન્દિરો, કોઠારો અને અન્ય સ્થાનોના બહુ ચોક્કસ દિશાનિર્દેશોને કારણે એ સ્થાને ઉત્ખનન કરનારને ખરેખર માર્ગદર્શક થાય તેમ છે આ નાટક ભજવવા માટે નટો કર્ણાટકથી આવ્યા હતા એવો એમાંનો ઉલ્લેખ નોંધપાત્ર છે અને પ્રાચીન કાળથી ચાલતા આવેલા ગુજરાત અને કર્ણાટકના સાંસ્કારિક સંપર્કના સાતત્યનો સૂચક છે આ 'ગંગાદાસપ્રતાપવિલાસ નાટક' ઈ સ ૧૪૫૦ના અરસામાં રચાયું અને ભજવાયું હતું એ પછી ચાંપાનેર ઉપર સંપૂર્ણ વિજય મુહમ્મદ બીજાના પુત્ર મહમૂદ બેગડાએ ઈ સ ૧૪૮૪માં, એ સમયનો ચાંપાનેરનો રાજા જયસિંહ જે લોકકથામાં પતાઈ રાવળ તરીકે ઓળખાય છે તેનો પરાજય કરીને મેળવ્યો હતો

પણ ગંગાધર કવિ તો આ નાટકની રચના પછી કેટલેક સમયે જૂનાગઢમાં જઈને વસ્યો હોય એમ જણાય છે, કેમ કે જૂનાગઢના છેલ્લા હિન્દુ રાજા મંડલીકના જીવનને લગતું ઐતિહાસિક 'મંડલીક મહાકાવ્ય'

## ઇતિહાસનાં સાધનોની શોધ અને સંગ્રહ

દેશ વ્યાપક ધોરણમાં આ કાર્ય થઈ શકે એ માટે રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસના સાધનો ભેગા કરવાની પ્રવૃત્તિ પણ સાથોસાથ ચાલવી જોઈએ. આ વિષયમાં જરૂરી સઘળું આ પહેલાં જાણી લેવામાં આવ્યું છે એવી, કેટલેક સ્થળે પ્રવર્તતી સંતોષની વૃત્તિ, બરાબર નથી. આ માટે હસ્તપ્રતો, ઉત્કીર્ણ લેખો અને સિક્કાઓ માટે તપાસ ચાલુ રહેવી જોઈએ. ગુજરાતની જૂની હસ્તપ્રતોની સમૃદ્ધિ ભારતમાં અજોડ છે. પણ થોડાક સંસ્થાગત સંગ્રહો અને જૈન જ્ઞાનભંડારોને બાદ કરીએ તો એ સમૃદ્ધિ વેરવિખેર પડેલી છે. સંશોધન સંસ્થાઓ અને યુનિવર્સિટીઓએ આ કામ માટે પૂરી શકાય એવી રકમ પ્રતિવર્ષ ચાલુ રાખવી જોઈએ એટલું જ નહિ પણ આવશ્યક હોય ત્યારે એકસામટી મોટી ખરીદી માટે ઉપયોગી થાય એવી મોટી દેણગીઓ મળવી જોઈએ, કેમ કે આ ધન જલદી નાશ પામતું જાય છે. ઘણા હસ્તપ્રતોનો એક આખો વ્યક્તિગત સંગ્રહ આગથી નાશ પામી ગયો એમ મારા સાંભળવામાં આવ્યું છે.

ગુજરાતે ઉપાડેલા ગ્રન્થસંપાદન અને સંશોધનના મોટા કામો ચાલે છે—પ્રાચ્ય વિદ્યામંદિરનું 'રામાયણ'ની સમીક્ષિત વાચનાનું કામ, ગુજરાત વિદ્યાસભાનું 'ભાગવત'ની સમીક્ષિત વાચનાનું કામ, પૂ. મુનિશ્રી પુણ્યવિજયજીનું જૈન આગમસાહિત્યની સમીક્ષિત વાચનાઓનું કામ અને વડોદરા યુનિવર્સિટીના ગુજરાતી વિભાગનું પ્રાચીન ગુર્જર ગ્રન્થમાળાનું કામ. ભારતીય વિદ્યાભવન, ગુજરાત વિદ્યાસભા, ચુનીલાલ ગાંધી વિદ્યાભવન (સુરત) અને અન્ય અનેક જૈન સંસ્થાઓએ મહત્ત્વના સંસ્કૃત-પ્રાકૃત ગ્રન્થો છપાવ્યા છે. પણ વ્યાપક પ્રતિષ્ઠા વરેલી સંસ્કૃતની ગ્રન્થમાળાઓ ગુજરાત પામેલ છે, અને તે વડોદરાની ગાયકવાડ્ઝ ઓરિયેન્ટલ સિરીઝ અને આચાર્ય જિનવિજયજીની સિંઘી જૈન ગ્રન્થમાળા. રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદના પ્રમુખપદે સ્થપાયેલ પ્રાકૃત ટેક્સ્ટ સોસાયટીના થનાર પ્રકાશનોની હસ્તપ્રતસામગ્રી મુખ્યત્વે ગુજરાતના ગ્રન્થભંડારોની છે. પણ ગુજરાતમાં રચાયેલું સંસ્કૃત અને સંસ્કૃતેતર ભાષાઓનું સાહિત્ય એટલું વૈવિધ્યપૂર્ણ અને વિપુલ છે કે આપણી અનેક સંસ્થાઓએ આ દિશામાં કાર્ય વિસ્તાર કરવાનો રહેશે. આવા કામોમાં જરૂરી સાધનો, જોઈતાં હોય ત્યારે મળે એવું નથી. માટે સંશોધનવિભાગોએ એક નિયમ તરીકે અમુક રકમ હસ્તપ્રત-સંગ્રહ ખાતે ખર્ચવી જોઈએ, જેથી આપણા દેશની સમસ્ત વિદ્યાપ્રવૃત્તિને સમજવામાં એ ઉપયોગી થાય તથા ભવિષ્યમાં આ સાથે સંબંધ ધરાવતા તમામ કાર્યોમાં વિદ્વાનો અને વિદ્યાર્થીઓને સહાયભૂત થાય. ઇતિહાસની સામગ્રી તરીકે એનું મૂલ્ય ભાગ્યે સમજાવવું પડે એમ છે, કેમ કે અનેક વાર છપાઈ ગયેલા સુપ્રસિદ્ધ ગ્રન્થોની પણ નવપ્રાપ્ત હસ્તપ્રતોની પુષ્પિકાઓ એમાંના રસપ્રદ ઉલ્લેખોને કારણે રાજકીય, સામાજિક કે સ્થાનિક ઇતિહાસ માટે વળી ઉપયોગી હોય છે એ આ દિશામાં કાર્ય કરનાર પ્રત્યેક અભ્યાસીનો અનુભવ છે.

એ જ પ્રમાણે ઉત્કીર્ણ લેખો અને સિક્કાઓના સંગ્રહ તરફ પણ ધ્યાન અપાવું જોઈએ. છેલ્લાં ત્રીસેક વર્ષમાં ઉત્કીર્ણ લેખો માટે વ્યવસ્થિત, એકસામટી તપાસ થઈ નથી એમ કહીએ તો અત્યુક્તિ નથી. એ વાત સાચી છે કે પ્રમુખ ઐતિહાસિક અગત્યના પ્રશસ્તિલેખો કે તામ્રપત્રો મળી ચૂક્યા છે, પણ એનો અર્થ એવો નથી કે બીજા મળવા સંભવ નથી. પુરાતત્ત્વવિદોએ ગયાં થોડાંક વર્ષોમાં છૂટક પ્રયત્નો દ્વારા મેળવી જે સામગ્રી બહાર પાડી છે અને તેને પરિણામે ખાસ કરીને રાજકીય ઇતિહાસ ઉપર જે નવો પ્રકાશ પડ્યો છે તે જ એની ઉપયોગિતા પુરવાર કરવાને બસ છે. ગુજરાત અને સૌરાષ્ટ્રના ગામડે ગામડે મળતા પાળિયાના લેખો પણ આ તપાસમાંથી બાકાત રહેવા જોઈએ નહિ. જૈન અને હિન્દુ મન્દિરોમાંના હજારો પ્રતિમાલેખોનો એક અંશ જ હજી બહાર પડ્યો છે. અનેક જ્ઞાતિઓ, ગચ્છો, ધર્મસંપ્રદાયો, ધર્મગુરુઓ અને કુલગુરુઓ, કુટુંબો અને ગામનગરોના ઇતિહાસ વિષે પ્રચલિત ઐતિહાસિક સાધનોમાંથી

શું મળતું નથી, તે માટે આ પ્રતિમાલેખો નક્કર હકીકતોની ખાણરૂપ છે. ઐતિહાસિક સ્થળોમાં કશા ઉત્ખનન વિના પણ ચોમાસાના દિવસોમાં પ્રાચીન સિક્કા જડી આવતા એ સાધારણ ઘટના છે. સોના ચાંદીના ન મળ્યા હોય તો આવા સિક્કા ઘણી વાર ભળતે રસ્તે ચાલ્યા જાય છે અને દ્રાવણપાનમાં ઓગળી જાય છે. ગુજરાતનાં જૂનાં નગરો અને નગરોના ઇતિહાસના શોધનની આ પહેલી આવશ્યકતા સતાવી છે. એમાં મળતા સિક્કાઓ અને ઉત્કીર્ણ લેખો સહાયભૂત થવા સંભવ છે.

## ઇતિહાસ અને આર્કિયોલોજી

ઇતિહાસનાં સાધનોની આ પ્રકારની ચર્ચા સાથે આપણે સ્વાભાવિક રીતે 'આર્કિયોલોજી' અને તેની સાથે સંબંધ ધરાવતા વિષયો ઉપર આવીએ છીએ. ઇતિહાસના લિખિત સાધનો જે યુગો માટે મળતા નથી ત્યાં ભાષાશ્રયી પુરાતત્ત્વ (Linguistic Palaeontology) પણ ખાસ ઉપયોગી થતું નથી. એ સમયના અભ્યાસ માટે સ્થળતપાસ અને ઉત્ખનનને પરિણામે મળેલા નક્કર અવશેષો કામ આવે છે. ભારત સરકારના આર્કિયોલોજી ખાતાની સ્થાપના થઈ ત્યારથી ગુજરાત અને રાજસ્થાનના પુરાતત્ત્વ પ્રત્યે અભાન ઉપેક્ષા સેવાઈ હોય એવું કંઈક જણાય છે. કદાચ એ ખાતાના કેટલાક અધિકારીઓના મત પ્રમાણે ભારતવ્યાપી મહત્ત્વના રાજવંશો આ પ્રદેશમાં થયા નથી અને તેથી ભારતવ્યાપી મહત્ત્વના સ્થાપત્યાવશેષો પણ અહીં નથી. જોકે પ્રાચીનતા, કલાવિષયક મહત્ત્વ અને સંખ્યા—એ સર્વ દૃષ્ટિએ આ પ્રદેશના સ્થાપત્યાવશેષો ગણનાપાત્ર છે એ હવે સ્વીકારાયું છે. વળી આર્કિયોલોજીમાં માત્ર સપાટી ઉપરના અવશેષોની ચાળણી અભ્યાસ પર્યાપ્ત ગણાતો નથી, પણ પસંદ કરેલાં સ્થાનોએ પદ્ધતિસર ઉત્ખનનો વડે ભૂમિમાં દટાયેલી ઇતિહાસની વિશ્રસ્ત સાધનસામગ્રીને તે ખોળી કાઢે છે. એ દૃષ્ટિએ વળી સરકારી પ્રયત્નથી ભારતના આર્કિયોલોજી ખાતાના આખા ઇતિહાસમાં ગુજરાતમાં કશું નોંધપાત્ર કામ થયું નથી એ શોચનીય હકીકત છે. ભૂતપૂર્વ વડોદરા રાજ્યના આર્કિયોલોજી ખાતાએ પોતાની ટૂંકી કારકિર્દીમાં ગુજરાત અને સૌરાષ્ટ્રના વિવિધ સ્થળોએ જે ઉત્ખનન કર્યું, વર્ણનોવાળા સ્થાપત્યાવશેષોની તપાસ અને માપણી કરી તથા જે પ્રકાશનો કર્યાં તેનો સમાવેશ આમાં ન થાય, કેમ કે આ ખાતાનો કાર્યપ્રદેશ વડોદરા રાજ્યમાં જ સીમિત હતો.

પરંતુ સરકારી રાહે જે ન થઈ શક્યું તે યુનિવર્સિટીઓ અને સંશોધનસંસ્થાઓ દ્વારા થતું જાય છે એ આનંદની વાત છે. ગઈ સદીના ઉત્તરાર્ધમાં બ્રુસ ફૂટે વડોદરા રાજ્યના આમંત્રણથી ગુજરાતની ભૂસ્તરી તપાસ કરતાં ગુજરાત અને સૌરાષ્ટ્રમાં પ્રાચીન અને મધ્ય પાષાણયુગના ઘણા અવશેષો ખોળીને એ વિષયમાં વધુ શોધની જરૂરનું પહેલી વાર દિશાસૂચન કર્યું. એ પછી ઘણાં વર્ષો બાદ, સને ૧૯૪૧–૪૨માં ડૉ. હસમુખ સાંકળિયાના નેતૃત્વ નીચે પુરાતત્ત્વવિદો અને વૈજ્ઞાનિકોના એક મંડળે સાબરમતીના તટપ્રદેશમાં પ્રાગ્-ઐતિહાસિકકાલીન માનવઅવશેષો વિશે અગત્યનો અભ્યાસ કર્યો. વડોદરા યુનિવર્સિટીએ સને ૧૯૫૦માં આર્કિયોલોજી વિભાગની સ્થાપના કર્યા પછી ગુજરાતમાં આ દિશામાં વ્યવસ્થિત કાર્યને મોટો વેગ મળ્યો છે. એ વિભાગના અધ્યક્ષ ડૉ. બી. સુબ્બારાવે મહી નદીના તટપ્રદેશમાં કરેલું કામ તથા ડેક્કન કૉલેજના સહકારથી નર્મદાકિનારે મહેશ્વર, જે કાર્તવીર્ય સહસ્રાર્જુનની રાજધાની માહિષ્મતી હોવાની અનુશ્રુતિ છે ત્યાં એ વિભાગે કરેલું ઉત્ખનન નોંધપાત્ર છે. વડોદરા શહેરની અડોઅડ આવેલા અકોટા ગામ જ્યાંથી ગુપ્તકાલીન કાંસાની જૈન મૂર્તિઓનો મોટો ખજાનો ડૉ. ઉમાકાન્ત શાહ અને શ્રી મગનલાલ દેસાઈએ મેળવ્યો હતો ત્યાં એ વિભાગે કરેલા ઉત્ખનનનાં પરિણામો પ્રાગ્-ઇતિહાસકાળથી મરાઠા અમલ સુધીના વડોદરાના ઇતિહાસ સાથે સંબંધ ધરાવે છે અને એ Baroda Through the Ages નામે પુસ્તકમાં પ્રકટ થયાં છે. એ વિભાગના શ્રી રમણલાલ મહેતાએ નગરા પાસે ટીંબામાં ઉત્ખનન કરી ત્યાંથી મળેલા અવશેષો દ્વારા ગુજરાતના

સંસ્કૃતિના ઇતિહાસને ઈ. સ. ના પૂર્વે પાંચમી શતાબ્દી સુધી મૂક્યો છે એ સમયથી માંડી ઈ. સ. ના પ્રારંભ સુધીના અવશેષો—માટીકામ, મણકા, નિશાં નિશાતરા વગેરે ટીંબાથી મળ્યા છે. આ અવશેષો ખાનદેશ, મહારાષ્ટ્ર, રાજસ્થાન, માળવા અને પંજાબના પ્રદેશોમાંથી મળેલા એ પ્રકારનાં ઉપકરણો સાથે સ્વાભાવિક રીતે જ ખૂબ સામ્ય ધરાવે છે. એ વિભાગે ગયે વર્ષે વડનગરમાં જે ઉત્ખનન કર્યું તે વડનગર જે ગુજરાતનું પૌરાણિક, ઐતિહાસિક અને સાંસ્કૃતિક કેન્દ્ર છે એ ધ્યાનમાં રાખતાં અગત્યનું છે.

પશ્ચિમના દેશોમાં જતાં આ વિષય ખૂબ ખેડાયો છે અને ઇતિહાસકાલીન આર્કિયોલોજી માટે પર્યાપ્ત કામ થયું છે. તો ઠેઠ એંશી પચીસીથી પ્રાગ્-ઇતિહાસની આર્કિયોલોજી ઉપર અભ્યાસીઓનું ધ્યાન વિશિષ્ટપણે કેન્દ્રિત થયું હોય એ સ્વાભાવિક છે. પરન્તુ આપણા દેશમાં ઐતિહાસિક યુગના અભ્યાસમાં પણ આર્કિયોલોજી પાસેથી હજી પુષ્કળ કામ લેવાની જરૂર છે. મોહેં-જો-ડેરોનો સમય અને સિકંદરની ચડાઈ એ બન્ને વચ્ચેનો ઇતિહાસ અને ભૌતિક સંસ્કૃતિ અંધકારમાં છે. સિન્ધુ સંસ્કૃતિને મળતા અવશેષો લીંબડી પાસે રંગપુરમાં, રાજકોટ પાસે લોથલમાં અને સૌરાષ્ટ્રમાં બીજે પણ સ્થળેથી મળ્યા છે, પુરાણોમાં રહેલું ઐતિહાસિક તથ્ય પાર્જીટરે અને ત્યાર પછી બીજા અનેક વિદ્વાનોએ બતાવ્યું છે, પણ એમના વિશ્વસનીય ગણી શકાય એવા નિર્ણયો અને ઉપનેમોનો તાળો આર્કિયોલોજીના પુરાવા સાથે મેળવવાની જરૂર છે. ગુજરાતના ઇતિહાસની વાત કરીએ તો, મૌર્ય રાજ્યકાળથી માંડી એનો એ યુગ અંધકારમય નથી અર્થાત્ ઐતિહાસિક સામગ્રીથી તદ્દન વંચિત નથી. પણ મૌર્ય યુગથી માંડી સોલંકી યુગના અંત સુધીની ગુજરાતની ભૌતિક સંસ્કૃતિ કેવી હતી એ જાણવાનાં સાધનો અલ્પ છે અને એ પછીના સમય માટેનું પણ આપણું જ્ઞાન હોવું જોઈએ એટલું સમૃદ્ધ નથી. સોલંકી યુગનું ઐતિહાસિક અને અન્ય સાહિત્ય વિપુલ છે, તો પણ તે સમયની નગરયોજના, ગૃહયોજના, નિત્ય ઉપયોગની ચીજો, પાત્રો, અલંકારો, સિક્કાઓ, વસ્ત્રો, શસ્ત્રાસ્ત્રો ઇત્યાદિ વિષેનું આપણું પ્રત્યક્ષ જ્ઞાન પરિમિત છે, તો એ પછીના સમયની વાત જ શી કરવી? શિલ્પાકૃતિઓના અને મૂર્તિઓના અલંકારો આદિમાંથી તથા પ્રાચીન ગ્રન્થસ્થ ચિત્રોમાંથી આ અભ્યાસમાં કેટલીક સહાય મળી શકે, પણ એની પૂર્તિ પ્રત્યક્ષ ઉપલબ્ધ વસ્તુઓ અને સાહિત્ય અંતર્ગત વર્ણનો લેખાદિ વડે થાય. પ્રાચીન સ્થાપત્યનાં વાસ્તવિક વર્ણનો સાહિત્યમાં જવલ્લે જ મળે છે. ઈ. સ. ૧૫૦૦ આસપાસ રચાયેલા 'રાણપુરમંડન ચતુર્મુખ આદિનાથ ફાગ' (પ્રાચીન ફાગુસંગ્રહ, પૃ. ૮૭-૯૧)માં મારવાડમાં આવેલા રાણકપુરના વિખ્યાત જૈન મન્દિરનું વિગતભરપૂર સુન્દર વર્ણન છે અને સં. ૧૬૦૫ (ઈ. સ. ૧૫૪૯)માં મતિસારે રચેલી વાર્તા 'કર્પૂરમંજરી'માં સિદ્ધપુરના રુદ્રમહાલયની શાલભંજિકાઓનું આછું વર્ણન છે, એ તો અપવાદરૂપ ગણાય. અલબત્ત, આ સર્વ વિશે પ્રકીર્ણ ઉલ્લેખોનો તોટો સાહિત્યકૃતિઓમાં નથી. વડોદરા યુનિવર્સિટીના 'ગુજરાતી વર્ણક-સમુચ્ચય'માં ભૌતિક સંસ્કૃતિના અભ્યાસમાં ઉપયોગી થાય એવાં ઘણાં વસ્તુવર્ણનો છે પણ એમાંથી કેટલીક વસ્તુઓનું નિશ્ચિત સ્વરૂપ સમજવા માટે ઐતિહાસિક આર્કિયોલોજીની સહાયની અપેક્ષા રહે છે.

આ માટે ઐતિહાસિક અગત્યનાં પસંદ કરેલાં સ્થાનોએ પદ્ધતિસર ઉત્ખનન કરવાં જોઈએ. ભગવાન નકુલીશના પાશુપત સંપ્રદાયના ઉદ્ભવસ્થાન કાયાવરોહણ-કારવણ સ્થળ પાસે સને ૧૯૧૦-૧૨ના અરસામાં ભારત સરકારના આર્કિયોલોજી ખાતાના પશ્ચિમ વર્તુળના મુખ્ય અમલદાર ડૉ. દેવદત્ત ભાંડારકરે કરીને એ સ્થાનનું મહત્ત્વ સમજાવ્યું હતું અને ત્યાર પછી વડોદરાના આર્કિયોલોજી ખાતાના અધ્યક્ષ ડૉ. હીરાનંદ શાસ્ત્રીએ એ સ્થળની અગત્ય પિછાની હતી. સ્વ. રમણલાલ વસંતલાલ દેસાઈને અનેક પ્રાચીન સિક્કાઓ કારવણથી મળ્યા હતા અને હજી પણ એ ગામમાંથી સિક્કા, શિલ્પો આદિ મળે છે. એ જ રીતે દક્ષિણ ગુજરાતના કામરેજ પાસે કાંઠામાંથી દરેક ચોમાસામાં થોડાઘણા સિક્કાઓ મોટા વરાછામાં વેચાવા આવે છે. આ બન્ને સ્થળોમાં ઉત્ખનનની આવશ્યકતા છે.

ઇતિહાસપ્રસિદ્ધ સ્થાનોએ ઉત્ખનન એ ઇતિહાસ અને સંસ્કૃતિનાં વિવિધ અંગોની કાલાનુપૂર્વી નક્કી કરવાની તેમ જ અતીતના અવશેષોને પ્રત્યક્ષ જોવાની ચાવી છે. એ માટે શ્રીમાલ, જાલોર, ઓસિયા, વસંતગઢ, આબુ (દેલવાડાનાં મન્દિરોની પાછળ જગન્નાથજીના મન્દિર પાસે, વસિષ્ઠાશ્રમ અને અચલેશ્વર), આબુની તળેટીમાં આવેલી પરમારોની નામશેષ નગરી ચંદ્રાવતી, પાલનપુર, થરાદ, પંચાસર, ઝીંઝુવાડા, માંડલ, વડનગર અને સિદ્ધપુર, અત્યારના પાટણ પાસે જૂના અણહિલવાડનો અવશેષ અનાવાડા, મોઢેરા, શામળાજી—દેવની મોરી, મહુડીકોટયર્ક, વડાલી, રોડા, ખેડબ્રહ્મા, અમદાવાદ અને કર્ણાવતી, દ્વારકા, બેટ શંખોદ્ધાર, જૂનાગઢ, પ્રભાસપાટણ તથા તેની પાસે આવેલી સાવનો ટીંબો નામે ઓળખાતી જગા, ગોપ, કોડીનાર, દીવ, અમરેલી, પાલીતાણા, ધૂમલી, વલભીપુર, વઢવાણ, ખંભાત અને તેની પાસેનું નગરા, કપડવંજ, ચાંપાનેર, ભરૂચ અને નર્મદાતટે પસંદ કરેલાં સ્થાનો, કાવી ગંધાર, નાંદોદ, નવસારી, સંજાણ આદિ સ્થળોએ ઉત્ખનનો થાય અને આપણા દેશના બધા ઐતિહાસિક યુગોના અવશેષો મેળવવાનો પ્રયત્ન થાય તે ઇષ્ટ છે. શ્રી રામસિંહજી રાઠોડના લેખોને બાદ કરીએ તો કચ્છનાં પુરાતન સ્થાનો અને સ્થાપત્ય-અવશેષો વિષે કંઈ ખાસ કામ થયું નથી પણ છેવટનાં થોડાં વર્ષોમાં ગુજરાતની સંસ્થાઓએ આ દિશામાં જે ઉપયોગી કામ કર્યું છે તે જોયા પછી ભારત સરકારનું આર્કિયોલોજી ખાતું એમાં વધારે ઉત્સાહ બતાવે એવી આશા આપણે રાખીએ.

## કલાના ઇતિહાસ વિષે બે શબ્દ

ગુજરાતની કલા વિષે અહીં બે શબ્દ કહેવા જેવા છે, કેમ કે ઐતિહાસિક સંશોધન, સ્થલતપાસ અને ઉત્ખનન સાથે એનો કાલાનુક્રમિક અભ્યાસ અનિવાર્યપણે જોડાયેલો છે. ગુજરાતની ચિત્રકલા, શિલ્પકલા અને સ્થાપત્યકલાના બે મુખ્ય વિભાગો કરી શકાય—મધ્યયુગ પહેલાંની કલાઓ અને મધ્યયુગ તથા તે પછીની કલાઓ. માત્ર ગુજરાતની જ નહિ, પણ ભારતના પ્રત્યેક પ્રદેશની કલાના ઐતિહાસિક દૃષ્ટિએ આવા વિભાગ પડે છે. હવે, મધ્યયુગના એટલે આશરે ઈ. સ. ૧૦૦૦ પછીના ગુજરાતનાં ચિત્ર, શિલ્પ અને સ્થાપત્ય વિષે પ્રમાણમાં ઠીક જાણી શકાયું છે, પણ એ પહેલાંનો એ કલાઓનો ઇતિહાસ હજી અણઉકેલ્યો રહ્યો છે.

સાહિત્ય, વિદ્યા, કલા અને સંસ્કારના ક્ષેત્રે સોલંકી યુગમાં ગુજરાતે મેળવેલી સિદ્ધિઓ આકસ્મિક હોઈ શકે નહિ; એ પહેલાં સૈકાઓનો પરિશ્રમ, પરંપરા અને વ્યાસંગ હોવાં જોઈએ. વલભીનું ભારતપ્રસિદ્ધ વિદ્યાપીઠ, જેને ચીની પ્રવાસી ઇત્સીંગે નાલંદાનું સમકક્ષ ગણ્યું છે તે આવી પરંપરા સિવાય દૃઢમૂલ બની શકે નહિ. વાસ્તવમાં, સોલંકી યુગથી જરાયે ઉતરતી નહિ, પણ કેટલીક દૃષ્ટિએ ચડિયાતી એવી ગુજરાતની (પ્રાચીન ગુર્જર દેશ અર્થાત્ ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ અને મારવાડની) કલાક્ષેત્રે સિદ્ધિઓ એ પૂર્વે પણ હતી એમ માનવાને પૂરતાં પ્રમાણો છે.

મૌર્ય, ક્ષત્રપ અને મૈત્રક યુગનાં સ્થાપત્યો—મન્દિરો, મકાનો, વિહારો, જળાશયો ઇત્યાદિ તો નાશ પામ્યાં છે; એ સ્થાપત્યોનો સ્પષ્ટ ખ્યાલ આર્કિયોલોજીનાં ઉત્ખનનોથી જ આવી શકે. વલભીનાં સો ઉપરાંત દાનપત્રોમાં કેટલા બધા બૌદ્ધ વિહારો અને મન્દિરોના ઉલ્લેખ છે? એના અવશેષો ભૂગર્ભમાં હશે. કાળનો પંજો માત્ર ગુફામન્દિરો ઉપર ઓછો પડ્યો છે. તળાજામાં બીજી ગુફાઓ હમણાં જડી આવી છે, સાના, જૂનાગઢ, ઢાંક વગેરેની ગુફાઓ જાણીતી છે. છોટાઉદેપુર તરફ એક ગુફા વલ્લભવિદ્યાનગરના પુરાવિદોએ શોધી છે. આ દિશામાં વધુ શોધખોળને અવકાશ છે. પાવાગઢની ચારે તરફ શોધ કરવી બહુ કઠણ છે, પરન્તુ ત્યાં આવી ગુફાઓ જડી આવે તો નવાઈ નહિ. ક્ષત્રપ યુગનાં મકાનોના પાયા, ભીંતના અવશેષો વગેરે અમરેલી અને અકોટાના ખોદકામમાંથી મળ્યા છે, પણ સ્થાપત્ય અને ગૃહયોજનાના ખાસ અભ્યાસની દૃષ્ટિએ અમુક ઉત્ખનનોની યોજના થઈ શકે તો સારું. એ કાળનાં શિલ્પોમાં ડૉ. ઉમાકાન્ત શાહે ભિન્નમાલથી મેળવેલી

વિષ્ણુની પ્રતિમા ક્ષત્રપ યુગના અંતની અને ગુપ્ત યુગના પ્રારંભની કલા રજૂ કરે છે શ્રી રમણલાલ મહેતાએ ડાંગરવાથી શોધેલું મસ્તક અને પશ્ચિમ ખાનદેશમાં પ્રકાશાથી શ્રી શિવનારાયણ દેસાઈએ શોધેલું મસ્તક એ જ અરસાનું છે આ નગરોથી કંઈક જૂની શિલ્પાકૃતિ શામળાજી પાસે તેનમાંથી શ્રી રમણલાલ મહેતાએ મેળવેલી નાની વિષ્ણુપ્રતિમા છે એને લગભગ ત્રીજાચોથા સૈકામાં મૂકી શકાય આથી વધુ શિલ્પો અત્યારે આપણી પાસે નથી પણ આ થોડાક નમૂનાઓ બતાવે છે કે સંશોધન માટે આ ક્ષેત્ર શક્યતાઓથી ભરેલું છે

ગોપ (જામનગર)નું પ્રખ્યાત હિન્દુ દેવાલય એ કયા યુગનું – ગુપ્ત યુગનું? એની બાંધણી ઉપર કોની કોની અસર છે? મેર લોકોની અસર કેટલાક વિદ્વાનોએ સૂચવેલી છે, પણ એ હજી કોયડો છે ગોપના મન્દિરને સામાન્ય રીતે ઇ સ ના ચોથા પાંચમા સૈકા જેટલું જૂનું માનવામાં આવે છે એમાં પાછળથી કંઈક જીર્ણોદ્ધાર થયો હશે પણ એવા ભાગો સ્થાપત્યની દૃષ્ટિએ પકડી શકાય ભૂમિમાં દટાયેલા કે ભવિષ્યમાં જડી આવે એવા પ્રાચીનતર સ્થાપત્યો વિશે હાલ વિચાર કરવાનું શક્ય નથી એટલે અત્યારે તો આ ગોપના મન્દિરથી પૂર્વ મર્યાદા આંકીને આપણે અભ્યાસ અને શોધ કરવાના છે એના શિખરની બાંધણીનો ક્રમિક વિકાસ સૌરાષ્ટ્રના અન્ય મન્દિરોમાં ખોળવો જોઈએ આ દિશામાં જૂનાગઢ મ્યૂઝિયમના હાલના ક્યુરેટર શ્રી મધુસૂદન ઢાંકીએ સારો અભ્યાસ શરૂ કર્યો છે આ શિખરોનો અને દાક્ષિણાત્ય ચૌલુક્ય સ્થાપત્યના શિખરોનો સંબંધ એ આ શોધનું બીજું એક મુખ્ય અંગ છે

હજી નહિ નોંધાયેલા પ્રાચીન મન્દિરોની તપાસમાં શ્રી રવિશંકર રાવળે શોધેલું કનસરનું દેવાલય અગત્યનું છે આ મન્દિર ગુપ્તોત્તરકાલીન છે આ ઉપરથી એ સ્પષ્ટ છે કે બર્જેસ અને કઝિન્સની તપાસ પછી પણ ગુજરાતમાં હજી જાણેલા (દટાયેલા નહિ) એવા ઘણા મન્દિરો શોધી શકાય એમ છે ભૂતપૂર્વ વડોદરા રાજ્ય તથા હાલના રાજ્યના પુરાતત્ત્વ ખાતાએ બર્જેસ અને કઝિન્સની સ્થળતપાસમાં આ દૃષ્ટિએ ઘણી અગત્યની પૂર્તિ કરી છે ગુજરાત અને સૌરાષ્ટ્રના વિલીન થયેલા અનેક રાજ્યોમાં તથા ખાસ કરીને કચ્છમાં આવી સ્થળતપાસ વહેલી તકે હાથ ધરવાની આવશ્યકતા છે બર્જેસ અને કઝિન્સે જે સ્થાપત્યનું વર્ણન કર્યું છે તેમનો પુનઃ અભ્યાસ પણ નવી દિશાના પ્રકાશમાં કરવો જોઈએ શ્રી પટરીનાથ ઇનામદારે વીસેક વર્ષ પહેલાં જે પ્રત્યે ધ્યાન દોર્યું હતું તે ઈડર પાસે રોડાના મન્દિરોનો પૂરો અભ્યાસ હજી થઈ શક્યો નથી ભીનમાલ પાસે આવેલ, ઓસવાલ વણિકોના મૂળ સ્થાન, ધ્વસ્ત નગરી ઓસિયાના મન્દિરોના સ્થાપત્યને મળતા ગુર્જર પ્રતિહારોના સ્થાપત્યનું પ્રતિનિધિત્વ ધરાવતા આ મન્દિરો અભ્યાસપૂર્ણ સચિત્ર ગ્રન્થો દ્વારા પ્રસિદ્ધિ માગે છે વડનગરમાં શીતળા માતા અને આમથેર માતાના પ્રાંગણમાં આવેલા મન્દિરો તથા ઉત્તર ગુજરાતના સંડેર ગામના બે ભગ્ન મન્દિરો એની સાદી બાંધણી, જાળી, શિખરનો ઘાટ તથા તે ઉપરના શિલ્પોને આધારે ઇ સ ૧૦૦૦ પહેલાના જણાય છે પાટણના સ્થાપનાકાળે, ઇ સ ના આઠમા સૈકામાં રચાયેલા મનાતા કેટલાક શિલ્પો વડોદરા મ્યૂઝિયમમાં સચવાયા છે એના કલાપ્રયોજનોનો વિશિષ્ટ પ્રકાર સાબરકાંઠામાં રોડાના મન્દિરોમાં અને શામળાજીની ભગ્ન દ્વારશાખાઓમાં જોવા મળે છે

રોડાના મન્દિરોમાં કૃષ્ણરાધાનું ગુજરાત ખાતેનું પ્રથમ શિલ્પ મળે છે ગુજરાતમાં કૃષ્ણભક્તિના અભ્યાસમાં તથા ભક્તિમાર્ગની ઉત્તરોત્તર વધતી લોકપ્રિયતા સમજવામાં આ પ્રકારના પ્રાચીન શિલ્પો ઘણા ઉપયોગી થયા છે રોડા અને કારવણમાં પંચાગ્નિ તપ તપતી પાર્વતીના શિલ્પો છે, જેનો અભ્યાસ ડૉ ઉમાકાન્ત શાહે કર્યો છે પ્રાચીન શિલ્પોના અભ્યાસથી જુદા જુદા ધર્મસંપ્રદાયો અને એમની વિવિધ શાખાઓની પ્રાચીનતા અને પ્રચાર, વિવિધ મૂર્તિઓની પૂજાઓ ઇત્યાદિ વિશે ઘણું જાણવાનું મળશે, 'ગુજરાતનું મૂર્તિવિધાન' એ શ્રી કનૈયાલાલ દવેનો ગ્રન્થ હજી અપ્રકટ છે, તે ગુજરાત વિદ્યાસભા તરફથી વહેલી તકે

પ્રકટ થાય એમ ઇચ્છીએ. 'વિષ્ણુધર્મોત્તર પુરાણ' ના લલિત કલાવિષયક આધ્યાયોનું સંપાદન અને અધ્યયન ડૉ. પ્રિયબાળા શાહે કર્યું છે તે આ બધાં કલારૂપો પાછળની ઐતિહાસિક અને તાત્ત્વિક ભૂમિકા સમજવામાં મદદરૂપ થશે.

પ્રાચીન ગુર્જર દેશની આ કલાના સર્જક કે સર્જકો કોણ હતા એ વિષે ઘણું ઓછું જાણવામાં છે. ઈ. સ. ૧૬૦૦ના અરસામાં થયેલા તિબેટના ઇતિહાસકાર બૌદ્ધ લામા તારાનાથે નોંધ્યું છે કે શીલ રાજાના સમયમાં મારવાડમાં શાર્ઙ્ગધર નામે મહાન કલાકાર જન્મ્યો હતો; તેણે ચિત્રો અને બીજી એવી મહાન અને ચિરંજીવ કલાકૃતિઓ બનાવી હતી કે જાણે યક્ષોએ તે તૈયાર કરેલી ન હોય! એના અનુયાયીઓથી પ્રાચીન પાશ્ચાત્ય કલાશૈલી ઉદ્‌ભવી અને નેપાલ તથા કાશ્મીરમાં એ શૈલીનો બહોળો પ્રચાર થયો; જો કે પાછળથી નેપાળમાં ચિત્ર-શિલ્પમાં પૌર્વાત્ય શૈલીનો પ્રચાર વધ્યો અને કાશ્મીરમાં એક કલાકારે કાશ્મીરી કલાસંપ્રદાય સ્થાપિત કર્યો.

તારાનાથે શાર્ઙ્ગધરને આશ્રય આપનાર શીલ રાજાનો ઉલ્લેખ કર્યો છે તે વલભીનો શીલાદિત્ય પહેલો હોવો જોઈએ. એ કલાનો દિગ્વિજય કાશ્મીર અને નેપાલ સુધી થયો હોય તો દક્ષિણમાં પણ એની અસર ન જ થઈ હોય એમ બનવું શક્ય નથી. આ કલાશૈલીના જૂનામાં જૂના પ્રાપ્ત અવશેષો નિદાન ઇસવી સનના છઠ્ઠા સૈકા જેટલા જૂના છે એમ તદ્વિદો માને છે. કરાંચી મ્યૂઝિયમમાંની, મીરપુર ખાસથી મળેલી બ્રહ્માની સુન્દર અને આકર્ષક મોટી ધાતુપ્રતિમા આ પશ્ચિમી કલાની છે તથા અકોટાથી મળેલી જીવંતસ્વામીની ધાતુપ્રતિમા અને આચાર્ય જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે સ્થાપિત કરેલી પ્રતિમાઓ પણ એ પરિપાટીની છે. પણ હજી આપણે સતત શોધ કરી બીજાં આવાં શિલ્પો એકઠાં કરવા પ્રયત્ન કરવો જોઈએ. જૈન ધાતુપ્રતિમાઓના આસન ઉપર કે પાછળ સામાન્ય રીતે લેખ હોય છે. જીવંતસ્વામીની મૂર્તિ જે ઉત્તર ભારતની ધાતુપ્રતિમાઓમાં એક અજોડ સુન્દર શિલ્પ છે તેનું આસન ભંગારમાં વેચાયું હતું એમ કહેવાય છે. એ જો બચાવી શકાયું હોત તો આપણી કલાનો પ્રારંભિક ઇતિહાસ પ્રમાણમાં નિશ્ચિત ભૂમિકા ઉપર હોત.

ગુજરાતની ગ્રન્થસ્થ ચિત્રકલાનાં તાડપત્ર ઉપરનાં ચિત્રો ઈ. સ. ના બારમા સૈકા જેટલાં જૂનાં જૈન ભંડારોમાં વિદ્યમાન છે. પણ એ કલાનો ઇતિહાસ તો એ કરતાં ઘણો જૂનો હોવો જોઈએ. સં. ૫૧૦ (ઈ. સ. ૪૫૪માં) દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના પ્રમુખપદે વલભીમાં મળેલી વિદ્વત્પરિષદે તમામ જૈન આગમગ્રન્થો લિપિબદ્ધ કરાવ્યા એમાં, જૈન ગ્રન્થસ્થ ચિત્રકલાની પરંપરા જોતાં, ચિત્રોને સ્થાન નહિ મળ્યું હોય એમ માનવું વધારે પડતું છે. શીલાદિત્ય પહેલાને છઠ્ઠા સૈકામાં થયેલો ગણીએ તો શાર્ઙ્ગધર એનો સમકાલીન ગણાય. વળી પાંચમો—છઠ્ઠો—સાતમો સૈકો એ અજંતાનાં વિશ્વવિખ્યાત ભિત્તિચિત્રોનો યુગ છે. મધ્યભારતની બાઘ ગુફાઓમાં પણ ઈ. સ ના છઠ્ઠા સૈકાના અરસાનાં ચિત્રો છે. એમાં પશ્ચિમ ભારતીય કલાનો કંઈ હિસ્સો ખરો? અજંતામાં એક કલાશૈલી નથી, પણ જુદા જુદા સૈકાનાં જુદી જુદી શૈલીઓની અસરવાળાં ચિત્રો ત્યાં છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

પણ શાર્ઙ્ગધરે શરૂ કરેલી અને મૈત્રકોએ પોષેલી પશ્ચિમ ભારતીય કલાશૈલીને ત્યાં શા માટે ખોળવી જોઈએ? કારણ કે લામા તારાનાથના સ્પષ્ટ કથન અનુસાર, શાર્ઙ્ગધરે દેવળોનાં ચિરંજીવ ચિત્રો દોર્યાં હતાં. આ ચિત્રો એ ભિત્તિચિત્રો કેમ ન હોય? શું એણે બાઘની ગુફામાં ચિત્ર દોર્યાં હશે? કે અજંતામાં પણ કંઈ ચિત્રકામ કર્યું હશે? કે પછી સૌરાષ્ટ્રની કોઈ ગુફાઓમાં ધૂળ અને મેશ નીચે એ ઢંકાયેલાં હશે?

પ્રમાણમા ચ ૫ મ ખ્યાના ગિ પા ઉપરથી તત્કાલીન ચિત્રકલાનો ખ્યાલ મેળવવો અત્ર જરૂર છે, પણ અજન્ટા નહી જમ તત્કાલીન શિલ્પની અસર અજતાના ચિત્રોમા દેખાય છે તેમ અમુક અમલ આ ચિત્રો અને હિન્દુસ્તાન પ્રાચીન શિલ્પો વચ્ચે જણાય છ નાઈ વસ્તુ પહેલા જટ માર જૂની રહ પડતી નથી અને પાછળથી જડ માર નથી ગણાતી જે તી નથી એટલે આ પ્રશ્ન નિ પક્ષ વિચારણા અને ઝીણવટભર્યો અભ્યાસ ગુજરાતના વિદ્વાનો પામે માગે છે આ વિષયમા એક અગત્યનો પુરાવો છે ઉમાનાન્ત નાહે જૈન લા ઉપરના એમના વનાસ્તના વ્યાખ્યાનોમા જૂ ત્યો છે ચીની યાત્રી હ્યુએન ત્સંગે (ઈ સનો સાતમો સૈકો) નોધ્યુ છ કે એના પહેલા ઘણા સમય પર એક બૌદ્ધ આચાર્ય અચરે (અચલે) પોતાની માતાના પુણ્ય અને મુક્તિ અર્થે અજતામા ગુફા તરાવી તેમા ચિત્રો દોરાવ્યા હતા આ આચાર્ય પશ્ચિમ ભારતમાથી આ ા હતા એમ હ્યુએન ત્સગ લખ છે આના આચાર્ય પશ્ચિમ ભારતમાથી આવે ત્યાર સૌરાષ્ટ્રના બૌદ્ધ વિદ્વાન ક વલભીના વિદ્યાપી સાથે એમને સબધ હોય એ કલ્પી શકાય એવુ છે અને તો પશ્ચિમ ભારતના ચિત્રકારોને અજતામા કામ કરવાનો અવકાશ મળ્યો હોય એ સભવિત છે. એ સિવાય પણ જે ના ઉત્તરમા નેપાલ અને કાશ્મીર સુધી ગઈ ત દક્ષિણે અજતા સુધી કરો પ્રભાવ પાડે નહિ એમ બનવુ પણ સભવિત નથી સ્પષ્ટ રીતે ગુજરાતી કળાની જ લાગે એવી જૈન તીર્થંકરની એક ધાતુપ્રતિમા, તિબેટના એક મ મા અન્ય ધાતુપ્રતિમાઓ સાથે મળેલી તે ઇટાલિયન વિદ્વાન ડૉ ટુચીએ પોતાના Tibetan Scroll Paintingsમા પ્રસિદ્ધ ગી છે જુ ા જુ ા પ્રદેશો વચ્ચેના સાસ્કૃતિક આદાન-પ્રદાન એ ઇતિહાસમા સર કાળે એક નૈસર્ગિક પ્રક્રિયા છે અને એ રીતે જ આ બધી વસ્તુઓનુ અવલોકન કરવુ જોઈએ પશ્ચિમ ભારતની કળાઓનો પ્રાદેશિક વિસ્તાર અત્યારના ગુજરાત કરતા ઘણો મોટો છે, અને એથી એ બાબત વિ ારમા વિ પર્યાલોચન અન્વેષણ અપેક્ષિત છે

## પ્રાદેશિક ઇતિહાસની અગત્ય

ગુજરાતના ઇતિહાસ અને પુરાતત્ત્વના સશોધન માટે આ કેટલાક દિશાસૂચનો છે આ સૂચનો સર્વગ્રાહી નથી તપાસ કરવા યોગ્ય બીજા અનેક મુદ્દાઓનો આ વ્યાખ્યાનમા નિર્દેશ સરખો થઈ શક્યો નથી આ સૂચનો ગણ Cate ગોરાત્મક છે અને વિદ્વાનો આ ક્ષેત્રમા કામ કરવાની પુષ્કળ શક્યતાઓ પ્રત્યે ધ્યાન ખેચવાનો નમ્ર પ્રયાસ એમા છે ગુજરાતનો ઇતિહાસ એ ભારતના ઇતિહાસનુ અગ છે અને આપણા અભ્યાસીઓ જે દિશામા જે કઈ કાર્ય કરે એ ભારતીય ઇતિહાસને જ એમનુ પ્રદાન છે વળી ભારતનો ઇતિહાસ એ ઇગ્લેન્ડ કે ફ્રાન્સ જેવા યુરોપના એકાદ દેશના ઇતિહાસ જેવો નથી સમગ્ર ભારતમા સાસ્કૃતિક એકતા અનુસ્યૂત હોવા છતા આખો યે દેશ એક જ રાજકીય સત્તા નીચે હોય એવુ ભૂતકાળમા કોઈક જ વાર બન્યુ છે આથી પ્રાદેશિક ઇતિહાસની અગત્ય અનિવાર્યપણે સમજાય એવી છે મર્યાદિત ભૌગોલિક ફલકને ગણે એનો રસ ઘટતો નથી કે મહત્ત્વ ઓછુ થતુ નથી. સશોધનના ઊડાણ અને વિગતો વડે તથા પ્રસગોના રચનાત્મક ઉલ્ટી તપાસ અને વિપુલ સ્થાનિક પુરાવાઓના અધ્યયન દ્વારા એ મર્યાદા ઓછી થાય છે, અને એ રીતે પ્રાદેશિક ઇતિહાસ અનેક રીતે વ્યગ્ર અને મોહરાયક બને છે તથા સશોધન-અન્વેષણની તાલીમ માટે પુષ્કળ અવકાશ આપે છે સમગ્ર ભારતના ઇતિહાસને સમૃદ્ધ બનાવવા માટે પણ મોટો એક પ્રદેશ કે યુગના ઊડા અભ્યાસ ઉપર ધ્યાન કેન્દ્રિત કરવુ જોઈએ

ગુજરાતમા ઐતિહાસિક સશોધનની સામગ્રી અપાર હોવા છતા એને અનુરૂપ સતોષજનક કાર્ય હજી થઈ શક્યુ નથી. એના બે કારણો મારી દૃષ્ટિએ જણાય છે—એક, ગુજરાતની વૈશ્યવૃત્તિ, પરિણામે તાત્કાલિક લાભ માટે જોવાની વૃત્તિ અને આવી નવરાના ધધા જેવી પ્રવૃત્તિ પ્રત્યે ઉદાસીનતા અને બીજુ, ધનિકવર્ગની

અભ્યાસમાં ગુજરાતના ઇતિહાસને યોગ્ય સ્થાન નથી મળતું તે ઉચ્ચ શિક્ષણમાં ગુજરાતીના અભ્યાસને સ્થાન મળ્યાના જેવો નિયમ થયો એવું જ પ્રાદેશિક ઇતિહાસની બાબતમાં થવા સંભવ છે. વલભીના મૈત્રક કાલના અંત સુધીનો પ્રાચીન યુગ, સોલંકી-રાજપૂત યુગ, ગુજરાતની સલ્તનતનો યુગ, મુઘલ યુગ, અને ત્યાર પછીનો 'અર્વાચીન ઇતિહાસ'—એમ ગુજરાતના ઇતિહાસના બધા યુગો એમાં પ્રવર્તમાન સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક બળોની દૃષ્ટિએ ગંભીર અધ્યયનને પાત્ર છે. પરંતુ અત્યાર સુધી ગુજરાતના ઇતિહાસનો લગભગ બધો અભ્યાસ યુનિવર્સિટીઓ બહાર જ થયો છે. એ સ્થિતિ સ્વાભાવિક રીતે દૂર થવાના ચિહ્નો હવે દેખાઈ રહ્યાં છે. ગુજરાતમાં અમદાવાદ અને વડોદરામાં યુનિવર્સિટીઓ સ્થપાઈ ગઈ છે અને થોડા સમય પછી આણંદમાં ત્રીજી યુનિવર્સિટીનાં મંડાણ થશે. જેમ આપણા પ્રદેશની યુનિવર્સિટીઓમાં ગુજરાતી ભાષા-સાહિત્યના ઉચ્ચ અધ્યયન અને સંશોધન માટે આસન (Chair) હોય તે પ્રમાણે ગુજરાતના ઇતિહાસના અધ્યાપન અને સંશોધન માટે પણ આસન હોવું જોઈએ એવો મારો મત છે. પ્રાદેશિક ઇતિહાસના સંશોધનને એથી મોટો વેગ મળશે, એટલું જ નહિ પણ જીવનને જે જુદી જુદી દૃષ્ટિએ સ્પર્શે છે એવા ઇતિહાસ અને સાહિત્ય જેવા બે મહાન વિષયોનો સાથોસાથ અભ્યાસ પરસ્પરને ઉપકારક થશે.

આ અધ્યયનના પરિણામો ભલે પ્રસંગોપાત્ત અંગ્રેજી અને હિન્દીમાં આપી શકાય પણ એને લગતું મુખ્ય કામ તો પ્રાદેશિક ભાષાઓમાં થવું જોઈએ. આપણી ભાષાઓનો સર્વાંગી વિકાસ કરવો એ તમામ ભારતીય વિદ્યાર્થીઓનું ધ્યેય હોવું જોઈએ. વિદ્યાના તમામ વિષયો, એની ઉચ્ચતમ કક્ષા સુધી એ દ્વારા જ કંઈ પણ ભાષા કે સાહિત્યનો વિકાસ થઈ શકે. પ્રસ્તુત વિષયનો દાખલો લઈએ તો, રાજવાડે અને સરદેસાઈ જેવા મહારાષ્ટ્રીય ઇતિહાસવિદોએ પોતાનું મુખ્ય કામ મરાઠીને બદલે અંગ્રેજીમાં કર્યું હોત તો આ ક્ષેત્રમાં મરાઠી સાહિત્ય કેટલું દરિદ્ર રહ્યું હોત? ગૌરીશંકર ઓઝાના ગ્રન્થો હિન્દીમાં લખાયા ન હોત અને 'નાગરીપ્રચારિણી પત્રિકા' જેવી સંશોધન પત્રિકા જે લગભગ પચાસ વર્ષથી હિન્દીમાં ચાલતી ન હોત તો હિન્દી ભાષા એ વિષયમાં કેટલી પાછળ હોત? કેશવલાલ ધ્રુવ, રત્નમણિરાવ, દુર્ગાશંકર શાસ્ત્રી અને મુનિશ્રી જિનવિજય જેવાનાં લખાણો ગુજરાતીમાં ન થયાં હોત તો ગુજરાતી સાહિત્ય પણ આ ક્ષેત્રમાં કેટલું દરિદ્ર હોત? આપણા પ્રદેશના શિક્ષિત નાગરિકને સમવાય ભાષા હિન્દીનું જ્ઞાન હોય અને અંગ્રેજીનો પરિચય હોય. જેને વિદ્યા અને સંશોધનના ક્ષેત્રોમાં ઉચ્ચ પ્રકારનું કામ કરવું હશે તેને સંસ્કૃત અને તત્સમ પ્રાકૃતાદિ ભાષાઓ, વિદેશી જર્મન આદિ ભાષાઓ, દ્રાવિડ ભાષાઓ સમેત અન્ય પ્રાદેશિક ભાષાઓ, મધ્ય પૂર્વ અને દૂર પૂર્વની ભાષાઓ કે પશ્ચિમની અંગ્રેજી સિવાયની મહત્ત્વની ભાષાઓ જાણવાની રહેશે. જ્ઞાનસાધનામાં કશું પણ પરાયું—પરદેશી હોવાથી હેય કે ત્યાજ્ય નથી. પરન્તુ એ માટે સ્વભાષાને આપણે રાષ્ટ્રવિધાન, શિક્ષણ કે સંશોધનમાં બીજી કોઈ પણ ભાષાથી ઊતરતી ગણવાની જરૂર નથી. અથવા આપણી ભાષા પોતામાં અમુક ખામીઓ ધરાવે છે માટે એ ઓછી કાર્યક્ષમ છે એમ કલ્પવાની પણ જરૂર નથી. હિન્દી આપણા દેશની સર્વસામાન્ય અને સ્વીકૃત સમવાય ભાષા છે, પરંતુ બંધારણે સ્વીકારેલી તમામ પ્રાદેશિક ભાષાઓ પણ હિન્દીના જેટલી જ રાષ્ટ્રીય ભાષાઓ છે. અને એ તમામના સુયોજિત અને સર્વાંગીણ વિકાસ દ્વારા જ સમવાય ભાષા સમૃદ્ધ થશે તથા એ કારણે સ્વયમેવ એનું દેશવ્યાપી સ્વરૂપ ધીરે ધીરે અવતાર પામશે. જે ગુજરાતી ભાષા દ્વારા ગાંધીજીએ લગભગ અર્ધી શતાબ્દી સુધી પોતાનો જીવનસંદેશ આપ્યો એ ભાષાની સાહિત્યપરિષદ સમક્ષ આ વિષે વધારે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. ભારતના સર્વ પ્રદેશોની ભાષા, સાહિત્ય અને સંસ્કૃતિના અનિર્બંધ વિકાસથી અને તે દ્વારા સામાન્ય જન સુધી જ્ઞાન-સંસ્કારના વિતરણથી ભારતની સુગ્રથિત સંસ્કૃતિ (Composite culture) મોટે ફાળે પ્રગટશે અને ભારતના કોઈ પણ પ્રદેશનો નાગરિક સૌ પહેલો ભારતીય નાગરિક છે એ ભાવના ઉત્તરોત્તર નૈસર્ગિક રીતે દૃઢ બનતી જશે એમ ભારતીય રાષ્ટ્રની અખંડતાને સાચું પોષણ મળશે.

# ધર્મ અને તત્ત્વજ્ઞાન વિભાગ

## આધુનિક યુરોપીય ફિલસુફીમાં શ્રી અરવિંદના તત્ત્વદર્શનનું સ્થાન

શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

દરેક પ્રજાનું માનસ તેની ભાષામાં વ્યક્ત થાય છે, અને દરેક પ્રજામાં અમુક પ્રતિભા હોય છે, અને તે પોતાની ભાષાના અમુક શબ્દોમાં પ્રતિબિંબિત થાય છે આપણી ભાષાનો ધર્મ શબ્દ એવો છે કે સહેજે બીજી કોઈ ભાષામાં એનો પારિભાષિક શબ્દ ગોતવો લગભગ અશક્ય છે ધર્મ એટલે માત્ર Religion નહિ આપણે કહીશું કે હાથનો ધર્મ પકડવાનો છે, પગનો ચાલવાનો છે એટલે કે હરકોઈ વસ્તુનો જે વિશિષ્ટ વ્યાપાર તે તેનો ધર્મ -> Function આ ઉપરાંત માણસનો પોતાનો વ્યક્તિગત ધર્મ હોય છે, સમાજમાં તેનું જે સ્થાન હોય ત પરત્વેનો એનો ધર્મ હોય છે વ્યવહારના આચારધર્મનો પણ આમાં સમાવેશ થાય છે, અને આ બધાથી પર એવો આત્માનો ધર્મ એટલે કે ધર્માનુભવ Spiritual Experience–આનો પણ સમાવેશ ધર્મ શબ્દમાં થઈ શકે છે આટલા બધા વિશાળ અર્થને લીધે જ ગીતામાં શરૂઆતમાં એમ કહ્યું છે કે

स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ।

અને અંતે એમ કહ્યું છે કે ' सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।

એમાં સહેજે વિરોધાભાસ જેવું લાગે પણ આપણે જો ધર્મની ઉપરની પાયરીના ધર્મના તમામ અર્થોનો વિચાર કરીશું, તો આમાં કશો વિરોધ નહિ લાગે

આપણે ત્યાં આચારધર્મ, સામાજિકધર્મ, કે સાંપ્રદાયિક ધર્મ તેમજ ધર્માનુભવ વિષે પણ સાહિત્ય છે, તેમજ તત્ત્વજ્ઞાન ( એટલે કે એના શાબ્દિક અર્થમાં Meta-Physics * ઉપર પણ પુસ્તકો લખાએલાં છે. પરંતુ પાશ્ચાત્યદેશોમાં જેને ફિલસુફી કહે છે, તેવી વિચાર પદ્ધતિ આપણે ત્યાં નથી આપણા આર્ષદ્રષ્ટા ઋષિમુનિઓ માત્ર સૂત્રો કહેતા અને એ સૂત્રોને અનુરૂપ વિશ્વના અંતિમ તત્ત્વનો જેને અનુભવ થયો હોય તેવાઓ તેના ઉપર ભાષ્ય લખતા, અને બીજા પંડિતો માત્ર ટીકા કે ઉપટીકા લખતા જ્યારે યુરોપમાં પોતાના કે વિશ્વના અંતિમ તત્ત્વ વિષે અનુભવ હોય, તેવાઓ જ પોતાના તત્ત્વજ્ઞાનનું પ્રતિપાદન કરી શકે એમ માનવામાં આવતું નહોતું. માત્ર બુદ્ધિની દૃષ્ટિએ આપણા પોતાના સામાન્ય અનુભવોનું પૃથક્કરણ કે એકીકરણ કરીને, જે તે અનુમાનો બાંધી આખી વિચારસરણી નીપજતી કાઢીને, બાહ્યવિશ્વનું કે આપણું કે મનનું અગમ્ય સ્વરૂપ અમુક છે એમ પશ્ચિમના ફિલસુફોએ પ્રતિપાદન કર્યું છે ત્યાંના અમુક ફિલસુફોને જેવા કે નોસ્ટિક, પ્લેટો પ્લોટાઇનસ, વગેરેને આપણે બાદ કરીએ તો બીજા બધા ફિલસુફોએ માત્ર તાર્કિક બુદ્ધિને અનુસરીને માનવજીવનના અમુક અનુભવોનું પૃથક્કરણ કરીને વિશ્વના અંતિમ તત્ત્વનું નિરૂપણ કરવાનો પ્રયત્ન કર્યો છે આ દૃષ્ટિએ ફિલસુફીની એવી વ્યાખ્યા કરી શકાય કે આપણા અનુભવ સમસ્તના જુદા જુદા પાસાઓનો અભ્યાસ, પોતાના વિશિષ્ટ દૃષ્ટિબિંદુને ધ્યાનમાં રાખીને, એ દૃષ્ટિબિંદુને અનુરૂપ પોતાની પદ્ધતિ અખત્યાર કરીને, જુદા જુદા વિજ્ઞાનો વિશ્વના સ્વરૂપનું જે નિરૂપણ કરે છે, તે તમામ ભિન્ન ભિન્ન

---

* ગ્રીક ભાષામાં Meta-Beyond અને Physics-Physics-ફિઝિક્સ-ભૌતિકવિજ્ઞાનનો જ્યાં અંત આવે, ત્યાંથી મેટા ફિઝિક્સની શરૂઆત થાય–ભૌતિકથી જે પર છે ને જેનો વિષય તે ' મેટા ફિઝિક્સ ' કે તત્ત્વજ્ઞાન

નિરૂપણમાંથી સમન્વય તારવી કાઢવાનું કામ ફિલસૂફીનું છે, અને આ રીતે સર્વાંગી સમન્વયનું દૃષ્ટિબિંદુ ફિલસૂફીનું છે

દરેક વિજ્ઞાનને પોતાનું ક્ષેત્ર હોય છે ઉ૦ ત૦ પદાર્થ વિજ્ઞાન – ભૌતિક વિજ્ઞાન પોતાની વિશિષ્ટ ગાણિતિક પદ્ધતિને અનુસરીને બાહ્ય ભૌતિક પદાર્થ કે દ્રવ્યનો અભ્યાસ કરે છે, જીવનશાસ્ત્ર કે જીવવિદ્યા નાના મોટા પ્રાણીઓ, અને એ દ્વારા જીવનતત્વને સમજવાને પ્રયત્ન કરે છે. ચિત્તવિજ્ઞાન માનવચિત્તનું સ્વરૂપ કે સ્વભાવ અથવા જુદા જુદા સંજોગોમાં એ કઈ રીતે વ્યક્ત થાય છે તેના પર પ્રકાશ નાખવા મથે છે આમ વિજ્ઞાનની બધી શાખાઓના ક્ષેત્ર ભિન્ન ભિન્ન હોય છે પરંતુ ખરી હકીકત એમ છે કે હરકોઈ વિજ્ઞાનનું ક્ષેત્ર પહેલાં નક્કી કરવામાં આવતું નથી, પરંતુ માણસ પોતે સૌથી પહેલા પોતાનું દૃષ્ટિબિંદુ નક્કી કરે છે, અને એ દૃષ્ટિબિંદુ સાથે અનુભવના જેટલા જેટલા પાસા સુસંગત હોય, તેટલાનો જ અભ્યાસ કરવાનો એ પ્રયત્ન કરે છે. આ રીતે માણસનું દૃષ્ટિબિંદુ અને હરકોઈ વિજ્ઞાનનું ક્ષેત્ર એ બે વચ્ચેનો સંબંધ અંગી અને અંગ વચ્ચે જેવો સંબંધ છે, તેવો ઑર્ગેનિક કે અંગાંગી સંબંધ થાય છે

ધારો કે એક માણસ પર્વતની ઊંચી ટોચ પરથી નીચે સીધી ઊંડી ખીણમાં ગબડી પડે છે, તો ગણિતશાસ્ત્રીને એની સાથે કશી નિસ્બત નથી, અને ભૌતિક વિજ્ઞાનનો અધ્યાપક ટોચની કેટલી ઊંચાઈ છે, એ કંઈ ક્ષણે પડ્યો, અને એનું વજન આટલું હતું તો અને આ પર્વત પૃથ્વીના અમુક અક્ષાંશ રેખાંશ પર આવેલો છે, તેથી તે સ્થાનનો ગુરુત્વાકર્ષણના બળનો નિશ્ચિત આંક અમુક હશે, તેથી અમુક બીજી હરકોઈ ક્ષણે એની ગતિ અમુક આટલી હશે એવી ગણતરી કરી પોતે કૃતાર્થ માનશે એને મન એ જ વજનનો પત્થર પડે, અથવા એ જ વજનનો માણસ પડે એ બે વચ્ચે કશો ફરક નથી—સિવાય કે પત્થર ગોળ હોય, અને માણસના હાથપગ છૂટા હોય તેથી આજુબાજુની હવા સાથેના ઘર્ષણને લીધે જે કંઈ ફરક પડે તે

આથી આગળ જઈને રસાયનશાસ્ત્રી હશે તો તે—એનાથી બની શકે તો—એ પડતો હોય, અને તેનો વેગ અતિશય વધી જાય—તો તેવે વખતે એના શરીરમાં કેવા રાસાયનિક ફેરફાર થાય તેનો અભ્યાસ કરવા તૈયાર થશે

જીવવિદ્યાના દૃષ્ટિબિંદુએ વિચાર કરનારઓ હરકોઈ પ્રાણીનો વેગ જો અમુક પ્રમાણમાં વધ્યા જ કરે તો તે જીવતું રહી શકે નહિ તે બાબત અનુમાન કરવાનો પ્રયત્ન કરશે. ગતિ એક સરખી કે સતત હોય તો પ્રાણી માત્રને એનો અનુભવ થતો નથી, અથવા એના શરીર અને જીવનનું તંત્ર અબાધિત ચાલ્યા કરે છે તે સિદ્ધાન્ત જાણીતો છે પરંતુ ગતિ ઓછી થાય કે એકદમ બંધ પડે, અથવા દર ક્ષણે ગુરુત્વાકર્ષણના ક્ષેત્રમાં (Gravitational Field) બને છે તેમ, અમુકગણી વધ્યા જ કરે, તો જીવન વ્યાપારને ધક્કો લાગે છે

અને આજ રીતે આવા, આઘાતથી માણસનું ભાન પણ જતું રહે, અને નીચે પટકાય ત્યારે એને કશું દુઃખ પણ કદાચ ન થાય એ શક્ય છે એમ ચિત્તવિજ્ઞાનનો અભ્યાસી અનુમાન કરશે

આ રીતે આપણે પ્રત્યેક વિજ્ઞાનને વિષે કહી શકીએ, કે હરકોઈ સનાતનના અમુક જ અંશનો પોતાની દૃષ્ટિએ અથવા વધારે સ્પષ્ટતાથી કહેવું હોય તો પોતાની વિશિષ્ટ મર્યાદિત દૃષ્ટિએ વિચાર અને અભ્યાસ કરે છે, તથા તેનું એ રીતે નિરૂપણ કરે છે, જ્યારે ફિલસૂફી અનુભવ સમસ્તના દૃષ્ટિબિંદુથી સમગ્ર બનાવને સમજવાનો પ્રયત્ન કરે છે અને દરેક વિશિષ્ટ વિજ્ઞાનને શું શું કહેવાનું છે, એ કેટલે દૂર જઈ શકે છે, અને એના નિરૂપણમાં કયા કયા ઊણપ છે તે બતાવે છે, અને અનુભવ સમસ્તનો સમન્વય કરવાનો પ્રયત્ન

છે. આ દૃષ્ટિએ જોતાં જેમ જેમ વિજ્ઞાનની શાખાઓ આગળ પ્રગતિ કરશે તેમ તેમ ફિલસૂફી આગળ નવાં નવાં વિધાન આવશે અને એ નવા નવા સમન્વય સાધશે.

ઉપરના વિવેચનપરથી એટલું તો સ્પષ્ટ થશે કે ગણિતશાસ્ત્રી અનુભવ સમસ્તના તમામ અંગોને બહાર રાખીને—અથવા વિચારના વિકલ્પન વ્યાપાર દ્વારા—એક પછી એક તત્ત્વને અળગું કરીને, માત્ર રૂપ એટલે કે Formનો અભ્યાસ કરે છે. એમાં માત્ર સંખ્યા—પછી તે સાદી સંખ્યા હોય કે બીજગણિતની હોય, અથવા યુક્લિડનું સાદું આકાર હોય,—તો તે સંખ્યાઓ વચ્ચેના સંબંધ અથવા તો આકારમાં પરસ્પરના સિદ્ધ સિદ્ધાન્તોના સંબંધ—અમુક સ્વીકૃતિઓ પહેલેથી માની લઈને—તેના સાચા પર—નિરૂપણ કરે છે.

સંખ્યા અને આકાર ઉપરાંત પદાર્થવિજ્ઞાન જડ દ્રવ્યના અમુક ગુણધર્મોના—જથ્થાઓનું અસ્તિત્વ સ્વીકારે છે, અને એનો વિચાર માત્ર સંખ્યાની દૃષ્ટિએ કરે છે. શુદ્ધ ગુણપરિવર્તન એનો વિષય નથી. સિવાય કે ગુણને સંખ્યાની દૃષ્ટિએ જોઈ શકે. ઉ. ત. આપણે ભિન્ન ભિન્ન રંગ જોઈએ છીએ તે વિષે ભૌતિકવિજ્ઞાન એમ કહે છે કે—પ્રકાશના મોજાઓની લંબાઈ અને દર ક્ષણે થતાં તેના આંદોલનોની સંખ્યા એ બેનો ગુણાકાર હંમેશાં એક જ રહે છે, એટલે કે લંબાઈ વધે તો આંદોલનો વધે અને ઓછી લંબાઈ તથા વધારે આંદોલનો અમુક સંખ્યામાં થાય તો આપણે જાંબલી રંગ જોઈએ. લંબાઈ પૂરતી મોટી થાય અને આંદોલનો ઓછાં થાય તો આપણને લાલ રંગ દેખાય, અને આ બે રંગો વચ્ચે બીજા બધા રંગો મોજાઓની લંબાઈ તથા આંદોલનની સંખ્યા અનુસાર અનુક્રમમાં ગોઠવાય છે. પરંતુ આપણા અનુભવમાં રંગના તમામ ગુણો, કે ગુણપરિવર્તનો આવતાં હોતાં નથી. તેમ ઘણામાં તો સંખ્યાનો અંશ પણ હોતો નથી.

રસાયનશાસ્ત્ર ગુણપરિવર્તનનો અભ્યાસ કરે છે, જીવનશાસ્ત્ર જીવનતત્ત્વનો અભ્યાસ કરે છે, અને એ-નાનકડા જંતુના જીવનની એકતા કઈ રીતે એની બાહ્ય પરિસ્થિતિને અનુલક્ષીને સચવાઈ રહે છે, તથા બાહ્ય પરિસ્થિતિ સાથેના આઘાત પ્રત્યાઘાતોમાંથી પોતાનો માર્ગ, પોતાના જીવનના ઐક્યની દૃષ્ટિએ શોધતાં શોધતાં સૈકાઓ જતાં પ્રાણીઓનો વિકાસ કઈ રીતે થાય છે તેનું નિરૂપણ કરે છે.

આનાથી આગળ જઈએ તો ચિત્તવિજ્ઞાન આવે છે. આપણા જીવન્ત અનુભવથી સૌથી વધારેમાં વધારે દૂર—સંખ્યા અને ખાલી આકાશ (Pure Space) છે, એમાં કશા પણ ગુણ પરિણામ કે ગુણ પરિવર્તન રંગનું જડ દ્રવ્ય ઉમેરીએ એટલે પદાર્થવિજ્ઞાન પાસે આપણે આવીએ. વળી જડ દ્રવ્યમાં ભિન્ન ભિન્ન ગુણ તથા ગુણપરિવર્તન સંભવે છે એમ માનીએ ત્યારે રસાયનશાસ્ત્રનું દૃષ્ટિબિંદુ આપણી સામે આવે છે. રસાયનશાસ્ત્રમાં ભલે ઇનૉર્ગેનિક તથા ઑર્ગેનિક એવા—જડ તથા લગભગ—જીવન વ્યાપારની—વધારે નજીક—આવે એવા પરિવર્તનો સાથે બે વિભાગ પડે, તો પણ જીવનશાસ્ત્રનું દૃષ્ટિબિંદુ તથા તેનાં ક્ષેત્ર તદ્દન ભિન્ન છે—અમુક પદાર્થ તેની બાહ્ય પરિસ્થિતિમાં રહેલા બીજા પદાર્થની સાથે સંબંધમાં આવતાં જો કોઈ ત્રીજો જ પદાર્થ ઉત્પન્ન થાય, તો આપણે એમ નહિ કહીએ કે પહેલા પદાર્થનો વિનાશ થઈને બીજા પદાર્થની સાથે સંબંધમાં આવવાથી તેનો ત્રીજા પદાર્થરૂપે "વિકાસ" પામ્યો. પરંતુ જીવવિદ્યામાં વિકાસ મુખ્ય ભાગ ભજવે છે.

આ પરથી સહેજે સ્ફુટ થશે કે દરેક વિજ્ઞાનનું દૃષ્ટિબિંદુ જેવું છે તેવી તેની વિચાર પદ્ધતિ (Methodology)નાં ચોકઠાં હોય છે. એકનાં ચોકઠાં બીજા વિજ્ઞાનને બંધ બેસતાં નથી, અને તમામ શાખાઓ સમાન કક્ષાની નથી, પરંતુ તેમાં ઉચ્ચનીચતાનો ભેદ છે. અનુભવના સૌથી વધારેમાં વધારે તત્ત્વોનો જે શાખા અભ્યાસ કરે તે સૌથી ઊંચી અને તમામ તત્ત્વોને પડતી મૂકીને માત્ર વિચારના અમુક તત્ત્વોને ગ્રહણ કરીને એના એની જ રમત રમ્યા કરે, તે શાખા અનુભવથી બહુ જ દૂર છે, એકપક્ષી છે અને અમૂર્ત છે.

---

* By the Process of Abstraction in Thought

જીવનશાસ્ત્રના ક્ષેત્રમાં મન કે ચિત્ત જેવા કોઈ તત્ત્વનો સ્વીકાર કરવામા આવતા નથી, માત્ર ચિત્તવિજ્ઞાનમા જ એ વિશે અભ્યાસ કરવામાં આવે છે ચિત્તવિજ્ઞાનની શાખાઓ ઘણી છે, અને તેમાં અનેક દષ્ટિબિંદુઓથી નિર્મિત થયેલી ભિન્નભિન્ન પદ્ધતિઓ અખત્યાર કરવામાં આવે છે, અને તે તે પ્રમાણે અનુમાનો પણ જુદાં જુદાં ઉતરી આવે છે

પરંતુ આપણે ઉપર કહ્યું તેમ ફિલસૂફી આપણા અનુભવ સમસ્તની અત્યંત પાસે છે એની દૃષ્ટિ સર્વલક્ષી છે, અને એમાથી નિષ્પન્ન થતું જ્ઞાન સૌથી વધારે મૂર્ત જે આપણા અનુભવની સૌથી વધારે નજીક ફિલસૂફી છે

કોઈ એમ કહે કે અમુક વ્યાખ્યાઓ માંધીને તદ્દન ખોટા કે વિપરીત અનુમાનને સાબીત કરવાના પ્રયત્નનો આ એક સારો દાખલો છે· જેમ સામ્યવાદી વિચારકો અમુક વિધાનનો સ્વીકાર કરાવીને છેવટે એમ સાબીત કરે કે તમામ વ્યક્તિગત મિલ્કત એક પ્રકારની ચોરી છે તેમ પણ આ તેમ નથી અલબત્ત કોઈ એમ કહેને કે ત્યારે શુ ગણિત ખોટુ ?—કે ભૂમિતિ ખોટી? કે ભૌતિકવિજ્ઞાન ખોટું ? અને ફિલસૂફી દ્વારા આપણને જે વિચિત્રમા વિચિત્ર, વ્યવહારમા કામ આવે નહિ તેવુ જ્ઞાન શું સાચું ?

આનો જવાબ આપવા, નવેસરથી અમુક રીતે વિચાર કરીને પૃથક્કરણ કરવાની આપણે જરૂર છે વિજ્ઞાન દ્વારા મળેલુ જ્ઞાન સાચુ કે ખોટુ, અને સાચુ હોય તો કટલે અંશે સાચુ,—આ પ્રશ્નમા આપણે એમ માની લેઈએ છીએ કે એક બાજુ આપણે, બીજી બાજુ બહારની આપણી દુનિયા, અને એ બે વચ્ચેના જે એક વિશિષ્ટ સંબંધ—જેને પરિણામે આપણને જ્ઞાન થાય છે એમ આપણે કહીએ છીએ—તે જ્ઞાન, અને તે ખરું કે ખોટું—આમાં આટલા તત્ત્વો વિશે આપણે વિચાર કરવાનો રહે છે

બાળક જન્મે છે ત્યારે એને પોતાની જાતનુ કે બહારની દુનિયાનુ જ્ઞાન હોતુ નથી, એ જ્યારે જાગત હોય અને જોતુ હોય, કે પોતાના અંગ હલાવતુ હોય, ત્યારે તે બધા અનુભવોનો એક માત્ર પ્રવાહ વહ્યે જતો હોય છે–અથવા અનુભવોનો પણ પ્રવાહ નહિ, પરંતુ જેમાથી એક બાજુ બાહ્ય વસ્તુઓ વિશેનો અનુભવ અને બીજી બાજુ એની પોતાની જાત વિશેનુ ભાન જે સ્રોતને ઉભય કાંઠે–વિચારના પૃથક્કરણ તથા એકીકરણ, વિકલ્પન તથા સમન્વય વ્યાપારોને લીધે–ઉગી આવે છે તેવો એ નિર્વિકલ્પ પ્રવાહ હોય છે. અને આ રીતે સૌ કોઇ પોતપોતાની દુનિયા આ બાહ્યવિશ્વમાથી કોરી કાઢે છે, અને તે મુજબનો–ન ભૂમિકા પરનો એને એની પોતાની જાત વિશેનો તથા પોતાના વિશ્વનો ખ્યાલ બંધાય છે આ બંને વચ્ચે આપ-લે થાય છે, તેમા માણસ રાગદ્વેષને વશ થઇ અમુક કાર્યો કરે છે, તેથી સુખ કે દુ ખ ઉત્પન્ન થાય છે, —જ્યારે કેટલાએક બહારની દુનિયા વિશે માત્ર જ્ઞાન મેળવવા પણ પ્રયત્ન કરે છે

હવે વિજ્ઞાન કઇ જાતનુ જ્ઞાન આપે છે તે જોઇએ અનુભવ સમસ્તને એ બાજુ પર મૂકે છે અનુભવમાથી જે કઈ માત્ર ઇન્દ્રિયગોચર છે, તેને લે છે, તેમાથી પણ અમુક અંશો કે અંગે જેવા કે શુદ્ધ ગુણ કે શુદ્ધ ગુણપરિવર્તનને એ પડતા મૂકે છે, અને જે માત્ર સંખ્યા કે સંખ્યા પરિણામ કે સંખ્યા સંબંધ દ્વારા સમજી શકાય તેટલા જ અંશોનો એ સ્વીકાર કરે છે ખરેખરી રીતે તો બીજા અંશોની અવગણના કરી શકાતી નથી; પરંતુ–સ્વાદ કે રંગ કે ગંધ એવાં તત્ત્વોની એ ઉપેક્ષા કરે છે, અને બુદ્ધિના વિકલ્પન વ્યાપારની મદદથી એ ક્રમે અનુભવના તત્ત્વોને ફેંકી દઈને માત્ર જડ દ્રવ્યનો સ્વીકાર કરે છે

ફિલસુફીના ક્ષેત્રમાં આજે એક સિદ્ધાન્ત થઈ ચૂકયો છે કે જડ દ્રવ્યનુ સીધુ જ્ઞાન અનુભવ દ્વારા આપણને પ્રત્યક્ષ થતું નથી, પરંતુ આપણા પોતાના ઇન્દ્રિયપ્રત્યક્ષોમાના અમુક તત્ત્વોને બાદ કરીને, વિચારના વિકલ્પન દ્વારા, જડત્વનો તથા દ્રવ્યત્વનો આપણે અમુક ખ્યાલ મનમાં બાંધીએ છીએ

શકતા નથી, પરન્તુ હરકોઈ પદ્ધતિ આપણે—લાગુ પાડી જોઈએ અને જો લાગુ પડે, તો બાહ્ય વિશ્વને અંગે પણ એ પદ્ધતિ સાચી અને નહિ તો ખોટી એમ સાબીત થાય છે ગણિતની પદ્ધતિઓ બુદ્ધિની અમુક પ્રકારની રચના અથવા રમત છે જેમ સ્વપ્નમા પણ અમુક બુદ્ધિ અથવા ગાંડા માણસને પણ અમુક પ્રકારની પ્રમાણજ્ઞાન આવશ્યકતાનું ભાન હોય છે, તેમજ ગણિતના હરકોઈ સ્વીકૃત સિદ્ધાન્તોમાથી અમુક રચનાઓ ઉત્પન્ન થાય છે, અને તેમાંની બધી રચના બાહ્ય વિશ્વને લાગુ પાડી શકાતી નથી, ગણિતના વિષયમા શોધ ખોળ કરનારાઓને ઘણા તર્ક કે ઊહ છોડી દેવા પડે છે વળી પ્રત્યેક પદ્ધતિના મૂળમા અમુક સ્વીકૃતિઓ હોય છે, કોઈ માણસ યુક્લિડની ભૂમિતિ અધ્યાપક પાસે ભણવા જાય, અને કહે કે મને શીખવાડો–તો અધ્યાપક કહેશે કે જો તારે યુક્લિડની ભૂમિતિ શીખવી હોય, તો અમુક સિદ્ધાન્તો માન્ય રાખવા પડશે શિષ્ય પૂછે કયા ? ગુરુ કહેશે–એક ગમે તે બે સીધી લીટીઓ માત્ર એક જ બિંદુમાં એક બીજાને કાપી શકે, બે–એક બીજાને કાપતી સીધી લીટીઓથી આકાશમાં એક પણ પરિમિત કે બધી બાજુથી બંધાએલી હોય તેવી આકૃતિ દોરી શકાય નહિ–ત્રણ અથવા બે સમાન્તર લીટીઓ કોઈ દિવસ એકબીજાને કાપે નહિ, શિષ્ય કહેશે કે મારે આવી આકૃતિઓ નથી જોઈતી. કારણ બે સમાન્તર લીટીઓ એક બીજાને શા માટે ન કાપે ?–અથવા એક બિંદુમાં કાપતી બે સીધી લીટીઓમા બધી બાજુથી પરિમિત આકૃતિ પણ થઈ શકે અધ્યાપકને પોતાને જો ભૂમિતિનું વધારે જ્ઞાન હશે તો એને જવાબ આપશે કે–હા, તમે કહો છો તે ખરૂ છે, પરતું તમે યુક્લિડના સિદ્ધાન્તોની વિરુદ્ધ જઈને ઉલટી જ રીતે માનો, તો તમે યુક્લિડની ભૂમિતિ નહિ શીખી શકો, પણ તમારે રીમીયન કે–લોબેચેવ્સ્કીની ભૂમિતિ શીખવી પડશે, પરતુ એમાં પણ અમુક પ્રકારની સ્વીકૃતિઓ તો હશે જ

આપણે ઉપર કહ્યું તેમ બહારની દુનિયાના આપણા અનુભવને જે ભૂમિતિની મદદથી વધારે સુસગત રીતે આપણે સમજી શકીએ, તે ભૂમિતિ ખરી, અને બીજી એટલી સાચી નહિ વળી બહારની દુનિયાનો અનુભવ આપણને ઇન્દ્રિય પ્રત્યક્ષ દ્વારા થાય છે, તેને સર્વાંશે માન્ય રાખીને, ભૌતિક વિજ્ઞાન બાહ્ય વિશ્વનો અભ્યાસ કરે છે, તે અભ્યાસ દ્વારા તે નિશ્ચેતુ કોઈક પણ એવું કેવલ ( Absolute ) શુદ્ધ તત્ત્વ પકડવાનો કે સાબિત કરવાનો પ્રયત્ન પણ એ કરે છે, અને ભાસ એટલે કે દ્રવ્યનો ખ્યાલ સાપેક્ષ છે, અને આકાશમા વહેચાએલી દ્રવ્યના ભિન્ન ભિન્ન જથ્થાઓની ગતિ પણ સાપેક્ષ છે, તેથી હવે દ્રવ્યની ઘનત્વની સાપેક્ષ વ્યાખ્યામાથી આપણે મુક્ત ન થઈ શકીએ, પરતુ જો દ્રવ્યની ગતિ આપણે કેવળ કૂટસ્થ નિત્ય સ્થિર એવી ઈથરની સરખામણીમા નિશ્ચિત કરી શકીએ, તો ભૌતિક વિજ્ઞાનમા આપણને અમુક તો એવુ સ્થિર કવચ ધ્રુવબિંદુ મળે કે જેને વિશે આપણે એમ કહી શકીએ કે એ સાપેક્ષ નથી, અને એવી નિરપેક્ષ વસ્તુનુ જ્ઞાન આપણને બાહ્ય વિશ્વના તત્ત્વનિરૂપણમા બહુ મદદ કરે।

નિરપેક્ષ કેવળ શુધ્ધ ગતિ સાબીત કરવાના પ્રયોગમાથી એમ ફલિત થયું કે બાહ્ય વિશ્વમા ગતિનુ સ્વરૂપ એવુ છે કે કોઈ કામેલ જાદુગરની માફક આપણને કેવલ ગતિનુ જ્ઞાન કદી મળી શકનાનુ જ નહિ। –શુધ્ધ કેવળ ગતિનુ જ્ઞાન આપણને મળી જ શકે એવા વિશ્વનુ જ્ઞાન માત્ર સાપેક્ષ રીતે જ મળે, અને આ રીતે આઇન્સ્ટાઇનના વિશિષ્ટ અને સર્વ સામાન્ય સાપેક્ષવાદનો જન્મ થયો।

આપણે અહી ભૌતિકવિજ્ઞાન સાથે નિસ્બત નથી, પણ ભૌતિક વિજ્ઞાન અત્યત સ્પષ્ટ છે, એના નિયમોનુ પાલન અસ્ખલિત રીતે થાય જ, એમ આપણે માનીએ છીએ—તો આવુ વિજ્ઞાન આપણી આગળ ક્યા વિશ્વનું દર્શન ખડુ કરે છે, તે આપણે જોઈએ

જો બધુ જ સાપેક્ષ છે, તો આકાર જેવી બાબત તો રહેતી જ નથી, જેને આપણે સીધુ ગણીએ તે ખરી રીતે આકાશના જ વળાંકને લઈને વાંકુ હોઈ શકે—, અને તમામ પ્રકારની ગતિ વધી તેમ દ્રવ્ય પણ વધે

સમબાજુ ત્રિકોણ સમકોણ હોય છે એમ કહીએ અથવા સમકોણ ત્રિકોણની બધી બાજુઓ એક સરખી હોય છે એમ કહીએ તે એમાં કશો તફાવત નથી, કારણ તે એમાંનું હરકોઇ એક બીજાનું કારણ કે કાર્ય ગણી શકાય—માત્ર આપણે ક્યાંથી શરૂઆત કરીએ છીએ એના પર આધાર છે. આવી જ રીતે આધુનિક ભૌતિક વિજ્ઞાનમાં કાર્યકારણની યંત્રવત્ શૃંખલાને બદલે બનાવો એક બીજા સાથે એવી રીતે સંકળાએલા લાગે છે કે વર્તમાન ભૂતકાળથી નિશ્ચિત થઇને ભવિષ્યકાળને નિશ્ચિત કરે છે એમ કહો કે પછી ભવિષ્યકાળ વર્તમાનને નિશ્ચિત કરે છે કે જેથી ભૂતકાળ પણ આપોઆપ ભવિષ્યથી નિશ્ચિત થાય એમ કહો તેમાં કશો ફરક નથી. એટલે કે કાર્ય કારણના નિયમથી આપણે સર્વાંશે યંત્રવત્ બંધાએલા છીએ કે નહિ તે પ્રશ્ન જ રહેતો નથી.

પરંતુ આનો અર્થ એમ પણ થઇ શકે કે બધું જ યંત્રવત્ નિશ્ચિત છે—તો પછી કાળના સ્વરૂપ વિશે આપણે થોડો વિચાર કરવાનો રહે છે.

આઇન્સ્ટાઇને વિશિષ્ટ તથા સામાન્ય સાપેક્ષવાદના સિદ્ધાંતોનું નિરૂપણ કર્યું, તે અનુસાર ત્રણ પરિમાણવાળું આકાશ અને એક પરિમાણવાળો કાળ કંઇ ભિન્ન નથી પણ ચાર પરિમાણવાળા એક જ સ્રોતનાં એ અંગો છે. પરંતુ આથી એમ અનુમાન ન કરી શકાય કે સ્થળ તે કાળ છે, અને કાળ તે સ્થળ છે, જો કે ચારેય પરિમાણો એક જ સમીકરણમાં સામેલ થતાં હોય; તો ચારેય એક જ જાતનાં હોવાં જોઇએ એટલું ફલિત થાય ખરું. સવાલ એ છે કે સ્થળ અને કાળ એકબીજામાં પલટાવવાનું ધોરણ શું ? એ ધોરણ મીન્કોસ્કીએ લાગુ પાડ્યું અને હરકોઇ સમીકરણમાં એક સેકન્ડને બદલે લગભગ ૧,૮૬,૦૦૦ માઇલ મુકીએ એટલે સ્થળકાળનું આપણે એકબીજામાં રૂપાંતર કરી શકીએ છીએ. પૃથ્વી ગોળ છે, અને અમેરિકાનાં માણસો ઊંધે માથે લટકે છે, તથા આપણાથી ૯૦ અંશ દૂર રહેલાં માણસો આડાં ચોરેલાં ચાલે છે એમ આપણને લાગે, તેવું જ તેમને આપણા વિશે લાગે—એનો અર્થ એ છે કે ગોળ પૃથ્વી ઉપર દરેક માણસ ( માણસ જ નહિ, વૃક્ષપણ ) પોતાના લંબની દિશા યુક્લિડના અર્થમાં સમાંતર હોતા નથી, તેવી જ રીતે ચાર પરિમાણવાળા દિક્કાળના સ્રોતમાંથી દરેક માણસ પોતાની વિશિષ્ટ રીતે પોતાનાં દિક્કાળ જુદાં પાડે છે. અને કોઇ પણ બે વ્યક્તિનાં દિક્કાળ સર્વાંશે એકસરખાં હોતાં નથી, અને તોપણ અમુક અંશે દિક્ તે દિક્ છે, અને કાળ તે કાળ છે.

દિક્કાળ બંને અભેદ્ય રીતે આખા વિશ્વમાં પડેલાં છે, અને તેનો સારામાં સારો દાખલો આપણે શોધવા જઇએ તો તે કયો ?—એડિંગ્ટન જવાબ આપે છે કે આપણે પોતે આપણા પોતાના સમસ્ત જીવનમાં આપણું ત્રણ પરિમાણવાળું શરીર, અને શુદ્ધ કાળના એક જ પરિમાણવાળું ચિત્ત, જેને બર્ગસન pure duration શુદ્ધ કાળનો મૂર્ત પ્રવાહ કહે છે—તે બંને એકબીજામાં જેવી રીતે અનુસ્યુત થઇને પડ્યાં છે. તેવી જ રીતે વિશ્વનું શરીર તે આકાશ છે, કાળનો પ્રવાહ તેનું ચિત્ત છે!! ( "Spinoza and Time" : prof. S. Alexander ).

જંગલી દશામાં માણસ એમ માનતો કે એ પોતે જેમ બહારની દુનિયામાં અમુક ફેરફારો કરી શકે છે તેવી જ રીતે બહારની દુનિયામાં જે કંઇ સારાં કે ખોટાં, ગમતાં કે ન ગમતાં પરિવર્તનો થાય છે તેની પ્રાછળ પણ પોતા જેવી જ કોઇ વ્યક્તિ કે વ્યક્તિગત શક્તિ હોવી જોઇએ—તો ડહાપણના ડુંગર પર બેસીને આપણે અત્યારે એમ માનતા આવ્યા છીએ કે એ માત્ર એક પ્રકારનું પોતાની જાતનું અજ્ઞાનથી ભરેલું બાહ્ય વિશ્વ-પરનું આરોપણ ( Self-projection and Authropomorphism ) હતું. પરંતુ બુદ્ધિને અત્યંત સતેજ કર્યા પછી પણ, આપણી સુધરેલી દશામાં, વિકલ્પને વ્યાપારની પદ્ધતિનો આધાર લઇને, દ્રષ્ટાએ આરોપિત

છે દા. ત. કણાનુ અત્યંત નાનુ છે, અને તેનુ પૃથક્કરણ કરવા માટે અત્યંત તીક્ષ્ણ ધારવાળી છરી પણ એ માટે નકામી છે, તેથી કણાને કાપવા માટે ભૌતિક વિજ્ઞાનમાં એ લોકોએ પ્રકાશના કિરણનો ઉપયોગ કર્યો. આપણા વિષયના નિરૂપણ માટે એટલુ જાણવુ બસ છે કે તનાના ઈથરમા પડેલા અમુક પ્રકારના ઈલેક્ટ્રો–મેગ્નેટીક મોજા છે, અને રાગઆનમા આપણે કહ્યુ તેમ તે મોજાની લંબાઈ તથા આંદોલનનો ભિન્ન ભિન્ન હોય છે. અને પ્રકાશ માત્ર મોજા જ નથી પણ બંદૂકની ગોળી જેવા અણુરૂપ પણ છે પ્રકાશની આ બન્ને થીઅરી – સિદ્ધાંત હવે પણ સ્વીકારવામા આવે છે, અને આ સાધનની મદદથી આપણે અણુનુ પૃથક્કરણ કરીએ છીએ તેથી અણુના અંગો પણ વાસ્તવિક ઋણ નહિ–ધન કે–નહિ–ઋણ તેવા વિદ્યુત અણુઓના બનેલા માલુમ પડે છે, અને પ્રત્યેક અણુમા એક ધન કેન્દ્ર હોય છે, અને તેની આજુબાજુ ઋણ પરમાણુઓ સૂર્યની આજુબાજુના ગ્રહોની જેમ પોતાની કક્ષામા ફરતા હોય છે, આ પરમાણુઓ ઈલેક્ટ્રોન પોઝીટ્રોન, ડયુટ્રોન, ન્યુટ્રોન, મેસોન કે જે કક્ષાના બનેલા હોય તેમની સાથે આપણે સંબંધ નથી માત્ર એ વિગતો આપણે જાણવા જેવી છે એક તો એ કે હરકોઈ અણુ અમુક વખતે શા આકારમા – ઉદ્યોગમા પડ્યુ છે તેનુ આપણને કદી જ્ઞાન મળી શકવાનુ નહિ કારણ કે તેનુ જ્ઞાન મેળવવા માટે આપણે તેના પર પ્રકાશનુ કિરણ ફેંકવુ પડે, અને તો એ જે કંઈ કરતુ હોય તેમા એટલી બધી ખલેલ પડે છે, કે, મૂળ સ્થિતિમા એ શુ કરતુ હશે તેનુ અનુમાન કરવુ નકામુ છે બીજુ–અણુમા રહેલા ઋણ વિદ્યુત્કણો– ઈલેક્ટ્રોન્સ અમુક કક્ષાઓમા ફરતા હોય છે, અમુક વખતે બરાબર અમુક ઈલેક્ટ્રોન્સની ગતિ તથા સ્થાન બન્નેનુ જ્ઞાન મેળવવુ અશક્ય છે, ના તો એના સ્થાનમાથી ઉડાડી મૂકીએ તો જ આપણને એના સ્થાનની માહિતી મળે એટલે કે ગતિની માહિતી ન મળે અને ગતિની મેળવવા જઈએ તો સ્થાનની માહિતી મળતી નથી સાપેક્ષવાદ અનુસાર હરકોઈ પદાર્થની ગતિ અને તેનુ સ્થાન સાપેક્ષ રીતે જ આપણને મળી શકતુ હતુ, અને કેવળ ગતિ કે કેવળ સ્થાનનુ જ્ઞાન કે માહિતી મેળવવા અશક્ય છે, તેનુ કારણ આપણને સાપેક્ષવાદમાથી મળી આવે છે એમ કહી શકાય સાપેક્ષવાદમા આપણે સાધ્ય બનાવોનો અથવા આપણી ઇન્દ્રિયોદ્વારા આપણને જે બનાવો પ્રત્યક્ષ થાય છે તેના નિયમોનુ નિરૂપણ કરવાનો પ્રયત્ન કરીએ છીએ જ્યારે અણુવાદમા કણના નાનામા નાના વર્ગ અણુને પકડીને સમજવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ પણ એને પકડવા જતા કણવાદ આપણી આગળ અમુક સીમાઓ બાંધે છે, જેને ઉલ્લંઘીને આપણે તેની પાસે નજીક જઈ શકતા નથી કેવળ ગતિ તેમજ કેવળ સ્થાન, આપણે નથી સાપેક્ષવાદની મદદથી સમજી શકતા, કે નથી અણુવાદ દ્વારા સમજી શકતા અને છતા વિશ્વમા ગતિ અને સ્થાન બન્ને છે એમ આપણે માનીએ છીએ આપણી આ માન્યતા માત્ર બહારની દુનિયાના વ્યવહારમાથી આપણે સંકુચિત દૃષ્ટિ અને સંકુચિત પ્રયોજનોને લીધે નીપજાવી કાઢી છે એમ શુ ન કહી શકાય?—વિજ્ઞાનનો એક સિદ્ધાન્ત છે કે જે કોઈ વસ્તુ કે બાબત સાબીત ન થઈ શકે તેનુ અસ્તિત્વ સ્વીકારવુ ન જોઈએ–ફ્રેંકના, નિત્ય સ્થિર એવી ઈથર મા પૃથ્વીની કેવળ ગતિ કેટલી છે એ જાણવુ જો અશક્ય છે, તો પછી ઈથરની માન્યતા – ઊહ ( Hypothesis ) ની કશી જરૂર નથી–કારણ ઈથરનુ અસ્તિત્વ સાબીત થઈ શકતુ નથી–સામાન્ય ઇન્દ્રિયપ્રત્યક્ષોના ક્ષેત્રમા ઉભા રહીને આપણે વિજ્ઞાનની શરૂઆત કરી, પરંતુ વિજ્ઞાનની દુનિયા આપણી સામાન્ય દુનિયા કરતા બહુ જ નિરાળી છે અને વિજ્ઞાનના સિદ્ધાન્ત અનુસાર ભલે આપણા સામાજિક કે સાંસારિક વ્યવહારમા મદદ કરે તેવા ખ્યાલો આપણે રાખીએ, પરંતુ શુદ્ધ વિજ્ઞાનની દૃષ્ટિએ એ ખ્યાલો નો કેવળ દેવા જેવા લાગે, તો આપણે તેનો ત્યાગ કરવો જોઈએ આ દૃષ્ટિએ, સામાન્ય બુદ્ધિ અનુસાર આપણને એમ લાગે છે કે હરકોઈ વસ્તુ ગતિમાન હોય તો તેની ગતિ તથા અમુક વખતે તેનુ સ્થાન સ્થા ત્યારે એ બન્ને મુકરર થઈ શકવા જોઈએ પરંતુ ભૌતિક વિજ્ઞાનના ઊંડા સંશોધનને અંતે એમ માલુમ પડ્યુ છે કે જેની ગતિ છે તેનુ સ્થાન મુકરર કરવુ અશક્ય છે, અને જેનુ સ્થાન મુકરર છે એમ કહીએ તેની ગતિ નિશ્ચિત કરવી અશક્ય બને છે, તો અમુક વિદ્યુત્કણને ગતિ અને સ્થાન બન્ને હોવા જ જોઈએ એમ આપણે

માનીએ તો તે અનુમાન શુદ્ધ વિજ્ઞાનની બુદ્ધિએ સાચુ નથી એમ કહેવુ પડે એટલે કે એનિઆટિક ગ્રીનોના દૃષ્ટાંતોમા રહેલા વિરોધાભાસનુ કારણ આ હોઇ શકે એમ અત્યારે આપણને સમજાય છે સર ઑલીવર લૉજે એક વ્યાખ્યાનમા કહ્યુ છે કે જડ દ્રવ્યમા થતા બીજા બધા પરિણામો સમજવા સહેલા છે, પણ સર્વસામાન્ય નાનામાં ગતિ અથવા સ્થિતિ સમજવા બહુ મુશ્કેલ છે ખરેખરી ગતિ તથા સ્થિતિ કોને કહી શકાય એ નિશ્ચિત કરવુ કઠિન છે પોતાની અનુભૂતિમાંથી નહિ પરંતુ આનુ આ મન અનુભવી નહિ અને નાસ્તિ સમ નથી તેમ એ પણ કહે છે

**शैलाधिराजतनया न ययौ न तस्थौ ।**

અને છતા વ્યવહારમા જેમ યુક્લિડની ભૂમિતિ અને આપણા ઘડીઆળ ખરા માનીને આપણે કામ કરીએ છીએ તેમ ગતિ અને સ્થાન બનેને લક્ષમા રાખીને આપણે સામાન્ય રીતે જીવનમા પ્રવૃત્ત થઇએ છીએ તાત્વિક દૃષ્ટિએ એમ કહેવુ પડે કે શક્તિના આંતરિક કેન્દ્રમા અમુક પરિવર્તન થાય છે અને તેનો બાહ્ય આવિર્ભાવ ગતિના રૂપે આપણને દેખાય છે

એક ત્રીજો મુદ્દો પણ અણુવાદમાથી નીતરી આવે છે પરમાણુના કેન્દ્રની આજુબાજુ બહુ ઊચી દુર્ભેદ્ય ( High Potential ) દિવાલ હોય છે, જેને તોડી હોય તો ઍટમબૉમ જેટલી શક્તિ બહાર હળે—આવા કેન્દ્રની આજુબાજુ ઇલેક્ટ્રોન્સ—ઋણવિદ્યુત્ કણો પોતાની કક્ષામા ફર્યા કરે છે, અને નિયમ એવો છે કે મોટી કક્ષામાથી નાની કક્ષામા ઋણવિદ્યુત્ કણ કુદકો મારીને પડે, તો અણુમાથી અમુક શક્તિ બાહ્યવિશ્વમા સરે છે, અને તેથી ઉલટુ નાની કક્ષામાથી મોટી કક્ષામા કુદકો મારે તો બહારના વિશ્વમાથી એ અમુક શક્તિ પોતામા ચૂસે છે! કોઇને પણ આપણે માન એટલુ કહીએ કે બહારની દુનિયામાથી ગમે ત્યારે શક્તિ પોતામા લે અને કોઇ બીજે વખતે પોતાની શક્તિ બહારની દુનિયામા વેરે—તો તે શુ હોઇ શકે!! આપણને અવશ્ય એવો જવાબ મળશે કે તે વસ્તુ જીવત હોવી જોઇએ, અને છતા પરમાણુ જીવત છે એમ આપણે કહી શકતા નથી વળી એ ઋણવિદ્યુત્ કણો અંદરની કક્ષામાથી બહારની અથવા બહારની કક્ષામાથી અંદર ક્યારે કુદકો મારે તેનુ કારણ આપણે શોધી શકીએ એમ નથી બાહ્યવિશ્વના જડદ્રવ્યના નાનામા નાના અણુના હૃદયમા દૃષ્ટિ કરતા, કાર્યકારણનો સિદ્ધાન્ત પડી ભાગે છે સાપેક્ષતા અનુસાર આપણે ઉપર જોયુ તેમ ભૂત, વર્તમાન અને ભવિષ્ય ત્રણે એવી રીતે સંકળાયેલા છે કે કાર્ય—કારણભાવનો વિચાર કરતા ભૂત અને વર્તમાનથી ભવિષ્ય નિશ્ચિત થાય છે! એટલુ જ નહિ, પણ ભવિષ્યથી વર્તમાન પણ એટલુ જ નિશ્ચિત થાય છે! આ માણસ ખરેખર સારો છે, અને અમુક સંજોગોમા એ આમ વર્તશે અથવા નહિ વર્તે એમ આપણે કહી શકીએ, અને છતા આપણે કોઇ વાર ખોટા પણ પડીએ—તેમ જ જડ દ્રવ્યના મોટા જથ્થા વિશે આપણે સરેરાશની પદ્ધતિ અનુસાર નિશ્ચિત નિયમો શોધી કાઢીએ, પરંતુ હરકોઇ એક દ્રવ્યાણુ વિશે, બીજી ક્ષણે એ શુ કરશે એ કહેવુ અશક્ય છે! સર જેમ્સ જીન્સ કહ્યુ છે કે હરકોઈ ઋણવિદ્યુત કણ અમુક કેન્દ્રની આજુબાજુ ફરતુ હોય, તો આપણને ખબર ન પડે એ રીતે એ પોતાની કક્ષા બદલે છે, અને કોઈ દૂરના કેન્દ્રનો સ્વીકાર કરે છે—જેમ કોઇ વ્યક્તિ અચાનક ઘરબાર છોડી દે અને ઈશ્વરની શોધમા નીકળી પડે તેમ! અને છતા એ બે વચ્ચે ભેદ છે જ

આપણ જોયુ કે અનુભવ સમસ્તનો નહિ, પરંતુ માત્ર બાહ્યવિશ્વનુ ઇન્દ્રિયપ્રત્યક્ષ દ્વારા જે ગાણિતિક રૂપ આપણને દેખાય છે તેનો સ્વીકાર કરીને, પૃથક્કરણ કરતા કરતા વિજ્ઞાન છેવટ એવા અનુમાન ઉપર આવે છે કે જડ દ્રવ્ય અને શક્તિ વચ્ચે કશો ભેદ નથી, એટલે કે શક્તિ પોતાના બાહ્ય સ્વરૂપમા મૂર્છિત થઈ જમાઈ જાય છે ત્યારે તે દ્રવ્ય બને છે તેમા કાર્ય—કારણનો સિદ્ધાન્ત આપણે માનીએ છીએ તેવો રહેતો નથી

પરંતુ જેને આપણે જડ દ્રવ્યનું અણુ માનીએ છીએ તે તથા સારા વિશ્વની અનંત શક્તિ વચ્ચે આપ-લે થયા કરે છે—અને આ અણુનું સ્વરૂપ સમજવું હોય તો મહાન ગણિતશાસ્ત્રી અજ્ઞાત સંજ્ઞા દ્વારા અને તેના સમીકરણો ઉપર, જેનો—અર્થ—તે—પોતે—પણ—જાણતો—નથી તેવા વ્યાપારો દ્વારા આપણી આગળ રજૂ કરે છે. વળી અણુવાદમાં તો પ્રત્યેક અણુ ચાર પરિમાણવાળા નહિ પરંતુ ૭ કે નવ પરિમાણવાળા સ્રોતમાં અસ્તિત્વ ધરાવે છે, અને છેવટ ચાર પરિમાણવાળા પ્રવાહના સાગરમાં સાગર ઉત્થાન આપણે પોતે છીએ એમ તેઓ કહે છે.

આનો અર્થ એ થયો કે ઇન્દ્રિયપ્રત્યક્ષના પાયા ઉપર ભૌતિક વિજ્ઞાન પોતાની જે ઇમારત બાંધે છે, તે ઇમારત પર-ગણિતશાસ્ત્રીના સમીકરણોમાં અદૃશ્ય થઈ જાય છે, અને ભલે વ્યવહારમાં આપણને ભૌતિક-વિજ્ઞાનની મદદથી વિદ્યુતબળ, રેડિયો, ટેલીવિઝન, એટમબોંબ વગેરે મળે એટલે કે તેની પદ્ધતિમાં ભલે અમુક તથ્ય હોય, અથવા અમુક પ્રકારનું સત્ય હોય, પરંતુ એમાં આપણને બાહ્યવિશ્વના સત્યની કે તત્ત્વની પીછાન થતી નથી—એનો સાક્ષાત્કાર થતો નથી, ઇન્દ્રિયપ્રત્યક્ષ માત્ર નામ અને રૂપ જ આપણી આગળ ખડાં થાય છે, એ નામ અને રૂપ સામાન્ય બુદ્ધિગ્રાહ્ય છે, પરંતુ વિજ્ઞાન પોતાની વિશિષ્ટ બુદ્ધિની મદદથી તેનું ખરું સ્વરૂપ પકડવાનો પ્રયત્ન કરે છે, અને તેને અંતે પર-ગણિતશાસ્ત્રીના હાથમાં અરૂપ, અનામી એવી અજ્ઞાત સંજ્ઞાઓના માત્ર સમીકરણ આવે છે, અને એડિંગ્ટન જેવો વૈજ્ઞાનિક એમ કહે છે, કે ચાર પરિમાણવાળા સ્રોતના સાગરમાં સાગરના તરંગો આપણે પોતે છીએ.

બાહ્ય વિશ્વને આપણે માત્ર ઇન્દ્રિય પ્રત્યક્ષ દ્વારા જ સામાન્ય રીતે અનુભવી શકીએ છીએ, પરંતુ આપણે આપણને પોતાને બે રીતે અનુભવી શકીએ છીએ, હરકોઈ બાહ્ય વસ્તુને આપણે જોઈએ તેમ આપણે આપણા શરીરને જોઈ શકીએ છીએ, પરંતુ આ ઉપરાંત આપણા શરીરનો અનુભવ આંતરિક સંવેદનો દ્વારા પણ આપણને થાય છે. આપણા શરીર અને આપણી ચેતના એ બે વચ્ચેનો સંબંધ અદ્વિતીય છે* કારણ

* આપણે પોતે સ્વતંત્ર છીએ કે પછી યંત્રવત્ નિયમોથી બંધાએલા છીએ એ પ્રશ્ન પર ભૌતિક વિજ્ઞાનના કાર્ય-કારણના સિદ્ધાંતની દૃષ્ટિએ આપણે થોડી ચર્ચા કરી. અહીં આપણે કહી શકીએ કે અમુક વિજ્ઞાનનો સિદ્ધાંત બીજા વિજ્ઞાનના ક્ષેત્રમાં લાગુ પાડી ન શકાય, અને જો પાડીએ તો તે દ્વારા આપણને સાચું સત્ય મળે નહિ. દરેક વિજ્ઞાનના ચોકઠાં તથા વિચાર કરવાની પદ્ધતિ જુદી હોય છે અને એનાં ચોકઠાં બીજા પર આરોપિત કરીએ તો પરિણામ વિચિત્ર જ આવે. વિજ્ઞાનની એકની એક શાખામાં પણ આમ બને છે ઉ. ત. મિકેનિક્સ કે ડાયનેમિક્સના સાદા સમીકરણો વિદ્યુતપ્રવાહ માટે મૅક્સવેલને જુદાં ઘડવા પડ્યાં—જો કે થોડાં વર્ષ પહેલાં ડૉ. આઇન્સ્ટાઇને એવા સર્વસામાન્ય સમીકરણો યોજ્યાં કે જે ગુરુત્વાકર્ષણ, વિદ્યુત તથા મેગ્નેટીઝમ બધાને લાગુ પડી શકે—પરંતુ આપણા વિષય પરત્વે આપણે કહેવાનું કે ભૌતિકવિજ્ઞાનનો કાર્ય-કારણનો સિદ્ધાંત ભૌતિક વિજ્ઞાનના ક્ષેત્રમાં જ લાગુ પાડી શકાય એટલે કે જડ દ્રવ્ય જ્યાં જ્યાં માત્ર બાહ્યસંબંધ દ્વારા એકબીજા પર અસર કરતા હોય તે ક્ષેત્રમાં જ આ યંત્રવત્ કાર્ય-કારણનો સંબંધ લાગુ પાડી શકાય, પરંતુ એક બાજુ આપણું ચિત્ત અને બીજી બાજુ આપણું શરીર, અથવા ચિત્તવૃત્તિના પ્રવાહને આ પ્રકારનો કાર્ય-કારણનો સિદ્ધાંત લાગુ પાડી શકાય નહિ એટલે કે આપણે યંત્રવત્ નિયતિથી બંધાયેલા છીએ કે સ્વતંત્ર છીએ એ પ્રશ્ન જ ઉપસ્થિત થતો નથી. આનો અર્થ એમ નથી થતો કે આપણા ચિત્તપ્રવાહના કશા નિયમો જ નથી. જે કારણમાંથી કાર્ય ઉત્પન્ન થાય, તે કાર્ય પાછું કારણ બને, અને તે કારણમાંથી બીજું કાર્ય ઉત્પન્ન થાય—અને એવું ચિત્ત કાં તો અધોગતિને પામે અથવા ઊર્ધ્વ ગતિને પામે. एवं वृत्तिसंस्कारयोः चक्रमनिशमावर्तते । चित्तनदी नाम उभयतो वाहिनी वहति कल्याणाय, वहति पापाय च ।

સાવયવી છે, અને બધા અવયવોનો આપણે સરવાળો કરીએ તેના કરતા જીવન્ત અંગી પ્રાણીમા એવુ વિશેષ તત્ત્વ છે કે જેને લીધે આપણે એમ કબુલ કરવુ પડે કે અવયવોના સરવાળા કરતા એ અધિક છે—અને અવયવો કે ઇન્દ્રિયો પાચ હોય કે દસ હોય કે અગિયાર હોય પરંતુ જીવન્ત પ્રાણી પોતે એક એકમરૂપ જ છે આપણી પૃથ્વી ઉપર પણ જીવનતત્ત્વ પોતે અવિનાશી છે પ્રાણીઓ सस्यमिव पच्यते । सस्यमिव जायते । એમ હોય તો પણ એના મૂળ પાયામા—જીવાણુ કદી મરતુ નથી કારણ એના કટકા થાય તો એક જીવાણુ મટીને બે જીવાણુ અસ્તિત્વમા આવે છે, અને આપણે મૃત્યુ પામતા જેમ શરીર છોડી જઈએ છીએ તે પ્રકારનુ મૃત્યુ જીવાણુમા નથી ! એટલે કે પૃથ્વી પર કદમા જીવનતત્ત્વ એટલુ મજબૂત રીતે ઘર કરીને રહ્યુ છે કે તેનો કદી નાશ થશે નહિ

પોતાના અવયવોના સરવાળાથી વિશેષ, અને છતા એક એકમ રૂપ જીવન્ત પ્રાણી, બાહ્ય પરિસ્થિતિમાથી પોતાને જોઈતુ પોષણ એટલે કે શક્તિદ્વારા પોતાની પરિસ્થિતિમા અમુક ફેરફારો કરે છે, અને આ રીતે સપ્રયોજન પ્રવૃત્તિ દ્વારા ક્રમે ક્રમે એનો વિકાસ થાય છે સપ્રયોજન પ્રવૃત્તિ એટલે કે ભવિષ્યમા અમુક ઇષ્ટ પરિણામ મેળવવા માટે વર્તમાનમા અમુક વ્યાપાર કરવો તે—આપણે ઉપર જોયુ કે ભૂમિતિમા કાર્ય અને કારણનુ સહઅસ્તિત્વ હોય છે ભૌતિક વિજ્ઞાનમા ભૂતકાળથી વર્તમાન નિર્મિત થાય છે તેટલે જ અને એમ કહી શકાય કે ભવિષ્યથી વર્તમાન નિર્મિત થાય છે !—જીવનશાસ્ત્રમા આ રીતનો કારણકાર્યના સિદ્ધાન્ત વધારે સ્પષ્ટ થાય છે, ગુરુત્વાકર્ષણને લીધે કે કોઈ પથ્થર પોતાની [illegible] પૃથ્વી પર પડે, તેમા આપણે એમ નહિ કહીએ કે એ પથ્થર પોતે સ્વેચ્છાએ કે સપ્રયોજન પડ્યો પૃથ્વીના આકર્ષણને લીધે એ નીચે પડ્યો, અથવા એમ કહીએ કે પૃથ્વીની આજુબાજુના આકાશમા એવુ Curvature—એવો ગોળાવ રહેલો છે, કે પથ્થરને ક્યાંઈ બીજે જવાની કે અટકવાની જગ્યા જ નથી અને તેથી એ નીચે પડ્યો—આમા ક્યાંઈ પ્રયોજનને અવકાશ નથી પરંતુ જ્યા જ્યા જીવન છે ત્યા ત્યા પ્રયોજન છે, અને અમુક પ્રયોજનથી પ્રેરાઈને, ભવિષ્યમા અમુક વસ્તુ સિદ્ધ કરવા માટે વર્તમાનમા અમુક વ્યાપાર કરવામા આવે છે એટલે કે ભવિષ્યથી વર્તમાન ઘડાય છે—પછી પ્રાણી પોતાના પ્રયોજનમા સફળ થાય કે નિષ્ફળ થાય । એ વાત જુદી છે કારણ પ્રાણીની આજુબાજુ જડ કે જીવન્ત બાહ્ય પરિસ્થિતિ પણ હોય છે, અને તેને લીધે કા તો એની સપ્રયોજન પ્રવૃત્તિ સફળ થાય છે અથવા નિષ્ફળ જાય છે પ્રવૃત્તિ સફળ થાય કે નિષ્ફળ જાય, પરંતુ આવા અનેક આઘાત આપતા કે પ્રત્યાઘાતો ઝીલતા જીવનતત્ત્વનો વિકાસ થવા પામે છે

જડ વિશ્વમા પણ સર્વાંશે ભૂતકાળથી ભવિષ્યકાળ નિશ્ચિત થતો નથી લગભગ તેણે પોતે શ્રી અરવિન્દનુ તત્ત્વદર્શન ઝીલવાનો પ્રયત્ન કર્યો હોય તે રીતે ભૌતિક વિજ્ઞાનના જર્મન શોધક હરમાન વાઇલ લખ્યુ છે કે આ સારુ જડ વિશ્વ કશામા જકડાએલુ નથી એના બારણા બંધ નથી પરંતુ અનંત પ્રત્યે ખુલ્લા છે This physical Universe is not closed but opens to Infinity ('The open World' H Wyel) આને લીધે જ પૃથ્વી પરના કદમા જીવન-તત્ત્વનો આવિર્ભાવ થઈ શક્યો

આપણી પૃથ્વી પર જીવનતત્ત્વના આવિર્ભાવમા વિસ્મય થયો છે પ્રાચીનકાળમા આટલા વૈવિધ્યવાળી સૃષ્ટિની ઉત્પત્તિ વિશે અનેક તર્ક-વિતર્ક કરવામા આવેલા પરંતુ ભિન્ન ભિન્ન દિશામા વિજ્ઞાન આગળ વધ્યુ તેથી વિકાસવાદના આધુનિક સિદ્ધાન્તનુ નિરૂપણ શક્ય બન્યુ ભૂસ્તરવિદ્યા, પ્રાણીરચનાવિદ્યા વગેરે શાખાઓમા વિગતો એકઠી થઈ તથા બીજા પ્રાણીઓની ખાસીયતો કઈ રીતે બદલાય છે, તેના તરફ વૈજ્ઞાનિકોનુ ધ્યાન ખેંચાયુ, અને લામાર્કે કહ્યુ કે કોઈ પણ દેખીતા કારણ સિવાય પ્રાણીની કોઈ જાતમા,

એકદમ ફેરફાર થવા માંડે, અને એ રીતે નવા પ્રાણીઓ ઉત્પન્ન થાય. ડાર્વિને એમ કહ્યું કે દરેક પ્રાણી અને તેની પરિસ્થિતિ વચ્ચે આપસે થવાથી, અને સફળ પ્રવૃત્તિઓના સંસ્કાર વંશપરંપરાગત ઉતરી આવવાથી પ્રાણીનો ક્રમે ક્રમે ધીમે વિકાસ થાય છે અને આખરે તેથી પ્રાણીની જાતમાં ફેરફાર થાય છે!

આપણે ઉપર જોયું કે પ્રત્યક્ષ વિજ્ઞાન વિશ્વમાં જે કંઈ ફેરફાર થાય છે અથવા બનાવો બને છે તે, કઈ રીતે બને છે તેનું પ્રતિપાદન કરે છે એ ફેરફારો કે પરિવર્તનો શા માટે થાય છે, અથવા એવા જ પરિવર્તનો શા માટે થવા, અને બીજા કેમ ન થવા, તે પ્રશ્નોનો ઉકેલ વિજ્ઞાન આપી શકતું નથી અવિનાશી એવા જીવાણુનો પૃથ્વી પર જન્મ થયો, ત્યારથી અનેક દિશામાં કુદરતે અસંખ્ય પ્રયોગો કર્યા હશે, અને તેના પરિણામે આજે ભિન્ન ભિન્ન જાતના પ્રાણીઓ પૃથ્વીના પટ પર દેખાય છે ડાર્વિનના અભિપ્રાય પ્રમાણે હરકોઈ પ્રાણી અને તેની બાહ્ય પરિસ્થિતિ, અને તેની સાથે સુમેળ સાધવા પ્રાણી કાં તો પોતે સ્વતઃ અથવા પરિસ્થિતિમાં પોતાને ફાવે એવા ફેરફાર કરે, તથા આ સતત વ્યાપારને લીધે એનો વિકાસ થાય છે,—અને તેના અંગો પણ એ રીતે ઘડાય છે આનો અર્થ એમ ઘટાવી શકાય કે જો તદ્દન ભિન્ન પરિસ્થિતિમાં રહેતા બે પ્રાણીઓ આપણે લઈએ, તો તેના સમાન અંગોની રચના અતિશય જુદી હશે ફ્રેંચ ફિલસૂફ હેન્રી બર્ગસન એક "પેકટન' નામની માછલી લે છે, અને તેની આંખ અને માણસની આંખની રચના, તે બન્નેની બાહ્ય પરિસ્થિતિ અત્યંત ભિન્ન હોવા છતાં, લગભગ એક સરખી છે, તેથી એવા અનુમાન પર આવે છે, કે પ્રાણીના કે તેના અંગોના ઘડતર કે વિકાસનું મુખ્ય કારણ બાહ્ય પરિસ્થિતિ નથી, પરંતુ આંતરિક જીવનના પ્રત્યાઘાતો, બાહ્ય પરિસ્થિતિ ગમે તેવી હોય તોપણ, સમાન હોય છે અને આ કારણે દૂર દૂર પડેલા અથવા અવિકસિત અને વિકસિત પ્રાણીઓના અંગોની રચના સામાન્ય રીતે એક સરખી હોય છે સમાન જીવન તત્ત્વ The Elan Vital—પાછળથી સધાને ધકેલે છે, અને તેથી ભિન્ન ભિન્ન દિશામાં બર્ગસનના મતાનુસાર, પ્રાણીઓનો વિકાસ પથરાય છે મુખ્ય બે દિશામાં વિકાસ થવા પામ્યો છે—એક બાજુ નાના નાના જંતુઓ જેમનામાં પોતાને જે કંઈ કરવાનું હોય છે, અથવા પોતાની જે જરૂરીઆતો હોય છે, તને પૂરી પાડવાનું સંપૂર્ણ સાહજિક જ્ઞાન હોય છે, જન્મે ત્યારથી એ જરા પણ પરવશ હોતા નથી,—આ સાહજિક જ્ઞાન લગભગ આંતરિક જ્ઞાન જેવું છે—અને બીજી બાજુ માણસ, જેનામાં બુદ્ધિનો અંશ છે, તે એવો કે એને તમામ વસ્તુઓનું જ્ઞાન મેળવવું પડે છે આકસ્મિકવૃત્તિ અને સાહજિક જ્ઞાનથી પ્રેરાતા જંતુના જીવનની કક્ષા અત્યંત મર્યાદિત હોય છે, પણ સંપૂર્ણ હોય છે—જ્યારે માણસના જીવનની કક્ષા વિશાળ હોય છે, પરંતુ જીવન અપૂર્ણ લાગે છે, કારણ પોતાની નાની સરખી જરૂરીઆતો પૂરી પાડવા માટે પણ તેને બુદ્ધિની મદદ લેવી પડે છે, અને બુદ્ધિનું વ્યાપાર એટલું વિચિત્ર છે કે સામાન્ય જરૂરીઆતો પૂરી પાડવાને બદલે, ઉલટી જરૂરીઆતો વધારી મૂકે છે બર્ગસન એમ માને છે કે પરિસ્થિતિનું અને વિશ્વના જ્ઞાનના ટુકડા પાડીને, તથા કૃત્રિમ રીતે પ્રશ્નો ઉભા કરીને, ખરા જીવનના સ્રોતથી બુદ્ધિ માણસને દૂર ઘસડી જાય છે, પરંતુ હવે પછી વિકાસનું ઉપલું પગથીયું ચડતી વખતે સાહજિક જ્ઞાન તથા બુદ્ધિગમ્ય જ્ઞાન એ બન્નેનો સમન્વય માણસમાં સધાશે અને આવા જ્ઞાનને તીવ્રતા, ઊંડાણ તથા એકરૂપતા, તથા બુદ્ધિગમ્ય જ્ઞાનની વિશાળતા બન્ને હશે

બર્ગસનનો વિકાસવાદ સર્જનાત્મક વિકાસવાદ "Creative Evolution" ગણાય છે એના મત પ્રમાણે વિશ્વમાં હરહંમેશ નવું સર્જન થયા કરે છે, હરકોઈ બે ક્ષણે જીવનતત્ત્વ એકનું એક રહેતું નથી માનસનું ચિત્ર પણ સદાકાળ પરિવર્તનશીલ છે, અને વિશ્વમાં કશું સ્થિર નથી, માત્ર પરિવર્તન છે એવા પરિવર્તનમાં વિકાસન મોજું જ્યારે આગળ ધપતું હોય છે ત્યારે જુદા જુદા પ્રાણીઓ રૂપે

સરવાળા કરતા આપણી સાન્ત સંખ્યા મોટી જ રહેવાની છે. ત $1+\frac{1}{2}+\frac{1}{4}+\frac{1}{8}+\frac{1}{16}+\frac{1}{32}+ \dots =2$, અને શ્રેણીના ગમે તેટલા પદનો આપણે સરવાળો કરીએ તો તે પણ બે થી ઓછો જ થવાનો. આપણે આ ગણિતને સહુ સહેલુ માનીએ છીએ પરતુ એ અત્યત ગૂઢ, ન સમજાય તેવુ કઠિન છે. વ્યવહારમા આપણે સખ્યાનો - અપૂર્ણાંકનો ઉપયોગ કરીએ, પરતુ હરકોઈ પાસ પાસેની બે પૂર્ણાંક સખ્યાઓ વચ્ચે અનત શ્રેણીનો વિસ્તાર પડેલો છે તે તરફ આપણુ ધ્યાન ભાગ્યે જ જાય છે. એ હરકોઈ સખ્યા વચ્ચે એક એવડી મોટી ખીણ છે કે જે ધીમે ધીમે નાની થતી જાય એમ લાગે, પરતુ કદી સપૂર્ણ પૂરાતી નથી–હરકોઈ બે વ્યક્તિઓ એક બીજાને અત્યત ચાહતી હોય, અને સર્વાંગે એકબીજાને સમજવાનો પ્રયત્ન કરે, અને જ્યા લગ અગાધપણુ રહે તેમજ સાપેક્ષવાદના એક અભિપ્રાય અનુસાર ચાર પરિમાણવાળા દિક્કાળનો સ્રોત આમ સાન્ત છે જ્યા તેનો છેડો ક્યાય નથી તેવી જ રીત હરકોઈ પ્રાણી એક અવિભાજ્ય એકમ રૂપ છે એટલુ જ નહિ, પરતુ એના તમામ અગો તથા તેના ધર્મો અને અસખ્ય વ્યાપારોનો સરવાળો કરીએ તેના કરતા એ પોતે વિશેષ છે, પોતે સાન્ત છતા અનત છે, (પ્રમાણશાસ્ત્રમા વિશેષ અને સામાન્ય વચ્ચેના સબધમા આ પ્રશ્ન જુદી રીતે ઉપસ્થિત થાય છે )

દ્રવ્યમા જેટલા પરિવર્તનો થાય છે તે તદ્વત્ નિયમો દ્વારા જીવનના વ્યાપારો સમજી શકાતા નથી–જીવનના સીધા સપર્કમા જે દ્રવ્ય રહેલુ છે તેના વ્યાપાર કે પ્રક્રિયાઓનો અનત વિચિત્ર હોય છે ભૌતિક વિજ્ઞાનના મહાન શોધક શ્રોડીંજરે જીવન શુ છે તે વિષે એક નાનુ પુસ્તક લખ્યુ છે, તેમા તેને કબુલ કરવુ પડ્યુ છે કે બીજમાથી એટલે કે ક્રોમોસોમ્સ કે જીન્સમાથી વિકાસ થઈને જે રીતે પ્રાણી કે વૃક્ષ પેદા થાય છે, તેનો ભૌતિક નિયમ શોધવો અશક્ય છે સામાન્ય દ્રવ્યમા પરિવર્તન અમુક બાહ્ય કારણોને લીધે થાય છે એમ આપણે ધટાવી રાખીએ, પરતુ ગર્ભાવસ્થામા જે જે ફેરફાર થાય છે, તે પરથી તો આપણને એમ જ ભાસે છે કે જીવનતત્ત્વની પાસેમા પાસે આવેલા (જન્મના) બીજના દ્રવ્યમા એક એવો આતરિ નિયમ વસેલો છે, કે જેને લીધે અદરથી તેમા વિકાસ થાય છે શરીરશાસ્ત્રી સર ચાર્લ્સ શેરીંગ્ટનને લાગે છે ( 'Man on His Nature", Gifford Lectures 1941 Sir Charles Sherrington) - જીવત પ્રાણીના શરીરમા એવી રીતની ક્રીયા થાય છે કે તેનુ અતિમ પરિણામ જોયા વગર તેના વ્યાપારોની કે વિભાગીકરણની સમજ પડી શકતી નથી, અને જ્યા શેરીંગ્ટનનુ વલણ ભૌતિકવિજ્ઞાન તથા રસાયન વિજ્ઞાન તરફ છે, તેથી એ એમ માને છે - વિજ્ઞાનની એ શાખાઓ દ્વારા જીવાણુના પરિવર્તનનુ નિરૂપણ થઈ શકે એ વ્યાપારો કેવી રીતે થાય છે તેનુ કદાચ વર્ણન થઈ શકે પરતુ શા માટે થાય છે તે જાણી શકાય નહિ

દ્રવ્યથી જેટલુ જીવન ભિન્ન છે, તેટલુ જ જીવનથી આપણુ ચિત્ત જુદુ છે દ્રવ્યના પરિવર્તનોમા પ્રયોજનને અવકાશ નથી, પરતુ પ્રયોજન જાણ્યા વિના જીવન વ્યાપારો સમજાઈ શકાતા નથી દ્રવ્ય માત્ર અસ્તિત્વ ધરાવે છે, તેના અસ્તિત્વમા કશી જરૂરીઆતો હોતી નથી જીવનમા જરૂરીઆતો હોય છે જ્યારે ચિત્તની ભુમિકા ઉપર ભિન્ન હેતુઓ એકી સાથે વસતા હોય છે, અને તેથી મૂલ્યાકનનો સિદ્ધાત અમલમા આવે છે ( "Matter, Life and Value" C E M Joad )

આપણી પૃથ્વી ઉપર અત્યારે દ્રવ્ય, જીવન અને માનવચિત્ત એવી ત્રણ ભુમિકાઓ પર ભિન્ન ભિન્ન વસ્તુઓનો વિસ્તાર પડ્યો છે ભૌતિક વિજ્ઞાનની દૃષ્ટિએ શક્તિ ચારે બાજુથી જકડાઈ જાય છે ત્યારે દ્રવ્યરૂપે તે ભાસે છે આપણે જોયુ તેમ શ્રી અરવિંદે કહ્યુ છે કે ચેતના ( Consciousness ) તેના બાહ્યરૂપમા મુર્છિત રીતે વસે છે, ત્યારે દ્રવ્યરૂપે તે દેખાય છે પરતુ ચેતનાનુ આવુ મુર્છિત રૂપ આવ્યુ ક્યાથી ?–આના જવાબમા શ્રી અરવિંદ કહે છે કે આ આખુ વિશ્વ કે જે કઈ વ્યક્તરૂપે અસ્તિત્વ ધરાવે છે એના બે અવ્યક્ત

ધ્રુવબિંદુઓ છે–ઊંચે, શુદ્ધ, કેવલ, તથા અવ્યક્ત અનંત એવું અધ્યાત્મ તત્ત્વ The Absolute Unmanifest Divine, અને નીચે અગાધ નોચેતના–Inconscience. આવી અગાધ નોચેતનામાંથી સૌથી પહેલાં દ્રવ્ય વ્યક્ત થયું, અને ક્રમે કરીને જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ જીવન અને ચિત્ત તેમાં અને તે દ્વારા વ્યક્ત થયાં. આ ત્રણે ભૂમિકાઓનો વિકાસ અજ્ઞાન અને અવિદ્યામાં થયો છે–આ વિકાસ આદર્શરૂપ નથી, એમાં ઘણી ભૂલો પણ છે, અને અત્યારનું માનવચિત્ત તથા તેની બુદ્ધિ સત્ય અસત્ય વચ્ચે ઝોલાં ખાય છે, શુદ્ધ જ્ઞાન મળવું અશક્ય છે, અને માનવભૂમિકા પર વ્યક્તિત્વ ઘડવા માટે ચેતનાને દાઈક કેન્દ્ર જોઈએ તેથી અજ્ઞાનમય પ્રકૃતિએ અહંકારનું તત્ત્વ પેદા કર્યું છે માનવબુદ્ધિ કંઈક જ્ઞાન મેળવવા માટે વસ્તુનું પૃથક્કરણ કરવા જાય છે, તે પૃથક્કરણમાં એનું ખરું હાર્દ કે જીવન મરી જાય છે અને બુદ્ધિ ટુકડા કરીને સાધે છે, અને આ રીતે, ઘણા ઘણા કૃત્રિમ પ્રશ્નો અસ્તિત્વમાં આવે છે, કે જેનું નિરાકરણ માનવ પોતે કરી શકતો નથી

અને જ્યાં માનવમાં થોડું ભાન છે–જ્ઞાનનો તણખો પણ છે, અને તેથી, વિકાસનું સંચાલન અત્યાર સુધી અજ્ઞાનમય પ્રકૃતિના હાથમાં હતું, તે પોતાના હાથમાં લઈને, માણસે ઉત્તરોત્તર આંતરિક વિકાસનાં પગથીઆં ચડવાનાં છે. અત્યારસુધી અજ્ઞાનના અંધારામાં આમતેમ અથડાઈને પ્રકૃતિ માનવની ચેતના સુધી વિકાસને લઈ આવી છે તે વિકાસ સ્વેચ્છાએ, પૂરેપૂરા ભાન સાથે, માણસે આગળ વધારીને પોતાના તથા આખા વિશ્વના તત્ત્વની સાથે પોતાનો અહંકાર ત્યાગીને એકરૂપ થવાનું છે. માણસ જાતને ઉત્પન્ન કરવા પ્રકૃતિએ કે આ સૃષ્ટિએ લાખ્ખો વર્ષ લીધાં, વિશ્વમાં જડ દ્રવ્યનું બંધારણ થયું ત્યાર પછી વિકાસવાદની દૃષ્ટિએ આપણી પૃથ્વી ઉપર જે કંઈ ફેરફારો થયા, તે તમામનું પ્રયોજન એકમાત્ર એ હતું કે જીવનતત્ત્વ તથા ચિત્તતત્ત્વ વધારે વિકાસ પામીને ઉત્તરોત્તર ઉચ્ચતર ભૂમિકા ઉપર જઈ શકે પૃથ્વીના અસ્તિત્વનું માત્ર કારણ જ નહિ પરંતુ પ્રયોજન પણ આ છે. આ રીતે શ્રી અરવિંદના વિકાસવાદનો સિદ્ધાંત જે કંઈ ફેરફારો થાય છે, તેને માત્ર બાહ્ય દૃષ્ટિએ, ને કેવી રીતે થાય છે તેનું સ્પષ્ટીકરણ કરે છે એટલું જ નહિ પણ કઈ દિશામાં વિકાસ હવે પછી થશે, અથવા થવો જોઈએ તેનું પણ સૂચન કરે છે

પ્રો. એલેક્ઝાંડરે (તથા પ્રો. હોડીંગે પણ) પૃથ્વીપરના વિકાસના પરિણામે ઈશ્વર હજી અસ્તિત્વમાં આવવાનો છે. યુરોપીય ફિલસુફી એક જ વિચારસરણીને પકડે છે, અને આત્માના ઊંડા સાક્ષાત્કાર વિના માત્ર બુદ્ધિની દૃષ્ટિએ અંતિમ તત્ત્વ વિષેના સિદ્ધાંતો બાંધે છે

શ્રી અરવિંદના સિદ્ધાંતાનુસાર માણસ જાતનો ઊર્ધ્વ વિકાસ એવો થવાનો છે કે માણસમાં અધ્યાત્મ તત્ત્વ પ્રકટ થશે અને તે કેવળ, શુદ્ધ, કુટસ્થ નિત્ય હશે એટલું જ નહિ, પણ ક્રીયાશીલ પણ હશે અધ્યાત્મ-તત્ત્વની આ ભૂમિકાને એમણે અતિમનસ્ કે Super–Mindની ભૂમિકા કહી છે. એ માર્ગે જતાં માણસે યોગના અધ્યાત્મમાર્ગનો સ્વીકાર કરવો પડશે

શ્રી અરવિંદે પોતે જ કહ્યું છે કે આંતરિક અનુભવ અને સાક્ષાત્કારના ડગલે ને પગલે, દરેકાદ વિજ્ઞાનનો અભ્યાસી કરે તેમ, તેમણે પોતે પ્રયોગો કર્યા છે, અને પ્રયોગ દ્વારા સાબીતી મળ્યા પછી જ તેનો તેમણે સ્વીકાર કર્યો છે જો આપણે પૂછીએ કે ક્યા ક્યા પ્રયોગો કર્યા અને તેની શી શી સાબીતી મળી–તો તેઓ જવાબ આપશે કે તેને માટે અધિકારની જરૂર છે એમણે કહ્યું છે "બાહ્ય નિરીક્ષણની પદ્ધતિ દ્વારા ભૌતિક વિજ્ઞાનનાં સત્યો, કે તેનાં સમીકરણો, અથવા તારવી કાઢેલા સામાન્ય નિયમો કે શોધો આ રીતે બતાવી શકાય, પરંતુ અહીં (ભૌતિક વિજ્ઞાનમાં) પણ એ વસ્તુને પૂરેપૂરી સમજવા માટે કે તેની સત્યાસત્ય વિષે

ખરો અભિપ્રાય બાંધવા માટે બુદ્ધિના અભ્યાસ અને શિક્ષણની જરૂર છે ગમે તે માણસ આપેક્ષવાદનુ ગણિત ( ગણવાના સમીકરણો ) - બીજા વૈજ્ઞાનિક સત્યો ખરા છે કે ખોટા તે બાબત અભિપ્રાય ન આપી શકે નિયમ માત્ર એટલો જ હોઇ શકે - જે કઈ તત્ત્વ છે, અથવા જે કઇ ( આધ્યાત્મિક ) અનુભવમા ઉતરે છે, તે તમામ સત્ય છે અને એના જેવા - તેવા જ અનુભવ દ્વારા એની સાબીતી મળી શકે છે એટલે કે, ખરુ કહીએ તો, પ્રત્યેક માણસ આધ્યાત્મિક અનુભવ કરી શકે છે, એ માર્ગે જઈ શકે છે અને તે પોતે તેની સાબીતી મેળવી શકે છે—પરંતુ આ બાબત ત્યારે જ બની શકે કે જ્યારે તે પોતે આ શક્તિ ખીલવે, અને જે આન્તરિક પદ્ધતિ દ્વારા આ અનુભવ અને તેનુ પરીક્ષણ શક્ય બને છે તે તમામ આંતરિક પદ્ધતિ ઓને તે અનુસરી શકે—ત્યારે જ ( Life Divine Vol II )

કોઈ માણસ ના કહી શકે, - અધ્યાત્મ માર્ગમા જે કઈ સાબીત કરવાનુ છે, તેનો પહેલેથી સ્વીકાર કરવાનુ કહેવામા આવે છે। આપણે ઉપર જોયુ કે પ્રત્યેક વિજ્ઞાનના પાયામા સ્વીકૃતિઓનો ટગલો પડેલો હોય છે, અને તેનો સ્વીકાર કર્યા આપણને કઈ થતુ નથી કાર્ટેઝીઅન અથવા ગોસીઅન કો–ઓર્ડીનેટ્સની ભૂમિતિ સબંધ આપણે થોડી ચર્ચા કરી. જેમ્કોઈ વિજ્ઞાનની સ્વીકૃતિનો કોઈ સ્વીકાર ન કરે, તો તે વિજ્ઞાનનો અભ્યાસ ન કરી શકે, તેવી જ રીત અધ્યાત્મવિદ્યાની સ્વીકૃતિ ન સ્વીકારે તો એ માણસ તે માર્ગે જઈ શકે નહિ બીજા વિજ્ઞાનોની સ્વીકૃતિઓમા પ્રમાણગત આવશ્યકતાનુ તત્ત્વ બહુ થોડુ હોય છે જ્યારે અધ્યાત્મ વિદ્યામા માત્ર એક જ સ્વીકૃતિ છે,—- આત્મા છે, અને તેમાથી સાદી સમજ અને સરળ પ્રમાણગત આવશ્યકતા દ્વારા એમ ફલિત થાય છે કે–એનો અનુભવ શક્ય છે અને જે આટલુ ન માને એ તે માર્ગે જઈ શકે નહિ અને છતા જેમ ગણિત કે ભૂમિતિ કે વિદ્યુત્‌નુ વિજ્ઞાન ન જાણનાર માણસનુ બાહ્ય જીવન તે તે વિજ્ઞાનના નિયમોથી બાધેલુ રહે છે, તેવી જ રીતે આત્મામા ન માનનાર અને એ માર્ગે ન જનાર માણસનુ બાહ્ય તેમજ આન્તરિક જીવન અધ્યાત્મવિદ્યાના નિયમોથી ચારે તરફ અજાણ્યે, અનિચ્છાએ બધાએલ રહે છે અને તેનાથી નિર્મિત થાય છે

જેમ્સ જીન્સ, એડિંગ્ટન મેક્સ પ્લાન્ક, શ્રમાન સાઈન, વ્હાઇટહેડ સી ડી બ્રોડ— ( બર્ટાન્ડ રસેલ પણ ) વગેરે ભૌતિક વિજ્ઞાનના રસ્તે ફિલસુફીમા પ્રવેશ કરે છે

સર જેમ્સ જીન્સ એમ માને છે કે બાહ્ય વિશ્વમા પદાર્થોના દ્રવ્યના નિયમોનુ આપણે નિરૂપણ કરી શકીએ છીએ,—માટે બાહ્ય વિશ્વ બીજુ કશુ નથી, માત્ર આપણા ચિત્તે નીપજાવી કાઢેલા સમીકરણોનો પડઘો !! એડિંગ્ટન બાહ્ય વિશ્વને વધુ વાસ્તવિક અસ્તિત્વ આપે છે, જ્યારે બર્ટ્રાન્ડ રસેલ કોઈ વાર માત્ર આપણા ઇન્દ્રિય પ્રત્યક્ષોને પ્રાધાન્ય આપે છે, અને કોઇ વાર ઇન્દ્રિય પ્રત્યક્ષો જેને લઇને ઉદ્ભવે છે, તેને પ્રાધાન્ય આપે છે, કાન્ટની પરિભાષા અનુસાર, જેને લઇને ઇન્દ્રિય પ્રત્યક્ષો આપણામા ઉગે છે, તેને માત્ર ઇન્દ્રિય પ્રત્યક્ષ દ્વારા જ આપણે અનુભવી શકીએ, અને તે સિવાયની વસ્તુ વિશે આપણે હમેશા અજ્ઞાન રહેવાના, આવા કોઈ કારણને લીધે, અથવા ગણિત પ્રત્યેના રસેલના પક્ષપાતને લીધે—રસી પાછો તે વસ્તુને તથા ઇન્દ્રિય પ્રત્યક્ષને સમાન અથવા એક જ ગણે છે

આ સધાને શ્રી અરવિંદ કહે છે કે ઇન્દ્રિયગોચર જડ દ્રવ્યમા ચેતના મૂર્છિત રૂપે જકડાઈ રહી છે ભૌતિક શક્તિ કે Energy પણ ચેતનાની શક્તિનુ એક સ્વરૂપ જ છે પ્રત્યેક ચેતનાને એનો કાળ હોય છે, તથા જડ દ્રવ્યમા પણ કાળનુ તત્ત્વ છે, કારણ તેમા સુ જ મૂર્છિત રૂપે ( Involved ) કે સુષુપ્તાવસ્થામા પડેલુ છે આથી આગળ જઈ યરોપીય " આઈડીઆલીઝમ "–કે અધ્યાત્મવાદ કે આદર્શવાદની જેમ શ્રી અરવિ

હુ એવુ પણ મતવ્ય નથી કે—જે કઈ આપણી ચેતનાના અનુભવમા આવતુ નથી, તે અસ્તિત્વ ધરાવે છે એમ આપણે કહી શકીએ નહિ કારણ જે કઈ આપણા અનુભવમા આવે છે તે જ, આપણી ચેતનાનો વિષય બને છે, અને તેટલે અંશે અસ્તિત્વ ધરાવે છે—તેથી આપણી ચેતનાથી સ્વતત્ર રીતે બાહ્ય વસ્તુઓ અસ્તિત્વ ધરાવતી હોય, તો તેનુ અસ્તિત્વ કોઇક સર્વવ્યાપી સર્વગ્રાહી ચેતનાને આભારી હોવુ જોઇએ, કે જે ચેતનાનો વિષય આખુ વિશ્વ છે, કોઈ અનત સર્વવ્યાપી સર્વગ્રાહી ચેતનાનો સ્વપ્નમા અનુભવનો વિષય બનીને બાહ્ય વિશ્વ અસ્તિત્વ ધરાવે છે એમ શ્રી અરવિંદ માનતા નથી. એ ખરૂ છે કે ચેતનાથી સ્વતત્રરીતે અસ્તિત્વ ધરાવતી હોય એવી કોઇ વસ્તુ છે જ નહિ પરતુ સાથે સાથે એ પણ કહેવુ જરૂરી છે કે સ્વતત્ર રીતે વાસ્તવિક અસ્તિત્વ છે પણ ખરૂ, અને તે એવુ કે આપણુ ચિત્ત પોતાના નિરીક્ષણ દ્વારા જે કઈ બીમા કે રચના કે ઘાટ ઘડે અથવા પોતાની રીતે એનો અર્થ બેસાડે તેના પર એના અસ્તિત્વનો આધાર નથી, પરતુ બાહ્ય વસ્તુઓમા જ એવું કઈ તત્ત્વ છે કે જેને લીધે તે સ્વતત્ર અસ્તિત્વ ધરાવે છે આપણી પોતાની રચનાઓ આપણા ચિત્તે પાડેલા વ્યક્તિગત ( Subjective ) પ્રતિબિંબો છે, અથવા બાહ્ય વિશ્વની આપણે દોરેલી આકૃતિ નથી. તત્ત્વત એ અમુક ચેતનાએ સર્જેલુ છે, પરતુ એ એવી ચેતના છે કે ત્યા એ ચેતના તથા અસ્તિત્વ વચ્ચે કશો ભેદ નથી—બન્ને સમાન છે,—( એ ભૂમિકા ઉપર ) ચેતના અને અસ્તિત્વ બંને એકજ તત્ત્વ છે, અને તેથી તેનુ સર્જન પણ અસ્તિત્વના તત્ત્વનુ ભાગીદાર છે એટલે કે તે પણ વાસ્તવિક અસ્તિત્વ ધરાવે છે આ દૃષ્ટિએ, બાહ્ય વિશ્વ ગમે તેવી મહાન ચેતનાનુ માત્ર અગત સર્જન નથી ( પરતુ તે વાસ્તવિક અસ્તિત્વ ધરાવે છે ) તથા બાહ્ય વિશ્વ અને વ્યક્તિગત ( Subjective ) સત્યો બન્નેમા તથ્ય છે ( are real ) અને એકજ સત્યની બે બાજુઓ છે "—( Life Divine ) આ રીતે શ્રી અરવિંદ આદર્શવાદી નથી પરતુ વાસ્તવવાદી છે એમ કહી શકાય

હેન્રી બર્ગસન, જનરલ સ્મટ્સ, વાઇટહેડ, સી. ઈ એમ. જોડ, પ્રો એમ. એલેકઝાન્ડર વગેરે ફીલસુફો
જીવવિજ્ઞાનની શાખા પરથી ફીલસુફીના ક્ષેત્રમા ઉતરી આવે છે આપણે અગાઉ જોયુ કે જડ દ્રવ્યમા ચેતના
એના બાહ્ય રૂપમા મુર્છિત રૂપે જકડાઇ ગએલી પડી છે, અને તેની શક્તિનુ સચાલન અજ્ઞાનના અધકારમા
સર્વવ્યાપી નિયમોને આધીન રહીને યત્રવત્ થયા કરે છે પરતુ દ્રવ્યની ભૂમિકાની ઉપર ઉત્તરોત્તર જે તત્ત્વો
રહેલા છે, તેના પ્રત્યે તેના દ્વાર ખુલ્લા છે જડ દેખાતુ દ્રવ્ય પણ સર્વાશે અધીયાર નથી. આવા ઘોર અજ્ઞાનમા
થયેલા સચાલનને લીધે શરૂઆતમા પૃથ્વી ઉપર બહુજ વિચિત્ર મોટા રાક્ષસી પ્રાણીઓ ઉત્પન્ન થયા, અને
જાણે દ્રવ્યથી તેમજ જીવન તત્ત્વની તથા ચિત્તની ઉચ્ચતર ભૂમિકાઓને એમ થયુ કે આ આખો પ્રયોગ
ઊંધી દિશામા થયો, તેથી કોઈ બાળક પોતે દોરેલુ કદરૂપ ચિત્ર પાટી પરથી ભૂસી નાખે તેમ પૃથ્વીની સપાટી
પરથી આ આખી સૃષ્ટિનો નાશ થયો ( Editorials in " The Advent " based on Talks
With the Mother ) અને નવેસરથી જીવન તત્ત્વે શરૂ કર્યુ. શ્રી અરવિંદના વિકાસના
સિદ્ધાતમા બર્ગસનના ( Elan Vital ) જીવનતત્ત્વે પાછળથી મારેલો ધક્કો તો છે જ, પરતુ ત
ઉપરાત ઊર્ધ્વ ભૂમિકા પ્રત્યેનુ ખેચાણ પણ છે, અને સૌથી વિશેષ મહત્ત્વનુ ઉચ્ચતર ભૂમિકાનુ નીચલી ભૂમિકા
ઉપરનુ દબાણ—એમ ત્રણે બળો સાથે કામ કરતા હોય છે આથી શ્રી અરવિંદના વિકાસના સિદ્ધાન્તમા
વિકાસ કેવી રીતે થાય છે તેનુ જ માત્ર નિરૂપણ કરવામા આવ્યુ નથી, પરતુ વર્તમાનમા કઈ રીતે વિકાસ
સાધવો જોઇયે, અને ભવિષ્યમા તેનુ અતિમ ધ્યેય અથવા લક્ષ્ય કે પ્રયોજન શુ છે તે વિષે પણ સ્પષ્ટતા
કરવામા આવી છે દ્રવ્યમા જ્યારે જીવનતત્ત્વે પ્રવેશ કર્યો ત્યારે દ્રવ્યને પોતાની જડતા છોડવી પડી અને છતા
પડી દ્રવ્યની અથવા આપણા પાર્થિવ શરીરની એ જડતા આપણે હજી પણ છોડી શક્યા નથી અને
દ્રવ્યનો અભ્યાસ સાધકને માર્ગમા આડે આવે છે વિકાસને પગથીએ જીવનતત્ત્વે જે શારીરિક સ્તરે છે "

મૂકવાની જરૂર નથી પરંતુ "ચિત્તવૃત્તિનિરોધ" કરી, ચિત્તનો લય કરી, સમાધિસ્થ થઇ, માણસ કૂટસ્થ નિત્ય કેવળ આત્મામાં સ્થિતિ રાખી શકે છે, અને જો એને મુક્તિ કહી શકાય તો તેઓ યોગી મુક્ત છે પરંતુ દક્ષિણ ગોળાર્ધના અસ્તિત્વ વિશેના સમસ્ત સત્યથી એ વંચિત રહેશે-દક્ષિણ ગોળાર્ધ આખો 'એને માયા જેવો ભાસશે, અનેકાન્તવાદના સત્સદ્રૂપ લાગશે, અને બંને વચ્ચેની કડી એને લાગશે નહિ કદાચ, કોઈને એમ લાગે કે શ્રી અરવિંદે શંકરના માયાવાદ ઉપર વધારે પડતા પ્રહારો કર્યા છે શંકરે એક રીતે એમ પણ કહ્યું છે કે આ બધું બ્રહ્મમય છે, બ્રહ્મ છે, પરંતુ શ્રી અરવિંદે કહ્યું છે તેમ સર્વવ્યાપી, સર્વશક્તિમાન, સત્ ચિદાનંદ રૂપ બ્રહ્મ કે પરબ્રહ્મમાં જો કંઇ શક્તિ હતી તો તે માત્ર માયા ઉત્પન્ન કરવાની જ શક્તિ હતી એમ કેમ માની શકાય? માયા છે તે માયા છે, નથી સાચું નથી જુદું, આભાસ રૂપ છે—તો આ બ્રહ્મમાં માત્ર આભાસ ઉત્પન્ન કરવાનીજ શક્તિ છે એમ શ્રી અરવિંદ પોતે માની શકતા નથી જ એમણે એમ પણ કહ્યું છે કે બ્રહ્મમાં શક્તિ છે કે નથી એનું નિરાકરણ જે કોઇ ત્યાં સુધી જઇ આવ્યો હોય, અને ત્યાંથી એક પછી એક પગથીઆં ઉતરીને ઠેઠ આપણી પૃથ્વીના માનવજીવન સુધી જેણે 'અવતરણ' કર્યું હોય તેનો જ પુરુષ આનો નિર્ણયાત્મક જવાબ આપી શકે, અને પોતે આ બવાનો અનુભવ કર્યો છે એમ તેમણે લખ્યું છે

ઉત્તર અને દક્ષિણ ગોળાર્ધની વચ્ચે ઉર્ધ્વચિત્ત કે અતિમનસ રહેલું છે અને અતિમનસનું બંધારણ એવું છે કે પૂર્વ તેમજ પશ્ચિમના તમામ ફિલસૂફોને સર્વપ્રકારે સંતોષ આપે તેવું છે શ્રી અરવિંદે કહ્યું છે કે એમણે પોતે કદી નિર્વાણની સ્પૃહા કરી નથી, અને છતાં એમના શરૂઆતના પ્રયત્નને અંતે એમને ખબર નહોતી કે શું પરિણામ આવવું જોઇએ, પરંતુ એકાએક નિર્વાણમાં એ ડુબી ગયા એમાં કંઇજ નહોતું. માત્ર એ એક જ તત્ત્વનો અનુભવ હતો, અથવા અનુભવ પણ નહોતો !! એમણે નિર્વાણ અને મુક્તિની કલ્પના કરી નહોતી, અને તોપણ-'હું આવું કે નહિ'-તેની રજા પણ માગ્યા સિવાય નિર્વાણમાં દિવસો સુધી શ્રી અરવિંદ ડુબેલા રહ્યા,-અને પછી ધીમે ધીમે એમાં બીજાં તત્ત્વો ઊંડેથી ઉપર આવવા માંડ્યા અને જાણે આખું વિશ્વ એમાંથી ઉત્પન્ન થયું !

અતિમનસની ભૂમિકામાં એક બાજુ કૂટસ્થ, નિત્ય, કેવળ અધ્યાત્મ તત્ત્વનું દર્શન છે—દર્શન એટલે કે એક બાજુ દ્રષ્ટા, બીજી બાજુ દૃશ્ય જગત અને બે વચ્ચેનો સબંધ તે દર્શન—એવું આપણી અજ્ઞાન સ્થિતિમાં જેવું દર્શન થાય છે તેવું નહિ, પરંતુ જ્ઞાનથી પરિપૂર્ણ, તથા જ્યાં જ્ઞાન અને અસ્તિત્વ વચ્ચે અને દ્રષ્ટા અને દૃશ્ય વચ્ચે પણ કશો ભેદ નથી એવું દર્શન અતિમનસની ભૂમિકા ઉપર હોય છે ( " Knowledge by Identity " Life Divine )

શ્રી અરવિંદે જ્ઞાનના પણ બે પ્રકાર કહ્યા છે માનવ બુદ્ધિ જે રીતે બાહ્ય જગતનું જ્ઞાન, જ્યાં કશી એકતા ન હોય તે બે વચ્ચે ગમે તે પ્રકારની એકતા સ્થાપીને અથવા જ્યાં કશો ભેદ ન હોય ત્યાં ભેદ પાડીને, ચૈતન્યની ગાય અથવા પુરુષનું ચૈતન્ય એવા વિધાનો કરીને-જ્ઞાન-આપે તે. બીજું જ્ઞાન પોતાના વિષયની સાથે અંતરતમ એકતા મેળવીને જે જ્ઞાન મળે તે આ જ્ઞાનમાં ભેદ નથી, તેમજ જ્ઞાન તથા અસ્તિત્વ વચ્ચે પણ ભેદ નથી, કારણ જ્ઞાનની આ ભૂમિકા ઉપર જ્ઞાતા, જે કંઇ જાણે છે, તેના જેવો આપોઆપ થાય છે જડ દ્રવ્યના વાસ્તવિક અસ્તિત્વ વિશે આપણે જોયું કે તે એક ચેતનાનું સર્જન છે કે જે ચેતના અને અસ્તિત્વ વચ્ચે કશો ભેદ નથી અને તેથી એ પોતાની ચેતનાની શક્તિ દ્વારા જે કંઇ સર્જે છે તે આપોઆપ અસ્તિત્વ ધરાવે છે અને છતાં આપણી ભૂમિકા પર ચેતના, જ્ઞાન, અસ્તિત્વ, શક્તિ વગેરે એટલા ભિન્નભિન્ન અવસ્થામાં છે કે જેનામાં અસ્તિત્વ હોય તેનામાં ( ઉ ત દ્રવ્યમાં ) ચેતના ન પણ હોય અને

માનવભૂમિકા પર છે તેમ ચેતના હોય તો જ્ઞાન ન હોય, તથા શક્તિ પણ ન હોય અને શક્તિ હોય તો જ્ઞાન ન હોય, અને જ્ઞાન હોય તો તેને અનુરૂપ ચેતના અથવા શક્તિ પણ ન હોય, આ બધા પાસાઓ સુસંગત રીતે અતિમનસની ભૂમિકા પર જોડાએલા છે એટલુ જ નહિ, પરંતુ અપરિણામી અધ્યાત્મ તત્ત્વનું દર્શન પરિણામી રૂપે દેખાય છે. જ્ઞાનની તથા બીજી પ્રકૃતિની અમર્યાદતામા એ ગણી વધે છે, અને તો પણ ભિન્નભિન્ન પ્રકૃતિ કે વ્યક્તિઓ વચ્ચેની માત્ર અસંગતતા જ નહિ પરંતુ એમના પણ (પ્રત્યેક ક્ષણે) આપોઆપ સ્વયંસિદ્ધ જે પરસ્પર સંવાદ જ હોય છે ત્યા ભેદમા અભેદનું સર્વોપરી ભાન છે, તથા અભેદમા ભેદનું સર્વવ્યાપી જ્ઞાન હંમેશનુ જીવન્ત વર્તતુ હોય છે હેગેલ અને હેગેલના અનુયાયીઓનુ એ એક Concrete Universal–વિશેષ તથા સામાન્ય–નો નિત ઉચ્ચતર ભૂમિકા પર થતા સમન્વયનો જીવન્ત દાખલો છે ત્યા વ્યક્તિઓ વચ્ચે ભેદ નથી, પરંતુ સંપૂર્ણ સંવાદ અને એકતા છે તેથી દરેક વ્યક્તિ બીજી પ્રત્યેક વ્યક્તિનુ સંપૂર્ણ પ્રતિબિંબ પોતામા ઝીલે છે, (જેમ ન રીતસર લાયબ્નિટ્ઝના 'મોનેડ્ઝ' જેમ) અને તો પણ લાયબ્નિટ્ઝના 'મોનેડ્ઝ'ની જેમ માત્ર પ્રતિબિંબ ઝીલવાનુ જ કાર્ય એ વ્યક્તિઓ કરતી નથી. પરંતુ પ્રત્યેક વ્યક્તિ પોતાના વિશિષ્ટ વ્યાપારમા મગ્ન હોય છે, એટલે કે સમષ્ટિના તમામ પ્રવાહો પોતામા ઝીલે છે અને તે ઉપરાંત પોતાના પ્રવાહો સમષ્ટિમા વહેતા મૂકે છે–અને આ તમામ વ્યવહાર જ્ઞાનની, સત્યની તત્ત્વની અખંડ ધારામા વહ્યા કરે છે!

પરંતુ આનાથી નીચેની ભૂમિકા ઉપર માત્ર વિભાગીકરણ જ અસ્તિત્વમા દેખાય છે તમામ વિભાગની પાછળ રહેલી એકતા પશ્ચાદ્‌ભૂમિમા વિલીન થાય છે, અને વ્યક્તિ પોતાનુ મૂળ સ્વરૂપ ભૂલી જાય છે, અને અજ્ઞાનમા જાણે સર્વ પોતે કરતી હોય તેમ પોતાની અહંતા વધારી બધો વ્યવહાર કરવા માંડે છે,–આથી દુઃખ, દારિદ્ર્ય, ભય, મૃત્યુ અજ્ઞાન, અવિદ્યાનુ સામ્રાજ્ય સ્થપાય છે, મૂળ સત્ય સુવર્ણના પાત્રથી ઢંકાઇ જાય છે, અને જે મૂળ શક્તિએ ભગવતી ચિતીએ આ આખા વિશ્વનુ સર્જન કર્યું તેનુ અવતરણ દક્ષિણ ગોળામા થાય છે

શ્રી અરવિંદ કહે છે જેમા સર્વ–નિગૂઢ રૂપે રહેલુ છે, તેવા અવ્યક્ત, અનંત શાશ્વત તત્ત્વમાંથી એક અનંત શક્તિ નીકળી આવી, અથવા એ તત્ત્વની અસીમ શક્તિ–એટલે કે મા, અથવા ભગવતી ચિતીએ ચિતિશક્તિએ આ આખા વિશ્વનુ "સર્જન' કર્યું અથવા આપણી દૃષ્ટિએ કહીએ તો સર્જન કર્યું મોટા તથા નાના દેવોની પણ એ "માતા' છે દેવતાઓ તેમજ દૈત્યોમા પણ એની જ શક્તિ વસેલી છે या माता सर्वभूतेषु शक्तिरूपेण संस्थिता, તેણે ઉત્તરોત્તર સર્જન કરતા કરતા, અથવા અનંત, અવ્યક્ત, અધ્યાત્મતત્ત્વમા દર્શન કરતા કરતા, આપણુ માનવ ચિત્ત જ્યા જઈ શકે એમ નથી અથવા માનવ બુદ્ધિ સમજી શકે એમ નથી,–અને જ્યા આપણે સમજી શકીએ તેવી ભાષામા કહેવુ હોય તો એમ કહી શકાય કે એક એવી ભૂમિકા આવી કે "મા'ને પણ વિચાર થઈ પડયો કે "અરર–આ પણ',–અને અધ્યાત્મતત્ત્વના એકત્વમાંથી બહુત્વ ઉત્પન્ન થયુ, અને તેમાંથી આપણી અજ્ઞાનમય તથા દુઃખમય વિશ્વના દક્ષિણ ગોળાર્ધની રચના ફલિભૂત થઈ, અને અધ્યાત્મતત્ત્વના એકત્વે અસીમ કરુણાપૂર્વક, તથા પોતામા રહેલા જ્ઞાનપૂર્વક જે અધઃપતન ( fall ) થયુ તેની હા પાડી, અને શુદ્ધ આત્માના દૃષ્ટિબિંદુએ એક નવી જ શક્યતા ઉત્પન્ન થઈ–તે એ કે જો ભગવતી ચિતીએ આનો સ્વીકાર કર્યો છે અને પોતે પોતાની સર્વશક્તિમાન ચેતનાને મૂર્છિત કરીને અત્યંત એવા નો–ચેતનાના અંધકારમા જાતે ડૂબ્યા છે, તો સમસ્ત વિશ્વમા વિરોધોમાંથી પસાર થતા સંપૂર્ણ વિકાસની પણ અદ્વિતીય શક્યતા ઉત્પન્ન થઇ, અને એવા વિકાસને અંતે જ્યારે માનવ પેદા થયો ત્યારે દેવતાઓને પણ થયુ કે વિશ્વના વિકાસનુ અંતિમ રહસ્ય એમણે જાણવુ કે અનુભવવુ હોય

તો તેમને પણ માનવયોનીમાં જન્મ લેવો આવશ્યક છે અનંત અવ્યક્ત, નિગૂઢ અધ્યાત્મતત્ત્વ અને બીજી બાજુ નો—ચેતના તેનાં આ વિશ્વથી પર એવા બે ધ્રુવબિંદુઓ વચ્ચે વિશ્વના આ સર્જનનું દર્શનને તમામ અસ્તિત્વ રહેલું છે ( "The Riddle of This World," and "Life Divine" ).

ગ્રીક ફિલસૂફ હિરેક્લાઈટસ એમ કહેતું કે આ આખું વિશ્વ બે વિરોધી તત્ત્વો વચ્ચેના અનંત વિગ્રહમાંથી ઉત્પન્ન થયું છે શ્રી અરવિંદ માત્ર બુદ્ધિની દૃષ્ટિએ નહિ, પરંતુ આધ્યાત્મિક અનુભવની આખી શ્રેણી પર, ઉપરનીચે, પ્લેટોએ કર્યું છે તેમ એકતત્ત્વ ( Eism ) પરથી બીજા પર અને બીજા પરથી ત્રીજા પર, એમ ચોથા ઉંચા રહેલા તત્ત્વ સુધી જઈને ( Plato's Republic તથા Parmenides ) ત્યાંથી નીચે આવીને, આપણી ભાષા દ્વારા સમજાય અને બુદ્ધિથી ગ્રહણ કરી શકાય તેવી રીતે કહે છે કે આપણા આ વિશ્વની ઉત્પત્તિ અને વિકાસ વિરોધી તત્ત્વમાંથી થાય છે, અને જો આપણી પૃથ્વીપર માનવદેહમાં દેવ - ઈશ્વરનું સર્જન થવાનું છે, તો શરૂઆત અંધકારમાં ડૂબેલા, સનાતન યંત્રવત્ નિયમોને આધીન એવા જડ દ્રવ્યથી થઈ, અને તેમાંથી અજ્ઞાનમાં ડૂબેલી પ્રકૃતિએ અનેક સાચા ખોટા અખતરાઓ કર્યા બાદ જીવનતત્ત્વને અનુકૂળ થાય તેવું જડ દ્રવ્યનું સંધારણ થયું, અને જીવનનું અવતરણ જડ દ્રવ્યમાં થયું અને આ રીતે જડને પણ અમુક પ્રકારનું સ્વાતંત્ર્ય અને મુક્તિ મળ્યા દ્રવ્યમાં વ્યક્ત થતા યંત્રવત્ પરિણામો જુદા જ નિયમોને આધીન થઈને જીવનને વ્યક્ત કરવા માંડ્યા અને આ રીતે જડ દ્રવ્યના નિશ્ચિત નિયમો તથા સીમાબદ્ધ પરિસ્થિતિમાં વ્યક્ત થતું સ્વાતંત્ર્ય એ બે વિરોધી બાબતો વચ્ચેનો સમન્વય જીવન્ત પ્રાણીના આવિર્ભાવમાં વ્યક્ત થયો. આપણે ઉપર કહ્યું તેમ કેન્દ્રીયગામી ગતિને રોકીને, તેથી ઉલટી દિશામાં કેન્દ્ર પ્રત્યે જવાથી શરૂઆતમાં વિકાસ સાધી શકાય છે, દ્રવ્યમાં જીવન્ત પ્રાણી વ્યક્ત થઈ શક્યું તે આ રીતે જ. પરંતુ એકવાર પ્રાણીનો જન્મ થયા પછી એના આન્તરિક કેન્દ્રના વિકાસ અર્થે પણ અનેક વિરોધી સ્થિતિમાંથી જીવતા પ્રાણીને પસાર થવું પડ્યું, અને આ સત્યનો જીવવિદ્યામાં સ્વીકાર કરવામાં આવે છે ઉ ત બાહ્ય પરિસ્થિતિના બળ અને પોતા વચ્ચે જે સારી પ્રાણી સમતુલા સાચવી શકે તે જ જીવતું રહી શકે એવી વ્યાખ્યા આપવામાં આવે છે માણસ જાતમાં પણ આ જ નિયમ લાગુ પડે છે પહેલાં જંગલીદશામાં સંદેહ ભય અને પરસ્પર ધિક્કારનું વાતાવરણ રહેતું, તેમાંથી શ્રદ્ધા અને પ્રેમના નિયમોને આધીન થઈને માણસ જાતે પોતાનો વિકાસ સાધવા પ્રયત્ન કર્યો જો કે હજીએ કુટુમ્બમાં નહિ પરંતુ ઘણે ખરે અંશે એ જ પ્રજાની અજાણી વ્યક્તિઓ વચ્ચે તથા સર્વાંશે તમામ પ્રજા પ્રજા વચ્ચે જંગલીદશામાં હતું તેનું જ કે તેનાથી વધારે ભયંકર સ્વરૂપમાં સંદેહ ભય અને ધિક્કારનું દર્શન દેખાય છે શ્રી અરવિંદ માનવજાત વિષે કહે છે કે 'હજીયે ન જાગ્યો એનો આત્મારામ"—અને એ નહિ જાગે,—અને પોતાના વિકાસનું ઉર્ધ્વ પગથું એ નહિ ભરે તો પોતાના જીવનને રૂંધી નાખતા જેટલા પ્રશ્નો છે તેમાંથી એક પણ પ્રશ્નનું નિરાકરણ નહિ થઈ શકે અને માનવજાત નષ્ટ નહિ થાય તો અટવાયા કરશે.

એક પરિસ્થિતિમાંથી તેની વિરોધી પરિસ્થિતિ જન્મે, તથા એ બે વચ્ચે ઝોલા ખાતી પ્રવૃત્તિ અમુક કાળ બાદ તેની ઉચ્ચતર ભૂમિકા પર જઈને બન્ને વિરોધી તત્ત્વો વચ્ચેનો સમન્વય સાધે—આની પક્ષ-પ્રતિપક્ષ-અને સમન્વયની ન્યાય પદ્ધતિ ( Dialectic ) સ્વરૂપ એકતત્ત્વવાદી હેગેલ તથા સ્વરૂપ દ્રવ્યવાદી રશિયન ફિલસૂફો બન્નેને એક સરખી માન્ય છે પરંતુ શ્રી અરવિંદમાં, હેગેલમાં છે તે રીતની માત્ર એક ન્યાયપદ્ધતિ રહેતી નથી, તેમ જ રશિયન ફિલસૂફીમાં છે તે પ્રમાણેની જડ દ્રવ્યમાં થતા ફેરફારોને સમજવા પૂરતી પદ્ધતિ રહેતી નથી, પરંતુ હવે પછી કઈ દિશામાં વિકાસ થવો જોઈએ, અને કયા કયા વિરોધી તત્ત્વો વચ્ચેનો સમન્વય કઈ રીતે સાધવો જોઈએ તેનું નિરૂપણ કરતી, શ્રી અરવિંદના યોગમાર્ગની વ્યાખ્યા આપતી એ

પદ્ધતિ છે આપણે ઉપર જોયુ કે કોઈ ગણિત કે વિજ્ઞાનની શાખાના મૂળમા અમુક સ્વીકૃતિઓ રહેલી હોય છે એ સ્વીકૃતિઓની પ્રમાણગત આવશ્યક્તા સ્વીકારવા પૂરતો બુદ્ધિનો વિકાસ જેનામા ન થયો હોય, તેવો માણસ એ વિજ્ઞાનનુ અધ્યયન ન કરી શકે, તેવી જ રીતે શ્રી અરવિંદે મુકેલી અમુક સર્વસામાન્ય સ્વીકૃતિઓની પ્રમાણગત નહિ પરંતુ પોતાના સમસ્ત જીવન પરત્વેની આવશ્યકતા જેને ન લાગે, તેવી વ્યક્તિ એમણે બતાવેલ માર્ગે ન જઈ શકે એ સ્વાભાવિક છે એ સ્વીકૃતિ માત્ર એટલી જ કે અધ્યાત્મતત્ત્વ છે અને એ તત્ત્વનો અનુભવ કરીને જીવનમા તેનુ અવતરણ શક્ય છે આમ કોઈ કરે, તો આખુ જીવન અધ્યાત્મરૂપ બને એટલુ જ નહિ પરંતુ પૃથ્વી પરની બાહ્ય પરિસ્થિતિમા પણ પલટો આવે, અને પ્રોફેસર એલેક્ઝાંડરે કહ્યુ છે તેમ માનવમાથી ઈશ્વર પેદા થાય શ્રી અરવિંદના તત્ત્વદર્શન અનુસાર ઈશ્વર એની ભૂમિકા પર અત્યારે છે જ પરંતુ ઉત્તર ગોળાર્ધના પ્રતિબિંબરૂપ આ દક્ષિણ ગોળાર્ધ અસ્તિત્વમા આવેલો છે અને આપણા દક્ષિણ ગોળાર્ધમાજ દિક્કાલના અનવચ્છિન્ન સ્રોતમા જે વિકાસ થાય છે તેમા અવનવુ સર્જન થાય છે અને તેને પરિણામે દેવો ઉત્તર ગોળાર્ધમા જે રીતે જીવન ગાળે છે તેનુ માત્ર નિર્જીવ અનુકરણ અહી નહિ થાય, પરંતુ પૃથ્વી પર, દ્રવ્યમા દેવની કે અધ્યાત્મતત્ત્વની મૂર્તિ સજીવ રૂપે કંઈ પણ ક્ષતિ વગર દર્શન આપશે (Sri Aurobindo's "Letters"-Second Series) અને અજ્ઞાન તથા અંધકારમય જીવન પલટાઈ જશે આટલા માટેજ એમણે કહ્યુ છે કે દેવોની દુનિયામા કશો વિકાસ નથી, અને જેને પ્રગતિ જોઈતી હોય તેને પૃથ્વી ઉપર માણસરૂપે અવતરવુ પડે છે

કોઈને એમ પણ સવાલ થાય કે અવ્યક્ત અધ્યાત્મતત્ત્વની અસીમ સર્વશક્તિમાન ભગવતીચિતીએ આપણા જેવી દુખી, દિક્ અને કાળથી સવારો ઘેરાયેલી સાન્ત દુનિયા શા માટે ઉત્પન્ન કરી ? અને જો બધુ અધ્યાત્મ રૂપ જ છે, તો એક બાજુ શાશ્વત, અનંત અવ્યક્ત અધ્યાત્મતત્ત્વ અને બીજી બાજુ એટલુ જ નિગૂઢ અંધકારમય નિશ્ચેતનાનુ તત્ત્વ—એ બેની વચ્ચે આખુ વિશ્વ આવેલુ છે, અને વિકાસ એની મેળે થયા જ જાય છે, તો આપણે કશુ જ કરવાની જરૂર નથી જરૂર વિકાસને પંથે બધા જ જવાના છીએ, પરંતુ વિકાસના ખરા માર્ગનુ એકવાર ભાન થયા બાદ અજ્ઞાનમય પ્રકૃતિથી વળી પાછા આપણે દોરાઈએ, તો તેના માઠા આપણને વાગવાના જેટલે અંશે ચેતના જાગૃત થઈ છે, તેટલે અંશે ખરા માર્ગનુ બુદ્ધિની દ્રષ્ટિએ પણ માણસને ભાન થયુ છે, અને આવા ભાનને જાગૃત રાખીને જો માણસ ખરા માર્ગે નહિ જાય તો કદાચ માણસનો નાશ એટલે કે એની ચેતનાનો નાશ થવા પામે એ બાબત આપણે ઉપર જોઈ ગયા છીએ. અને જ્યા કોઈના મનમા સદેહ ઉત્પન્ન થાય કે—આ બધુ ખરુ—પરંતુ—અવ્યક્ત અધ્યાત્મતત્ત્વની શક્તિએ આ બધુ શા માટે સર્જ્યુ ? મનની આવી શકાનુ નિરાકરણ કરવા માણસમા પોતામા બીજી ચેતના પ્રકટ થવી જોઈએ, અને તો જ શકાઓનુ નિરાકરણ થઈ શકે યુરોપીય વિચારકો કે તેમના અનુયાયીઓ માત્ર બાહ્ય વિશ્વને જ પ્રાધાન્ય આપે છે, અને અધ્યાત્મતત્ત્વના અસ્તિત્વ વિશે જેઓ શકા સેવે છે તેવાઓને શ્રી અરવિંદ જવાબ આપે છે કે હરકોઈ માણસને તેના શકાસ્થાનમાથી પ્રચ્યુત કરવો અશક્ય છે, કારણ જેને શકા કરી છે તેને ગમે તે સાબીતી આપો તો પણ શકા કર્યા જ કરશે, ચિત્તવિજ્ઞાનના દૃષ્ટિબિંદુએ પણ અમુક માનસમા હરકોઈ માન્યતા કે શ્રદ્ધા થતી હોય, તો તે માન્યતા કે શ્રદ્ધાની બીજી વિરોધી માન્યતા ધરાવતુ માનસ પહેલા માનસનુ વિરોધી નથી—એટલે કે જે માણસ અધ્યાત્મતત્ત્વમા માને છે, તેનો વિરોધી જે તેમા ખાત્રીપૂર્વક માનતો નથી તે નથી પરંતુ અધ્યાત્મતત્ત્વના અસ્તિત્વ વિશે જેને શકા છે, તેવો માણસ બનેનો દુશ્મન છે

બે અચલ ધ્રુવ બિંદુઓ વચ્ચે આખી વ્યક્તસૃષ્ટિ પથરાએલી છે એમ આપણે જોયુ અને આ આખુ વ્યક્ત તેમજ અવ્યક્ત વિશ્વમા એકજ અધ્યાત્મતત્ત્વ રહેલુ છે, જ્યા આ આખી સૃષ્ટિમા એક ઉપર બીજુ

એમ ભિન્નભિન્ન સ્તરો પ્રસરેલાં છે, એને તેમાં સત્ય તત્ત્વની અનેક માત્રાઓ વસેલી છે.' એટલે કે ઇંગ્લિશ ફિલસૂફ બ્રેડલીની Degrees of Truth, Degrees of Reality; અને Degrees of Experience તથા બોઝન્કવેટની Degrees of Individuality—અનુભવના, સત્યના તત્ત્વની ભિન્ન ભિન્ન ભૂમિકાઓ છે, અને વ્યક્તિત્વની પણ ભૂમિકાઓ Degrees of Individuality છે, કે જેને લીધે નીચલી ભૂમિકા કરતાં ઉપરની ભૂમિકા ઉપર સત્યના, તત્ત્વના કે વ્યક્તિત્વના તથા સ્વાતંત્ર્યના પણ વધારે અંશો રહેલા હોય છે. આ ઉપરાંત શ્રી. અરવિંદ કહે છે કે જીવાત્મા પોતે જન્મજન્માન્તરના ફેરામાં અનેક પ્રકારના અનુભવોમાંથી પસાર થઈને વિકાસ પામે છે. અને આ રીતે સામાજિક વિકાસ પણ સધાય છે. આવા વિકાસમાં પુનરાવર્તન થતું નથી, તેમ પરાવર્તન પણ થતું નથી. પરંતુ વ્યક્તિ તેમજ સમાજ ઉત્તરોત્તર ઉચ્ચતર ભૂમિકા પર પ્રયાણ કરે છે. આ રીતે એક બાજુ વ્યક્તિનું વ્યક્તિગત 'આત્મા તરીકેનું' સાતત્ય, અને બીજી બાજુ સામાજિક સાતત્ય પણ જળવાઈ રહે છે. ક્રિશ્ચિયન ધર્મમાં પુનર્જન્મને સ્થાન નથી, તેથી એ ધર્મમાં વ્યક્તિગત આત્માના વિકાસને અવકાશ નથી, પરંતુ, અથવા તેને લીધે, પશ્ચિમના વિચારકો (પ્રો. એલ. ટી. હોબહાઉસ જેવા) સામાજિક સાતત્યમાં તથા વિકાસમાં માને છે; અને આ સામાજિક જીવન પ્રત્યેનો ઝોક યુરોપીય વિચારકોમાં વધારે જોવામાં આવે એ શક્ય છે, કારણ ભૌતિક વિજ્ઞાન તરફ એમને વધારે પક્ષપાત છે, શ્રી. અરવિંદ આવા બન્ને સાતત્યના સિદ્ધાન્તનું નિરૂપણ કરીને વધારામાં કહે છે કે જો વિકાસના માર્ગમાં કોઈ વાર વ્યક્તિ અથવા સમાજ એનાં એ બિંદુ કે સ્થાન ઉપર પાછાં આવી પડ્યાં છે.એમ લાગે, તો તે ખરી રીતે એનું એ બિંદુ નથી, કારણ વિકાસનો માર્ગ સીધા રસ્તા જેવો નથી, પરંતુ ગોળ કુતુબમિનારમાં આવેલી નીસરણી જેવો છે—કે જેથી, જાણે આપણે વિરુદ્ધ દિશામાં કોઈ વાર જઈએ છીએ એમ લાગે, અને આપણે એક વાર ઉભા હતા, તે જ બિંદુ ઉપર પાછા આવ્યા એમ લાગે તો પણ તે પહેલાંનું બિંદુ નહિ પણ તેનાથી વધારે ઊપલી ભૂમિકા પરનું તેનું જ બિંદુ છે. કેટલાક ભૌતિક વૈજ્ઞાનિકો આપણું વિશ્વ Spiral-ગોળ નીસરણી જેવું છે એમ કહે છે—બાહ્ય વિશ્વ એવું હશે કે નહિ તે તો કોણ જાણે, પરંતુ આંતરિક વિકાસનો માર્ગ એવો હશે એમ પ્રતીતિ થયા વગર રહેતી નથી. કેટલાએક વળી Expanding Universeમાં માને છે, તે બાબત આપણે એમ કહી શકીએ કે વિશ્વ પોતે વધારે વિશાળ ચેતના પ્રત્યે વધે છે!

પદ્ધતિ છે આપણે ઉપર જોયુ કે દરેક ગણિત કે વિજ્ઞાનની શાખાના મૂળમા અમુક સ્વીકૃતિઓ રહેલી હોય છે એ સ્વીકૃતિઓની પ્રમાણગત આવશ્યકતા સ્વીકારવા પૂરતો બુદ્ધિનો વિકાસ જેનામા ન થયો હોય, તેવો માણસ એ વિજ્ઞાનનુ અધ્યયન ન કરી શકે, તેવી જ રીતે શ્રી અરવિંદે મૂકેલી અમુક સર્વસામાન્ય સ્વીકૃતિઓની પ્રમાણગત નહિ પરતુ પોતાના સમસ્ત જીવન પરત્વેની આવશ્યકતા જેને ન લાગે, તેવી વ્યક્તિ એમણે બતાવેલ માર્ગે ન જઈ શકે એ સ્વાભાવિક છે એ સ્વીકૃતિ માત્ર એટલી જ કે અધ્યાત્મતત્ત્વ છે અને એ તત્ત્વનો અનુભવ કરીને જીવનમા તેનુ અવતરણ શક્ય છે આમ કોઈ કરે, તો આખુ જીવન અધ્યાત્મરૂપ બને અને એટલુ જ નહિ પરતુ પૃથ્વી પરની બાહ્ય પરિસ્થિતિમા પણ પલટો આવે, અને પ્રોફેસર એનેકઝાડરે કહ્યુ કે તેમ માનવમાથી ઈશ્વર પેદા થાય શ્રી અરવિંદના તત્ત્વદર્શન અનુસાર ઈશ્વર એની ભૂમિકા પર અત્યારે છે જ પરતુ ઉત્તર ગોલાર્ધના પ્રતિબિબરૂપ આ દક્ષિણ ગોલાર્ધ અસ્તિત્વમા આવેલો છે અને આપણા દક્ષિણ ગોલાર્ધમાજ દિક્કાલના અનવચ્છિન્ન સ્રોતમા જે વિકાસ થાય છે તેમા અવનનુ સર્જન થાય છે, અને તેને પરિણામે દેવો ઉત્તર ગોલાર્ધમા જે રીતે જીવન ગાળે છે તેનુ માત્ર નિર્જીવ અનુકરણ અહી નહિ થાય, પરતુ પૃથ્વી પર, દ્રવ્યમા દેવની કે અધ્યાત્મતત્ત્વની મૂર્તિ સજીવ રૂપે કઈ પણ ક્ષતિ વગર દર્શન આપશે (Sri Aurobindo's "Letters"–Second Series) અને અજ્ઞાન તથા અધકારમય જીવન પલટાઈ જશે. આટલા માટેજ એમણે કહ્યુ છે કે દેવોની દુનિયામા સ્હેજે વિકાસ નથી, અને જેને મુક્તિ જોઈતી હોય તેને પૃથ્વી ઉપર માણસરૂપે અવતરવુ પડે છે

કોઈને એમ પણ સવાલ થાય કે અવ્યક્ત અધ્યાત્મતત્ત્વની અસીમ, સર્વશક્તિમાન ભગવતીચિતીએ આપણા જેવી દુખી, ક્રૂર અને કાલથી સર્વોરી વેરાએલી સાન્ત દુનિયા શા માટે ઉત્પન્ન કરી ? અને જો સઘળુ અધ્યાત્મ રૂપ જ છે, તો એકબાજુ શાશ્વત, અનત અવ્યક્ત અધ્યાત્મતત્ત્વ અને બીજી બાજુ એટલુ જ નિગૂઢ અધકારમય નોચેતનાનુ તત્ત્વ–એ બેની વચ્ચે આખુ વિશ્વ આવેલુ છે, અને વિકાસ એની મેળે થયા જ જાય છે, તો આપણે કશુ જ કરવાની જરૂર નથી જરૂર વિકાસને પથે બધા જ જવાના છીએ, પરતુ વિકાસના ખરા માર્ગનુ એકવાર ભાન થયા બાદ અજ્ઞાનમય પ્રકૃતિથી વળી પાછા આપણે દોરાઈએ, તો તેના કાટા આપણને વાગવાના જેટલે અંશે ચેતના જાગૃત થઈ છે, તેટલે અંશે ખરા માર્ગનુ બુદ્ધિની દૃષ્ટિએ પણ માણસને ભાન થયુ છે, અને આવા ભાનને જાગૃત રાખીને જો માણસ ખરા માર્ગે નહિ જાય તો કદાચ માણસનો નાશ એટલે કે એની ચેતનાનો નાશ થવા પામે એ બાબત આપણે ઉપર જોઈ ગયા છીએ. અને જ્યા કોઈના મનમા સદેહ ઉત્પન્ન થાય કે–આ સઘળુ ખરુ–પરતુ–અવ્યક્ત અધ્યાત્મતત્ત્વની શક્તિએ આ બધુ શા માટે સર્જ્યુ ? મનની આવી શકાનુ નિરાકરણ કરવા માણસમા પોતામા બીજી ચેતના પ્રકટ થવી જોઈએ, અને તો જ શકાઓનુ નિરાકરણ થઈ શકે યુરોપીય વિચારકો કે તેમના અનુયાયીઓ માત્ર બાહ્ય વિશ્વને જ પ્રાધાન્ય આપે છે, અને અધ્યાત્મતત્ત્વના અસ્તિત્વ વિશે જેઓ શકા સેવે છે, તેવાઓને શ્રી અરવિંદ જવાબ આપે છે કે હરકોઈ માણસને તેના શકાસ્થાનમાથી પરિચ્યુત કરવો અશક્ય છે, કારણ જેને શકા કરવી છે તેને ગમે તે સાબીતી આપો તો પણ શકા કર્યા જ કરશે, ચિત્તવિજ્ઞાનના દૃષ્ટિબિંદુએ પણ અમુક માનસમા હરકોઈ માન્યતા કે શ્રદ્ધા થતી હોય, તો તે માન્યતા કે શ્રદ્ધાની બીજી વિરોધી માન્યતા ધરાવતુ માનસ પહેલા માનસનુ વિરોધી નથી–એટલે કે જે માણસ અધ્યાત્મતત્ત્વમા માને છે, તેનો વિરોધી જે તેમાં ખાત્રીપૂર્વક માનતો નથી, તે નથી પરતુ અધ્યાત્મતત્ત્વના અસ્તિત્વ વિશે જેને શકા છે, તેવો માણસ બનેનો દુશ્મન છે

બે અવ્યક્ત ધ્રુવ બિંદુઓ વચ્ચે આખી વ્યક્તસૃષ્ટિ પથરાએલી છે એમ આપણે જોયુ અને આ આખુ વ્યક્ત તેમજ અવ્યક્ત વિશ્વમા એકજ અધ્યાત્મતત્ત્વ રહેલ છે. છતા આ આખી સૃષ્ટિમા એક ઉપર બીજુ

મમ ભિન્નભિન્ન ન્તરા પ્રમરના છે, અને તેમા મત્ય તત્ત્વની અનેક માત્રાઓ વસેલી છે એટલે ત્મિન ડ્રિસ્સુર તેની Degrees of Truth, Degrees of Reality, અને Degrees of Experience તથા બોઝન્કવેટની Degrees of Individuality–અનુભવના, સત્યના તત્ત્વની ભિન્ન ભિન્ન ભૂમિકાઓ છે, અને વ્યક્તિત્વની પણ ભૂમિકાઓ Degrees of Individuality છે, કે જેને લીધે નીચની ભૂમિકા કરતા ઉપરની ભૂમિકા ઉપર સત્ય, તત્ત્વના, વ્યક્તિત્વના તથા જ્ઞાન યના પણ વધારે અંશો રહેલા હોય છે આ ઉપરાન્ત શ્રી અરવિંદ કહે છે કે જીવાત્મા પોતે જન્મ જન્માન્તરના ક્રમમા અનેક પ્રકારના અનુભવોમાંથી પસાર થઈને વિકાસ પામે છે અને આ રીતે સામાજિક વિકાસ પણ સધાય છે આવા વિકાસમા પુનરાવર્તન થતુ નથી, તેમ પરાવર્તન પણ થતુ નથી પરંતુ વ્યક્તિ તેમજ સમાજ ઉત્તરોત્તર ઉચ્ચતર ભૂમિકા પર પ્રયાણ કરે છે આ રીતે એ બાજુ વ્યક્તિનુ વ્યક્તિગત આત્મા તરીકેનુ સાતત્ય અને બીજી બાજુ સામાજિક સાતત્ય પણ જળવાઈ રહે છે ખ્રિસ્તિ ધર્મમા પુનર્જન્મને સ્થાન નથી તેથી એ ધર્મમા વ્યક્તિગત આત્માના વિકાસને અવકાશ નથી પરંતુ કદાચ તેને લીધે પશ્ચિમના વિચારકો (પ્રો એન. ડી હોબહાઉસ જેવા) સામાજિક સાતત્યમા તથા વિકાસમા માને છે અને આ સામાજિક જીવન પ્રત્યેનો ઝોક યુરોપીય વિચારકોમા વધારે જણાય એ શક્ય છે, કારણ ભૌતિક વિજ્ઞાન તરફ એમનો વધારે પક્ષપાત છે, શ્રી અરવિંદ આવા બન્ને સાતત્યના સિદ્ધાન્તનુ નિરૂપણ કરીને જણાવમા કહે છે કે વિકાસના માર્ગમા કોઈ વાર વ્યક્તિ અથવા સમાજ એના એ બિંદુ સ્થાન ઉપર પાછા આવી પડ્યા એમ લાગે, તો તે ખરી રીતે તો તે બિંદુ નથી કારણ વિકાસનો માર્ગ સીધા રસ્તા જેવો નથી પરંતુ ગોળ કુતુબમિનારમા આવેલી નીસરણી જેવો છે–કે જેથી, નીચે આપણે વિરુદ્ધ દિશામા કોઈ વાર જઈએ છીએ એમ ના. અને આપણે એક વાર ઉભા હતા તે જ બિંદુ ઉપર પાછા આવ્યા એમ લાગે તો પણ તે પડેલાનુ બિંદુ નહિ પણ તેનાથી વધારે ઉપરની ભૂમિકા પરન્તુ તેનુ જ બિંદ છે કેટલાક ભૌતિક વૈજ્ઞાનિકો આપણુ વિશ્વ Spiral–ગોળ નીસરણી જેવુ છે એમ કહે છે–માત્ર વિશ્વ એવુ લાગે કે નહિ તે તો કોણ જાણે પરંતુ આંતરિક વિકાસનો માર્ગ એવો હશે એમ પ્રતીતિ થયા વગર રહેતી નથી કેટલાએક વળી Expanding Universeમા માને છે તે બાબત આપણે એમ કહી શકીએ વિશ્વ પોતે વધારે વિશાળ ચેતના પ્રત્યે વધે છે!

શંકરના માયાવાદના વિરુદ્ધ શ્રી અરવિંદે આ જગત મિથ્યા નથી, પરંતુ સાચુ છે એમ પ્રતિપાદન કર્યું તેથી કેટલાએક વિવેચકો એમ માને છે કે અરવિંદ અસ્તિત્વવાદી–"Existentialist' છે જરૂર શ્રી અરવિંદ અસ્તિત્વવાદી છે પરંતુ તેમનો અસ્તિત્વના માત્ર ઇન્દ્રિય પ્રત્યક્ષવાદ નથી તેઓ કહે છે કે કોઈ તત્ત્વ છે–પછી તેને નામ ગમે તે આપો–તે તત્ત્વે આપણને અહીં આ જગતમા મૂક્યા છે, અને આ જગતનુ પહેલુ ભાન આપણને ઇન્દ્રિય પ્રત્યક્ષ દ્વારા થાય છે, તેથી ઇન્દ્રિય પ્રત્યક્ષ ખોટુ છે એમ કહી ન શકાય પરન્તુ એથી એમ પણ ફલિત થતુ નથી કે માત્ર ઇન્દ્રિય પ્રત્યક્ષ દ્વારા જ એનો અનુભવ આપણને હમ્મેશ થાય અથવા થઈ શકે ઇન્દ્રિય પ્રત્યક્ષ ઉપરાન્ત અનુભવના બીજા પણ દ્વાર છે અને તે દ્વારા વિશ્વના તત્ત્વના વધારે નિકટ સબંધમા આપણે આવી શકીએ એમ છીએ, અને ઇન્દ્રિય પ્રત્યક્ષની ભૂમિકા ઉપર જેમ અનુભવ જ સત્યાસત્યનુ ધોરણ બને છે, તેમ જ આધ્યાત્મિક ભૂમિકા ઉપર પણ અથવા ઇન્દ્રિયાતીત અનુભવમા પણ અનુભવ જ સત્યાસત્યનુ ધોરણ બને છે જેમ ભિન્ન ભિન્ન વિજ્ઞાનના ધોરણ જુદા હોય છે તેમ જ ઇન્દ્રિય–પ્રત્યક્ષની ભૂમિકાનુ ધોરણ તથા ઇન્દ્રિયાતીત ભૂમિકાનુ ધોરણ ભિન્ન છે અને તે બે ભૂમિકા પરના અનુભવો પણ એટલા જ ભિન્ન છે અને એટલા જ માટે આપણે ઉપર કહ્યુ કે જે બુદ્ધિ ઇન્દ્રિયપ્રત્યક્ષ પર કામ કરીને

સત્ય શોધવાનો પ્રયત્ન કરે છે, તે બુદ્ધિ અત્યાર એટલી વધારા પડતી વિકસિત થઈ છે, કે સમસ્ત માનવ જાતના હવે પછીના વિકાસમા એ બુદ્ધિ થોડી ઓછી થવા પામે તો પણ નવાઈ નહિ આથી જ કહ્યુ છે કે

आत्मनैव आत्मानमुद्धरेत्। તર્ક બુદ્ધિ કે બીજા કોઇ ભિન્ન સાધનથી આત્માનો ઉદ્ધાર થતો નથી. આથી એમના યોગમાર્ગમા સૌથી પહેલા હઠયોગમા થાય છે તેમ શરીરથી શરૂઆત કરવામા આવતી નથી, તથા પરપરાગત યોગની પદ્ધતિ દ્વારા પ્રાણથી પણ કરવામા આવતી નથી તથા પરપરાગત યોગની પદ્ધતિ કહેવામા આવે છે તેમ ધારણા, ધ્યાન, કે સમાધિ માટે તથા ચિત્તવૃત્તિનિરોધનો પ્રયત્ન કરીને આગળ જવાનુ સાધકને કહેવામા આવતુ નથી પરતુ ચિત્તને શાત રાખી, ચિતિશક્તિ પ્રત્યે અભિમુખ થઈને ચિતિપુરુષને ઓળખીને એની ચેતનાને આગળ ધરીને શરૂઆત કરવાનુ કહેવામા આવે છે

અહી એક સૂચન કરવાની જરૂર છે પ્રાશ્ચાત્ય ચિત્તવિજ્ઞાનમાં ભૌતિક વિજ્ઞાનના દૃષ્ટિબિદુનુ વલણ વધારે ભાગ ભજવે છે, આથી આપણા ચિત્ત વિશેની તેમની વિચાર પદ્ધતિ અથવા વિભાગીકરણ આપણને ન્યાય વધારે 'વૈજ્ઞાનિક' લાગે પરતુ એક વિજ્ઞાનનુ દૃષ્ટિબિદુ કે તેના ચોક્કસ બીજી શાખાને લાગુ કરતા જતા, વિષયને અન્યાય થવા સભવ છે અને આપણે કહી શકીએ કે પશ્ચિમના દેશોએ જો ભૌતિકવિજ્ઞાનની શોધો દ્વારા બાહ્ય પ્રકૃતિ ઉપર પ્રભુત્વ મેળવીને વિશ્વસાર્થ માનવ ચિત્તસાર્થનુ સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો છે, તો આપણે માનવચિત્ત તથા ચેતનામા યોગમાર્ગે જઈને વધારે ઉચ્ચતર સમાધાન પોતાના તેમ જ બાહ્ય વિશ્વના તત્ત્વ સાથે ખરી એકતા સાધી સમાધાન સાધેલુ છે, અને આ દૃષ્ટિએ જો ભૌતિકવિજ્ઞાનની પદ્ધતિ આપણે તેમની પાસેથી શીખવાની રહી તો વિજ્ઞાનની પદ્ધતિ તેમણે આપણી પાસેથી શીખવી જરૂરી છે હરકોઈ તટસ્થ વિચારકને એમ લાગ્યા વિના નહિ રહે કે ચિત્તવિજ્ઞાન કે ચિત્તાવગાહનની પાશ્ચાત્ય પદ્ધતિઓએ અરાજકતા ફેલાવી છે, અને ચિત્તમા રહેલા તત્ત્વોના મૂલ્યાકન ઊધી રીતે કર્યા છે, આથી શ્રી અરવિંદે ચિત્તાવગાહનની (Psycho–Analysis) પદ્ધતિ વિશે કહ્યુ છે કે "એ પદ્ધતિ માત્ર માણસને આતરચેતનાના અધઃસ્તર પ્રદેશમા લઇ જાય છે," આપણે ત્યા કૉલેજમા માત્ર ચિત્ત વિજ્ઞાનને પોતાના વિષય તરીકે લઇને વિદ્યાર્થી ડિગ્રીના વિષયમા ઉપાધિ લઇ શકે છે એ સ્તુત્ય છે, પરતુ ચિત્ત વિજ્ઞાનની પદ્ધતિમા મૂલ્યાકનને હમેશા સ્થાન હોવુ જોઇએ, આજકાલ તો ભૌતિક વિજ્ઞાનમા પણ સ્વીકારવામા આવ્યુ છે, કે Physical Space – ભૌતિક ગુણોવાળુ આકાશ એક સરખુ નથી પણ જેમ દિશા ફરે તેમ (ઉ. ત. હરકોઈ ઇલેક્ટ્રીકલ વેક્ટરનુ) મૂલ્ય ફરે છે, અને બુદ્ધ ભગવાને એકવાર પૂછ્યુ હે ભિક્ષુઓ, પાણી રેડીએ તો ક્યા જશે–ઉત્તર મળ્યો=જ્યા નીચાણ હશે ત્યા જશે એનો એ સવાલ વારવાર પૂછ્યો, અને એનો એ જવાબ મળ્યો, એટલે બુદ્ધે કહ્યુ કે—તેવી જ રીતે માણસના ચિત્તને સ્વાભાવિક રીતે ઢળવા દે, તો તે નીચે જશે નીચે જશે, નીચે જશે, પરતુ આપણો ધર્મ એ છે કે ચિત્તને ઉર્ધ્વગામી કરવુ અમેરિકામા તથા પશ્ચિમના દેશોમા ચિત્તવિજ્ઞાનમા મૂલ્યાકનને સ્થાન નથી, અને ભૌતિક વિજ્ઞાનના પક્ષપાતને લીધે તેઓ એમ માને છે કે વિજ્ઞાનને શુદ્ધ રાખવુ હોય તો તેમા મૂલ્યાકનના સિદ્ધાતને સ્થાન આપવુ ન જોઇએ પરતુ તેઓ ભુલી જાય છે કે વિજ્ઞાન પોતે જ મૂલ્યની શોધમા કરે છે, અને આગળ વધતા વધતા ચિત્તવિજ્ઞાનમા મૂલ્યાકનને નહિ સ્વીકારે તો માનવચિત્તના ખરા જ્ઞાનને બદલે કોઇ રાક્ષસી ચિત્રની તેઓ પૂજા કરશે. ચિત્ત કઇ રીતે ઉર્ધ્વ ગતિએ જઇ શકે, તેનુ નિરૂપણ કર્યા વગર, માત્ર તેના આઘાત—પ્રત્યાઘાતોનો જ અભ્યાસ કરશે, તો તેવા જ્ઞાનનો ઉપયોગ નાત્સી લોકોએ કર્યો હતો તેમ માણસને —પશુથી પણ હલકો —યત્રવત્ બનાવવામા કરવામા આવે તે સ્વભાવિક જ છે આપણે જાણીએ છીએ કે હાલ આપણા આખા સમાજને ખરી દિશાનુ કે મુલ્યનુ સૂચન કરે તેવુ એકપણ બળ કામ કરતુ હોય એમ લાગતુ નથી અને નાત્સીનેતાઓએ પ્રયત્ન કર્યો હતો તેમ વ્યક્તિ પોતાનો દોર માત્ર બીજી વ્યક્તિઓ ઉપર જ બેસાડવા

પ્રયત્ન કરે છે એટલું જ નહિ પરંતુ મન્ધ્યાઓ ઉપર પણ પોતાની છાપ પાથરે છે શ્રી અરવિંદે કહ્યું છે કે આ અજ્ઞાન તથા અધમાગમ અહંકારની પ્રકૃતિ છે, અને તેથી જ એવી પ્રવૃત્તિમાં પ્રયત્નનો અંશ પેસે છે

હવે તો કોલેજનું શિક્ષણ પણ આપણી માતૃભાષા દ્વારા જ થવાનું છે, ના માત્ર પાશ્ચાત્ય પદ્ધતિએ ચિત્તવિજ્ઞાનનું શિક્ષણ આપવું ન જોઈએ, પરંતુ આપણી ફિલસૂફીની દૃષ્ટિએ આખા વિષયનો સમન્વય સાધીને નવી રચના એ વિષયનું નિરૂપણ કરવું આવશ્યક છે અલબત્ત આ વિધાન પ્રમાણશાસ્ત્ર જેવા વિષયને પણ લાગુ પડે છે

આપણે ઉપર જોયું કે અવ્યક્ત અનંત સ્વરૂપ શાશ્વત આધ્યાત્મતત્ત્વની અસીમ શક્તિ—ભગવતી ચિતિએ આ વિશ્વનું "દર્શન" કર્યું, જે દર્શન આપણા દૃષ્ટિબિંદુએ એક નર્તનરૂપ છે તે શાશ્વત તત્ત્વ જેમાં અવ્યક્તરૂપે સર્વશક્તિમાન, પરમાત્મા પુરુષોત્તમ પણ છે, અને ચિતિશક્તિ—એ બંને આખા વિશ્વના પિતા—માતા છે એમ કહીએ તો ચાલે આથી શ્રી અરવિંદની ફિલસૂફીમાં આપણા પ્રત્યભિજ્ઞાદર્શનના તથા શૈવ સંપ્રદાયના અને શાક્તપ્રણાલિકાના તત્ત્વો છે એમ કોઈ કહે તો નવાઈ પામવા જેવું નથી વેદ, ઉપનિષદ, ગીતા તથા આપણા દર્શનોની વિશાળ ભુમિ પર ઉભા રહી, પ્રત્યેક ભુમિકા ઉપર જઈ, તે તે ભુમિકાનો અનુભવ લઈને તેને ચકાસીને, આપણી અહીંની ભુમિકા સાથે તેને કયા પ્રકારનો સંબંધ છે કે કઈ રીતે તેની સાથે મુમેળ સાધી શકાય તેનું તેમણે નિરૂપણ કર્યું છે, અને એમની ફિલસૂફીમાં જેટલાં તત્ત્વો છે તે તમામનું સ્થાન અમુક રીતે એમના યોગમાર્ગમાં અંકિત કર્યું છે, આપણો આજનો વિષય એમના યોગ માર્ગનું નિરૂપણ કરવાનો નથી પરંતુ એટલું કહી શકીએ કે, એમનો યોગમાર્ગ એ જ ખરો ધર્મ છે

આપણે ધર્મ શબ્દથી શરૂઆત કરી હતી. આ વિભાગનું નામ ધર્મ અને તત્ત્વજ્ઞાન છે, પરંતુ તત્ત્વજ્ઞાન અથવા ખરા તત્ત્વદર્શનની ઝાંખી થયા વગર સાચા ધર્મનું જ્ઞાન થવું અશક્ય છે

શ્રી અરવિંદનું કહેવું છે કે ખરો ધર્મ તે બાહ્ય આચારનો નથી પરંતુ માણસ પોતાના ચિત્તના ઊંડે ઉતરે, જડ પ્રકૃતિ, એ અજ્ઞાનમાં રહેલા તમામ જુના સંધાણને સાફ કરે તથા પોતાના તેમજ વિશ્વના અંતરતમ આત્માની સાથે એકતા સાધીને, તેને અનુરૂપ પોતાનું નવું બંધારણ ઘડે, અને તે રીતે પોતાના સમસ્ત શરીર—જીવન—તથા ચિત્તને સભાન રીતે એક કરી ઉચ્ચતર ચેતનાની મદદથી અધ્યાત્મતત્ત્વનો અનુભવ કરી, એ અનુભવ દ્વારા આખા જીવનનું ફરીથી નિર્માણ કરે—એ ખરો ધર્મ છે અંગ્રેજી ફિલસૂફ બેકને કહ્યું છે કે ધર્મથી સઘળાં દુઃખો ટળે છે, તેનો અર્થ એ નથી કે એવા માણસ ઉપર કશી આફત નહિ આવી પડે—આ દુઃખ કે તે દુઃખમાંથી બચવા ધર્મનો ઉપાય કામે લાગતો નથી, પરંતુ દુઃખ સર્વાંશે ટળે, અને શુદ્ધ આનંદમાં માનવજીવન ગળે તેનું નામ ધર્મ, આવા ધર્મને માર્ગે વિચારવા શ્રી અરવિંદે આપણા માટે The Sun lit Path—અંધકાર કે ખાડાખડીઆ વિનાનો સૂર્યના તેજથી પ્રકાશીત યોગીમાર્ગ ખુલ્લો મૂક્યો છે અને વહેલા કે મોડા આપણે બધાએ એ માર્ગે જવાનું છે

× × ×

અનેક વિક્ષેપોની વચ્ચે આ ભાષણ મારે લખવું પડ્યું છે, તો તેમાં જે કઈ ત્રુટીઓ હોય તે તરફ ગુજરાતનો વિદ્વદ્વર્ગ સહાનુભુતિથી જોશે એમ આશા રાખું છું પૂરતો વખત નહોતો તેથી જે જે વિચાર જ્યાંથી ટપકાવેલો છે, તેના પૃષ્ઠાંક આપવા શક્ય નહોતું, તેથી નીચે માત્ર પુસ્તકોની યાદી આપી છે છેવટ આ સમેલનના કાર્યકર્તાઓએ એક વિભાગીય પ્રમુખ તરીકે આપણા વિદ્વાનો આગળ અને તેમની મારફત સમસ્ત ગુજરાત સમક્ષ મારા વિચારો મૂકવાની જે તક આપી છે તે માટે હું તેમનો અંતઃકરણપૂર્વક આભારમાન છું

પ્રાણજીવન વિશ્વનાથ પાઠક

## : પુસ્તકોની યાદી :


શ્રી અરવિંદ કૃત :
Mother,
Life Divine;
Synthesis of Yoga;
Human Cycle;
Essays on The Gita;
Letters : 1st; 2nd; 4th Series
Sri Aurobindo on Himself & The Mother;
The Riddle of this world;
Basis of Yoga;
Herakleitos Evolution;

**Mother :**
Conversations with The Mother;
Mother's Prayers.

**Sir J Jeans** : Mysterious Universe;

**Sir A. Eddington :**
Expanding Universe;
Time, Space and Gravitation;
Nature of The Physical World;
Science and The Unseen World;

**H. Wyel** : The Open World;

**G D. Broad :** Scientific Thought;

**E. Cassirer :** Substance, Function and Einstein's Theory of Relativity;

**H. W. Carr :** The General Principal of Relativity;

**K D Sethna :** Mysticism and Einstein's Relativity Physics;

**A. Einstein :** The Meaning of Relativity;

**C. Candwell :** The Crisis in Physics;

**L. Infeld :** A. Einstein: His Work and Its Influence on our World;

**B Russell :** An Analysis of Matter;
Mysticism and Logic;
An Outline of Philosophy;

**H W Carr** The Philosophy of Change;

**H Bergson**
Creative Evolution; Matter and Memory;
Mind Energy;
Introduction to Metaphysics;

**Shrodinger :** What Life Is.

**Prof. S. Alexander :** Space, Time and Deites; Spinoza and time.

**C E. M. Joad :** Philosophical Aspects of Modern Science.
Matter Life:and value;

**K. Pearson :** Grammer of Science;

**E Mach :** Analysis of Sensations;

**J. Ward :** Nationalism and Agnosticism; Psychological Principles;

**F. H Bradley :** Essays on Truth and Reality;
Appearance and Reality;

**B. Bosanquet :** Science and Philosophy;
Principles of Individuality, What Religion Is.

**Sir Sherrington :** Man on His Nature;

આ ઉપરાંત શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, કેટલાએક ઉપનિષદો, યોગદર્શન; તથા Mother India તથા Advent માંના 'મા'ની સાથેની વાતચીતમાંથી તારવી કાઢેલા તંત્રીપદેથી પ્રકટ થએલા લેખો વગેરે વગેરે.




# कला प्रदर्शन का उद्घाटन समारंभ

मनोहरभाई बाबरभाई पटेल

श्रद्धेय स्वागताध्यक्ष,

सन्माननीय साहित्यिक तथा आदरनीय कलाकार

भाईयो व बहीनो,

महागुजरात साहित्य सम्मेलनके अवसर पर शिल्प व चित्रकला तथा हाथकी उत्तम कारीगरीकी प्रदर्शनीका यह आयोजन किया गया। इसका उद्घाटन करनेकी जुम्मेदारी आपने मेरे उपर डाली इससे आपने अपने बधुस्नेहका परिचय दिया। यहाँ हमारे बीच देशकेमाने हुवे कलाकार है, प्रसिध्ध साहित्यको समझनेवाले है, विद्वान है और योग्य व्यक्ति है। उनमेसे किसी माननीय सज्जनको यह कार्य सौंपते तो आपको कलाकी बाते मालूम होती। वह आपको अपने जीवनमें कलाका महत्व समझाता, समाज व देशको एसे आयोजनसे कितने लाभ होते हैं, यह बताता। कलाकारोंसे समाज क्या चाहता हैं? समाजको कलाकारोसे कैसा व्यवहार करना चाहिये और हमारे देशकी कलाका गये जमानेमें संसारमें कितना मान था, आज हमारी कला और होशियार कारीगरोंकी क्या हालत है? हमको क्या क्या करना चाहिये यह सब सोचनेकी बातें है। जो आपके सामने अभी कारीगरीके नमूने देखनेको मिलेंगे उनको देखकर इन सभी बातोंपर विचार करनेकी जरुरत मालूम पडती है।

हाथके काम, शिल्पकला, तथा चित्रकारीका हम सब के रोजमर्राके जीवनमें हमारे समाजमें और अपने देशकी तरक्कीमें जो स्थान है, वह बहुत महत्वका है। अच्छा देश, सुंदर देश हमको बनाना है। हमारे देशकी कारीगरीके नमूने सारे संसारमें जावें, वहा उनका मान हो, उनकी इज्जत हो, तब तो हमारे देशकी बडाई होगी, मान होगा और प्रसिध्धी बढेगी। पुराने जमानेमें इसी कारण भारतवर्ष मशहूर था और हम सबको मिलकर फिर वैसा ही बनाना है यह बडी जुम्मेदारी की बात है। हमको ऐसा काम करना है जिससे इस जुम्मेदारीको हम पूरा करें।

हममेंसे कुछ लोग कभी कभी सोचते है कि, जो लोग लिखनेका काम करते है पुस्तकें लिखते है, कविता करते हैं, वे तो मानके अधिकारी हैं, पर हाथके काममें होशियार शिल्पकार तथा चित्रकारी करनेवाला उतने मानका अधिकारी नहीं। इस विचारमें हमारा दोष है ही। मै तो मानता हूँ कि हाथसे काम करनेवालोंको दिमाग और हाथ दोनोंकी जरूरत पडती है, इसलिये उनका और भी ज्यादा मान होना चाहीये। पूज्य बापूने इसी कारण हमारे देशकी पढाईमें हाथके काम के साथ पढानेके तरीके को प्रधानता दी है। जब हमारे सामने कोई उत्तम कलाका नमूना आता है, तो हम उनकी तारीफ करते है, उसकी कीमत लगाते हैं पर उसके बनानेवाले पर बहुत कम ध्यान जाता है। हमारा कर्तव्य

है कि हम ऐसे कुशल कारीगरोंके जीवनके बारेमें सोचें, उनको कितनी गरीबीसे जीवन विताना पडता है, उनकी कठिनाईयोंको सरल करनेका तरीका निकालें जिससे वे उत्तमसे उत्तम वस्तुयें बनावें, अच्छेसे अच्छा चित्र बनावें और हमारे देशका नाम ऊँचा करें। इसके लिये समाज और सरकार दोनोंको मिलकर काम करना चाहिये। पुराने जमानेमें कलाकारोंको राजाश्रय प्राप्त था, राजा लोग धनसे सहायता देते थे, उचित मूल्य देकर उनकी कलाकृतियोंको सुरक्षित रखते थे, अब यह काम सरकारको पूरा करनेकी जरूरत है। समाज ऐसे कलाकारोंको सम्मान दे और सरकार उनकी मदद करे। इसके लिये देशमें जगहजगह सभी शहरोंमें संग्रहालय बनाये जावें जहाँ ऐसी सुंदर कलाकी वस्तुओंको उचित मूल्य पर खरीद कर सुरक्षीत रखा जावे। साथ ही ऐसा प्रबंध किया जावे जिससे दूर दूर के गांव और छोटे कस्बोंमें रहनेवाले लोगोंको घूमती फिरती प्रदर्शनीके द्वारा ऐसी चीजोंको देखनेका मौका मिले। साथ ही कुशल कारीगरोंको अपनी कला सिखाने के लिये प्रोत्साहित किया जावे, जिससे उनकी कलासे सब समुदायको लाभ मिले और पीढ़ी दर पीढ़ी तरक्की होती रहे। सरकार आवश्यक निधि इस काममें सतत खर्च करे, कलाकारोंकी प्रतियोगिताओंको बढाया जावे। समाजमें सभी साधारण लोगोंको कलाकी कुशलता समझाना भी जरुरी है। इसके लिये ऐसी प्रदर्शनियाँ बहुत मदद देंगी। अभी जो कलाके नमूने आप देखेंगे उसमेंसे बहुतसी वस्तुएँ ऐसी होगी जिनको यदि अच्छे ढंगसे सदाके लिये सुरक्षित रखनेकी व्यवस्था की जावे तो सबको हमेशाके लिये लाभ होगा। ऐसे ही स्थान पर कुशल कारीगर अपनी कलाको सिखानेका मौका पावे और दूसरे लोग, योग्य विद्यार्थी सीखनेका मौका पावे तो सोने में सुगंध का संयोग हो जायगा। इस दिशामें सरकार प्रयत्नशील है यह ठीक है। पर इसके उचित प्रचारकी जरूरत है; गाँव गाँव मे हमें इसकी जानकारी पहुचानेकी जरूरत है जिससे ज्यादासे ज्यादा लोगोंको लाभ मिले। सरकार ऐसी व्यवस्था करे की ऐसे संग्रहालय गाँवगाँव मे मंदीर के समान आदरके पवित्र स्थान बन जावें, जहाँ कलाकार पुजारी हो और सभी लोग उसका उतना ही मान करें तथा लाभ उठावें।

मैं सभी साधारण लोगोंके समान कलाका विशेष ज्ञान तो नहीं रखता और न कलाकी वैज्ञानिक बारीकियोंसे जानकारी रखता हूँ–गुण और दोष का फैसला भी चतुराइसे नहीं कर सकता, पर फिरभी तितलीके सुंदर रंगोंको देखकर मकडीके जाल की रचना की निपुणता को महसूस कर, बया पक्षीके घोंसलेकी कुशल कारीगरीसे, फुलोंके रंगसे, प्रकृतिकी हरियालीसे, संसार का चित्र विचित्र रुप देखकर प्रसन्न होता हूँ। एक अच्छी सुगढ़ मूर्ति भली लगती है, हाथके और भी सुंदर काम भले लगते हैं, प्रकृति हमको सिखाती है और कलाकार जो नाश होनेवाली वस्तुएं हैं, उन्हें सच्चाई के साथ सदाके लिये स्थायी बना देता है और प्रकृति की सुंदर छटासे हमें जो क्षणिक आनंद मिलता है वह हमेशाके लिये हमारा बन जाता है, यही कलाकारकी सबसे बडी समाज सेवा है। इस आनंदसे हम कुछ समयके लिये अपने जीवनकी झंझटको भूल जाते है, दुःख को भी भूल जाते हैं, परमेश्वरकी लीलापर मोहित हो जाते हैं, हमारा विकार दूर हो जाता है, क्रोध, लोभ, मोह, मद और अहंकार सब चला जाता है और अच्छे विचार मनमें आते हैं, और स्युं की हम स्वयं ऐसी अच्छी

कलात्मक चीज बना नहीं सकते। इसलिये बनानेवाले कलाकारके सामने नतमस्तक हो जाते हैं। मैं ऐसे सभी महान कलाकारोंको नमन करता हूँ जिनकी कलाकृतियां आप शीघ्र ही देखेंगे।

मैं आप सबका आभार मानता हूँ जो मुझे आपने यह मौका दिया।

आपका विनीत,

**मनोहरभाई**



# કલા વિભાગ

**: ડૉ. શ્રી. ડી. જી. વ્યાસ :**

**કલારસિક સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

ગુજરાતનો આ એક મહાન સમારંભ સાહિત્યના કેન્દ્ર સમા નડિયાદને આંગણે યોજાય, એ ખરેખર એક વિરલ સુયોગ કહેવાય.

સાક્ષરવર્ય શ્રી. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીની જન્મ શતાબ્દીનો મહોત્સવ, ગુજરાતી સાહિત્ય પરિષદનું ૧૯મું સમ્મેલન અને આ સમ્મેલન એટલે સાહિત્ય પરિષદની સુવર્ણ જયંતિ : આ ઉત્સવો નડિયાદના આ સમારંભની વિરલતા અને મહત્તાના સૂચક છે.

આ પ્રસંગે પરિષદની કારોબારી સભા તથા સત્કાર મંડળે નાટ્યકલા વિભાગના પ્રમુખપદ માટે મારી પસંદગી કરી તે માટે હું એ બન્ને સમિતિઓનો ઘણો આભારી છું.

**નાટ્યભૂમિ ગુજરાત**

ગુજરાત કલાભૂમિ છે, નાટ્યભૂમિ છે. કલાના પ્રત્યેક ક્ષેત્રમાં તેનું વર્ચસ્વ રહેલું છે. છેલ્લે રાજસ્થાન–મુગલ યુગમાં ભારતીય કલાઓનો પુનરુદય થયો ત્યારે ગુજરાતે અગ્રસ્થાન લીધું હતું. ચિત્રકારો, શિલ્પીઓ અને સ્થપતિઓ પૂરા પાડ્યા હતા. વાદ્યકારો અને ગાયકો ઉત્પન્ન કરીને સંગીતના વિકાસને વેગ આપ્યો હતો. આ રીતે ગુજરાતે રચેલ ઉજ્જવળ ભૂમિકાનું ગૌરવ હજી પૂર્ણ રીતે લેવાયું નથી, કારણોમાં ખાસ કરીને સંશોધન તરફ ઉદાસીનતા.

દેશના રાજકારણ, અર્થતંત્ર, ઉદ્યોગ અને વ્યાપારમાં ગુજરાત પોતાનું સ્થાન ક્યાં છે તે જાણે છે કલાના ક્ષેત્રમાં પણ તેનું તેટલુંજ સ્થાન છે. અને તે વાતની પ્રતીતિ માત્ર રંગભૂમિની પ્રવૃત્તિથી થવી જોઇએ

નાટક અને રંગભૂમિનાં સંસ્થા તરીકે સો વર્ષ પૂરાં થઇ ગયાં. શતાબ્દી મહોત્સવ ગુજરાતભરમાં ઉજવાયો એ પ્રસંગે રંગભૂમિ સંબંધી કેટલીક વિગતો પ્રકાશમાં આવી, અને ગુજરાતે પોતે કરેલા પ્રયાસોમાંથી

રંગભૂમિની શરૂઆત અને વિકાસ એમ થતાં એ વર્ગ ઉપર તેની દૃષ્ટિ કેન્દ્રિત થઈ પારસી યુગથી માંડીને રંગભૂમિની પ્રવૃત્તિ ક્યારે શિખરે પહોંચી, ક્યારે અને કેમ શિથિલ થવા લાગી તેનો ખ્યાલ લેવાયા

રંગભૂમિ ઉપર રજૂ થતા જે પ્રયોગમાં વેશભૂષાની હોય તેને નાટકના સામાન્ય નામથી ઓળખવાની રુચિ પડી ગઈ છે, ખરી રીતે નાટક રૂપકનો એક પ્રકાર છે આ કલા દૃશ્ય-શ્રાવ્ય છે પ્રયોગ અને અભિનય આધીન છે આદ્ય સ્થાપક પારસીઓ અને હિન્દુઓએ નાટકનો પાયો દૃશ્ય-શ્રાવ્ય કલા તરીકે જ નાખ્યો હતો મુંબઈ નગરી તેનું કેન્દ્ર હતું પ્રોત્સાહન આપનારાઓમાં માનનીય દાદાભાઈ નવરોજી પણ હતા શ્રી વિનાયક જગન્નાથ શંકરશેઠ, ડૉ ભાઉ દાજી પ, સર મંગળદાસ નથુભાઈ અને મનસુખરામ ત્રિપાઠી જેવા થોડા સંસ્કારી હિન્દુઓ પણ પારસીઓ સાથે સામેલ હતા

પારસીઓ વધારે સંખ્યામાં હતા તેઓ પૈકી ખુરશેદજી કામનજી, કેખશરૂ નાઝર અને થોડા બીજા નામો અનેકવિધ નાટ્ય પ્રવૃત્તિ સાથે લાંબા વખત સુધી સક્રિય રીતે જોડાયેલા હતા આ બધા સજ્જનો સાથે એક સાક્ષર વર્ષો સુધી ઉત્સાહપૂર્વક કામ કર્યું હતું, અને તેઓ હતા દિવાન બહાદુર રણછોડજી ઉદયરામ અને તેમને રંગભૂમિના એક આદ્ય સ્થાપક, પોષક અને ઘડવૈયા કહેતાં આપણને ગૌરવ ઉપજે છે

દિવાન બહાદુર રણછોડભાઈએ નગરી રંગભૂમિના પ્રાથમિક પ્રયોગો જોયા હતા નાટક પ્રતિ બાલ્યાવસ્થામાં જ ઉત્પન્ન થયેલા અનુરાગે અને ઉત્સાહે રંગભૂમિ તરફ તેમને પ્રેર્યા હતા અને ગુજરાતી રંગભૂમિ તેના આરંભથી જ તેમના કાર્યક્ષેત્ર બની હતી

## નાટ્યકારોની પરંપરા

દૃશ્ય-શ્રાવ્ય કલા—નાટકના ચાર અંગો છે જેવા કે નાટ્યકાર, નટ, નાટ્યશાળા અને પ્રેક્ષક વર્ગ ગુજરાતે ચારે અંગો વિપુલ પ્રમાણમાં પૂરા પાડ્યા હતા ' સોહરાબ અને રુસ્તમ ' " રુસ્તમ વેનો ' આરંભના પ્રયોગોની નોંધમાં અગ્રસ્થાને આવે છે આ યુગના નાટ્યકારોના નામોમાં દિવાન બહાદુર રણછોડભાઈ, ખુશરૂ કાબરાજી, કવિ નર્મદાશંકર અને મોરાર બાપુજી ત્રિવેદી મુખ્ય છે ત્રિવેદી મહારાષ્ટ્રીય હતા જ્યાં ગુજરાતીમાં નાટકો લખતા હતા દિવાન બહાદુર રણછોડભાઈના "લલિતા દુઃખ દર્શક" નાટકે ખૂબ જાગૃતિ આણી હતી તેમના "હરિશ્ચંદ્ર"ના એક વર્ષના ગાળામાં સતત સો પ્રયોગો થયા હતા, અને 'નળ દમયંતિ' ને પણ તેટલો જ આવકાર મળ્યો હતો

નાટ્ય પ્રવૃત્તિ સુવ્યવસ્થિત થતાં દસકાથી આગળ વધતાં માંડી પારસી માલિકીની નાટ્ય મંડળીઓની સંખ્યા વધતી રહી હતી અને સાથે સાથે ગુજરાતી હિંદુઓએ આશરે ૧૮૭૮માં સ્વતંત્ર મંડળીઓ સ્થાપવાનો આરંભ કર્યો ગુજરાતમાં પ્રેક્ષક વર્ગ તૈયાર થઈ ચૂક્યો હતો મુંબઈમાં શંકરશેઠે પહેલી નાટ્યશાળા સ્થાપી અને તે પછી એ પ્રવૃત્તિને ખૂબ વેગ મળ્યો પરિણામે મુંબઈમાં અને બીજા શહેરોમાં નાટ્યશાળાઓ અસ્તિત્વમાં આવી

હિંદુઓની મંડળીઓ સ્થપાતા સાથે જ રંગભૂમિને કુશળ નાટ્યકારોનો સહયોગ મળવો શરૂ થયો વાઘજી આશારામ ઓઝા, મોરબી આર્ય સુબોધ નાટક મંડળીના પોતે જ માલિક અને લેખક હતા ડાહ્યાભાઈ ધોળાશાજી ઝવેરી શ્રી દેશી નાટક સમાજના સ્થાપક અને લેખક હતા શ્રી દેશી નાટક સમાજે અદ્યાપિ તેમનું નામ કાયમ રાખીને રંગભૂમિને જીવંત રાખવામાં અગ્રભાગ લીધો છે મૂળશંકર મૂલાણી મુંબઈ ગુજરાતી નાટક મંડળી સાથે વર્ષો સુધી રહીને પ્રખર નાટ્યકાર તરીકે પ્રસિદ્ધ થયા આનંદની વાત છે કે આજે તેઓ જીવંત છે રંગભૂમિની લાંબા સમય સુધી સેવા કરીને લગભગ ૯૦ વર્ષની પાકી વયે પહોંચ્યા છે તે માટે તેઓ સમગ્ર ગુજરાતના અભિનંદનને પાત્ર છે

આ નાટ્યકારો એક પ્રભાવશાળી યુગના અગ્રગામીઓ બન્યા હતા તેમણે નાટકોની પુષ્કળ સામગ્રી ગુજરાતને અર્પણ કરી હતી, અને એ નાટકોએ પાછળથી ઘણા લેખકોને પ્રેરણા આપી હતી જુના વખતમા દોલતરામ કૃપારામ પંડયાના નાટકો ખૂબ પ્રશંસા પામ્યા હતા આ ઉપરાંત મણિલાલ નભુભાઈ દ્વિવેદી અને મણિશંકર રત્નજી ભટ્ટની કૃતિઓ પણ રંગભૂમિને મળી હતી

રંગભૂમિની ચાલુ રહેલી પ્રગતિ સાથે નાટ્યકારોની સખ્યામા વધારો થતો ગયો હતો નથુરામ સુંદરજી શુક્લ સમર્થ કવિ અને નાટ્યકાર હતા ઉપરાંત તેમણે નાટ્યશાસ્ત્ર, કાવ્યશાસ્ત્ર અને સંગીતશાસ્ત્ર એવા વિદ્વત્તાપૂર્ણ ગ્રંથો ગુજરાતને આપ્યા છે ત્ર્યંબક, હરિહર દિવાના, છોટાલાલ રૂખદેવ શર્મા, વિજયશંકર કાલિદાસ, મહારાણી શંકર શર્મા, નારાયણ વિશનજી ઠક્કુર વગેરેએ ખૂબ નામના મેળવીને રંગભૂમિ ઉપર પોતાની છાપ મૂકી છે નૃસિંહ વિભાકર બેરિસ્ટરે પોતાની અનોખી શૈલીથી નાટકો લખીને રંગભૂમિને નવીન માર્ગે વાળવાનો પ્રયત્ન કર્યો હતો

કવિ ચિત્રકાર ફુલચંદ ઝવેરચંદ શાહ પ્રતિભાશાળી નાટ્યકાર હતા તેમનુ સંગીતનુ જ્ઞાન પણ તેટલું જ ઊંડુ હતુ ભારતીય સાહિત્ય અને સંસ્કૃતિનો પરિચય કરાવતા તેમના નાટકો ઉચ્ચ કક્ષાના હતા, અને સમાજે એ નાટકનો ખૂબ આદર કર્યો હતો

અત્યારે પણ ગુજરાતને આંગણે પ્રસિદ્ધ અને અનુભવી નાટ્યકારો છે જામન, ગૌરીશંકર વૈનાણી, રાય । અને પરમાણંદ ત્રાપજકર કે જેમના નાટકો પ્રેક્ષકોને કોઇવાર જોવા મળે છે આ નાટ્યકારો રંગભૂમિની સેવા કરવા તત્પર થાય તેમા શંકા નથી, માત્ર ગુજરાતે તેમને તક આપવી જોઇએ અને તેમનો લાભ લેવો જોઈએ

રંગભૂમિના વિકાસમા શ્રી કનૈયાલાલ મુનશીએ મહત્વનો ફાળો આપ્યો છે. તેમની નાટ્યકૃતિઓ કલા અને સાહિત્યને ઉચ્ચ કક્ષાએ લઈ જાય છે અને એ રીતે તેમણે લેખન અને પ્રયોગની કલાને ખૂબ વેગ આપ્યો છે મુનશીજીના નાટકો ગુજરાતની મહામૂલી સંપત્તિ છે રંગભૂમિની પ્રગતિ માટે પણ તેમણે વ્યવસ્થિત રીતે અને સક્રીય રીતે પ્રયાસો કર્યા છે

મણિલાલ ત્રિભોવનદાસ (પાગલ) ને સૌ કોઈ એક સમર્થ નાટ્યકાર તરીકે જાણે છે તેમણે લખેલા નાટકોની મોટી સંખ્યા છે અને એ રીતે રંગભૂમિને સમૃદ્ધ બનાવવામા તેમણે અગ્ર ભાગ ભજવ્યો છે

રસકવિ રઘુનાથ બ્રહ્મભટ્ટનુ નામ રંગભૂમિને મોખરે રહ્યુ છે ઘણી નાની ઉમ્મરમા તેમને નાટકો લખવાની પ્રેરણા મળી, અને પહેલા જ પ્રયાસે સફળ થયા "બુદ્ધદેવ" "શૃંગીઋષિ" જેવા સુંદર નાટકો વડે તેમણે નાની વયે મોટી કીર્તિ મેળવી રઘુનાથ બ્રહ્મભટ્ટે નાટકો ઉપરાંત સંખ્યાબંધ ગીતો–સંગીતકાવ્યો–ગુજરાતને આપ્યા છે અન્ય લેખકોના કેટલાક પ્રસિદ્ધ નાટકોમા પણ ગીતોનો ફાળો તેમણે આપ્યો છે રઘુનાથ બ્રહ્મભટ્ટના ગીતો શબ્દમાધુર્ય અને ભાવનાવિન્ય માટે પ્રસિદ્ધ છે

પ્રભુલાલ દ્વિવેદી પ્રવર્તિત યુગના પ્રૌઢ, સિદ્ધહસ્ત અને પ્રભાવશાળી નાટ્યકાર વર્ષો પહેલા તેમણે લેખન–વ્યવસાય શરૂ કર્યો હતો અત્યારની ઘડી સુધી તેમના નાટકો ધારા પ્રવાહ રૂપે વિસ્તીર્ણ થઈ રહ્યા છે તેમનું "વડિલોના વાંકે" નાટક એક ઐતિહાસિક ઘટના જ બન્યુ, આ નાટકે ડગમગતી રંગભૂમિને નવચેતન આપ્યુ અને તેને ટકાવી રાખી ત્યાર પછી પ્રભુલાલ દ્વિવેદીએ યુગધર્મને અનુકૂળ પ્રેક્ષકોને પ્રેરણા આપે અને રંગભૂમિને વિશેષ ઉન્નત બનાવે તેવા નાટકો લખવાનુ કાર્ય ચાલુ જ રાખ્યુ છે અને એવા કેટલાક નાટકો સફળ પ્રયોગો નીવડયા છે

ચંદ્રવદન મહેતા એકરંગી સાક્ષર અને નાટકના આદેશધારી છે સમર્થ નાટ્યકાર હોવા ઉપરાંત પોતે અભિનેતા અને દિગ્દર્શક છે સારા પ્રમાણમા મૌલિક નાટકો ગુજરાતને તેમણે આપ્યા છે અને ભજવ્યા છે લેખ।

અભિનય અને દિગ્દર્શનમા એક સરખી દક્ષતા એ વિરલ શક્તિ તેમને વરી છે રંગભૂમિના વ્યવસાયની મહાર રહીને નાટકો ભજવવાની પ્રવૃત્તિનો તેમણે આરંભ કર્યો હતો અત્યારે ઘણા નાટ્યમંડળો સ્થપાયા છે અને નશિક્ષિત કલાકારોને રંગભૂમિ ઉપર આવવાનુ પ્રોત્સાહન મળ્યુ છે આ ભૂમિ ચદ્રવદને ખેડી હતી અત્યારે ચદ્રવદન મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીની સગીત, નર્તન અને નાટ્યની કોલેજમા નાટ્ય વિભાગના મુખ્ય અધ્યાપક અને સચાલક છે રંગભૂમિના તેમના ઊંડા જ્ઞાન અને અનુભવનો લાભ તેમના આ પદ પરથી નાટ્યજગતને વિશેષ પ્રમાણમા મળશે

ચાલુ પેઢીના અન્ય નાટ્યકારમા પ્રફુલ્લ દેસાઈએ સારી નામના મેળવી છે તેમના 'સર્વોદય'ની અપૂર્વ સફળતા એમણે ગુજરાતને તેમની પ્રતિભા અને સર્જન શક્તિની ઝાંખી કરાવી 'અવોયે' રંગભૂમિને વિશેષ બળ આપ્યુ છે પ્રાગજી ડોસા વ્યવસાયે વ્યાપારી હોવા છતા સગીત અને કળાના મર્મજ્ઞ છે પરંતુ એ ઉપરાત એક ઊગતા અને આશાસ્પદ નાટ્યકાર છે તેમણે રચેલા મૌલિક નાટકો રંગભૂમિ ઉપર પ્રશસા મેળવી ચૂક્યા છે

## નટોનુ' વિશાળક્ષેત્ર

સો વર્ષના ગાળામા ગુજરાતે મોટી સખ્યામા નટો ઉત્પન્ન કર્યા હતા ઘણા જૂના વખતમા ખરશેદજી બાલીવાલા, દાદાભાઇ ઠુઠી, દાદાકાર, મૂળજી આશારામ, કાવસજી પાલનજી ખટાઉ, મોરારજી ઓઝા, જયશકર મોરારજી કાત્રક અને અન્ય નટોએ મેળવેલી કીર્તિ અને સિદ્ધિઓના સસ્મરણો અદ્યાપિ તાજા છે નાટ્ય કલાની માફક નટોની પણ પ્રશાખાઓ વ્યાપી હતી નટો માટે ગુજરાતે બીજા પ્રાન્તોને મુકાબલે વિશેષ અનુકૂળતા કરી છે નાયક, ભોજક, મીર અને મારવાડી જાતિઓના અભિનય અને સગીત વ્યવસાયો બનેલા છે પારસી યુગના આરંભ પછી આ જાતિઓને ઝળકી ઉઠવા માટે રંગભૂમિએ પૂરતો અવકાશ આપ્યો હતો ખાસ કરીને નાયક અને ભોજક જાતિએ મોટી સખ્યામા નટો પૂરા પાડ્યા હતા અને હજીએ પાડી રહેલ છે

થોડા નટો તો અભિનયની ઉચ્ચ કક્ષાએ પહોંચીને પોતાના નામો આદર્શરૂપે મૂકી ગયા છે અમૃત નવ નાયક તેઓમા એક અગ્રગામી હતા નાટકીય પ્રવૃત્તિ ઉપરાત ગુજરાતી હિન્દી અને ઉર્દુના સારા જ્ઞાતા હતા નટ તરીકે તેમની પ્રતિભા વિરલ હતી સ્ત્રી અને પુરુષ પાત્રો અને કોઇપણ રસપ્રધાન ભૂમિકા એક સરખી દક્ષતાથી ભજવી શકતા હતા નટ હોવા ઉપરાત બાહોશ દિગ્દર્શક હતા એકત્રીસ વર્ષના અલ્પ જીવનમા તેમણે મોટી સિદ્ધિઓ મેળવી હતી. તેમની અભિનય શૈલીની પ્રશસા વિદેશીઓએ પણ કરી હતી ગુજરાતે પોતાના રંગભૂમિ પ્રતિ આદરના પ્રતિકરૂપે અમૃતના નામે સ્મારક યોજવુ જોઈએ

માપુનાન નાયક પ્રભાવશાળી અને કુશળ અભિનેતા તથા દિગ્દર્શક હતા મુબઈ ગુજરાતી નાટક મડળીના આ નાયકે ઘણા નાટકોમા અભિનય અને દિગ્દર્શન કરીને યશસ્વી કારકીર્દી ગાળી હતી

મોહનલાલ લાલાજી—આજન્મ અને મર્યાદશીલ નટ સાગોપાગ અને સુદર અભિનયના મૂર્તિમત દૃષ્ટાત હતા તેમની સાથે સરખાવી શકાય એવા નટો દુનિયામા બહુ ઓછા હશે

જયશકર ( સુદરી ) અત્યારે આપણી વચ્ચે છે પુખ્તવયે પણ રંગભૂમિના પોતાના વિશાળ જ્ઞાન અને અનુભવનો સપૂર્ણ લાભ ગુજરાતને ઉત્સાહપૂર્વક આપી રહ્યા છે વર્ષો પહેલા ' સૌભાગ્ય સુદરી 'મા ' સુદરી ' ના પાત્રમા આ રત્ન ઝળક્યુ અને વળતા દિવસથી જ તેનો પ્રકાશ વધતો ગયો સ્ત્રી પાત્રના અભિનયનુ સૌંદર્ય અને લાવણ્ય કેવુ હોય તેનો આદર્શ તેમણે દેખાડ્યો અને જયશકરને ' સુદરી 'નુ ઉપનામ ઉપયુક્ત રીતે અપાયુ જયશકર અને માપુનાલના યુગને રંગભૂમિનો એક ઐતિહાસીક યુગ કહ્યો હતો

નટોના થોડા નામોનો નિર્દેશ કેવળ પ્રતિક રૂપે જ કર્યો છે ગણ્યા ગણી ખોળી છે ગુજરાતને આગળ એના નગે ઓજસ્ પાથરી ગયા છે કે જો તેમનુ પૂર્ણ મૂલ્યાંકન થાય તો ગુજરાતને ખાત્રી થશે કે દેશના રગભૂમિ પ્રદેશમા પોતે અગ્રસ્થાન મેળવ્યુ હતુ

રગભૂમિએ સગીતને નાટકના અગ તરીકે પ્રથમથી જ અપનાવ્યુ હતુ, અને એ કારણથી આગળ પડતી મડળીઓએ અનુભવી અને બાહોશ સગીતકારોનો સહકાર સાધવા માટે આગ્રહ રાખ્યો હતો બીજી રીતે કહુ તો રગભૂમિમાથી થોડાક ખ્યાતનામ સગીતકારો બહાર પડયા હતા પડિત વાડીલાલજીનુ નામ રગભૂમિ અને સગીતના ક્ષેત્રમા મોખરે છે વ્યવસાયને અંગે મુબઈ ગુજરાતી નાટક મડળીના નાટકોને તેઓ સગી તથી દીપાવતા હતા. બીજી બાજુએ પડિત ભાતખડે સાથે વર્ષો સુધી રહીને સગીતના સશોધન અને વિકાસમા પોતાના જ્ઞાન અનુભવ અને શક્તિઓ વડે મહત્ત્વનો ફાળો આપ્યો હતો પડિત વાડીલાલજી જેવા સગીતશાસ્ત્રી અને સગીતકારનુ નામ ગુજરાતે કાયમ કરવુ ઘટે. રગભૂમિના નર્તન ક્ષેત્રમા રામનાલે નામના મેગરી હતી રામનાન શાસ્ત્રીય અભિનયના માગ જાતા હતા

## રગભૂમિની વિશિષ્ટતાઓ

ગુજરાતની રગભૂમિ કેવળ પ્રાતીય કે પ્રાદેશિક સસ્થા ન હતી. પરતુ ભારતીય રગભૂમિની એક મુખ્ય અગ બની ગઇ હતી અને તે કયી રીતે અને કેમ બની હતી તેનો વિચાર કરીએ ગુજરાતી લેખકોએ ગુજરાતીમા લખેલા થોડા સુદર નાટકો હિન્દી ભાષામા વિસ્તીર્ણ થયા હતા, અને ઉત્તર હિન્દુસ્તાન અને બગાળમા ભજ વાયા હતા એવી માહિતી મળે છે આગળ ચાલીને મણીલાલે (પાગલે) થોડા નાટકો સીધી રીતે હિન્દીમા લખ્યા હતા અને મગડી મડળીએ મુબઈની બહાર પણ તેને ભજવ્યા હતા ભારતીય રગભૂમિમા ગુજરાતનો આ એક પ્રકારનો હિસ્સો

રગભૂમિના આરભ પછી અમુક સમય બાદ પારસી મડળીઓએ ઉર્દુ અને થોડે અશે હિન્દી નાટકો તરફ પોતાનુ વલણ બદલ્યુ માલિકો પારસીઓ હતા નટો પણ મોટે ભાગે પારસીઓ, નાગરો, ભોજક અને થોડા ઈતર જાતિઓના હતા અર્થાત્ માલિકો અને નટો ગુજરાતીઓ જ હતા ઉર્દુ નાટક ભજવતી આ માતેની સાધન સપન્ન મડળીઓ મુબઈ ઉપરાત અન્ય પ્રાન્તોમા ખુબ સત્કાર પામી હતી થોડી હિન્દુસ્તાનની બહાર પણ ગઈ હતી અને એક મડળી–વિક્ટોરિયા નાટક મડળી ખાલીવાલાના નેતૃત્વ નીચે ૧૮૮૫મા છે ઈંગ્લેંડ સુધી પણ પહોચી હતી આ દૃષ્ટિએ વિચારતા આપણે માનવુ જોઈએ કે ઉર્દુ અને હિન્દી નાટકોની પ્રથા ગુજરાતની રગભૂમિમાથી જ નીકળી હતી અને ગુજરાતીઓએ તેનો પ્રચાર કર્યો હતો પરિણામે ગુજરાતે ભારતીય રગભૂમિને આ રીતે સમૃદ્ધ બનાવી હતી એમ કહેવામા અતિશયોક્તિ નહિ થાય

ગુજરાતની રગભૂમિએ બીજા પ્રાન્તોના કલાકારોને પણ રગભૂમિ પૂરતા ગુજરાતીઓ બનાવવાનુ સામર્થ્ય કેળવ્યુ હતુ મહારાષ્ટ્ર અને ઉત્તર હિન્દુસ્તાનમાથી કેટલાક નટોએ ગુજરાતી રગભૂમિ ઉપર ગુજરાતીમા કામ કરીને ઉજ્જ્વલ ખ્યાતિ મેળવી હતી દૃષ્ટાતમા અશરફખાન અને માસ્તર નિસાર એ નામો સમ થશે

નાટ્યકારોએ પુરાણો, રામાયણ, મહાભારત, લોકગાથાઓ અને ઇતિહાસમાથી પુષ્કળ સામગ્રી લીધી હતી અને સેકડો નાટકો દ્વારા દેશની પ્રાચીન સસ્કૃતિ અને સાહિત્ય સપત્તિનો પ્રેક્ષકોને પરિચય કરાવ્યો હતો આવી કૃતિઓ વચ્ચે સમાજના સળગતા પ્રશ્નો ઉપર સામાજિક નાટકો પણ તેમણે લખ્યા હતા. ટૂકમા કહીએ તો નાટકમા વસ્તુની શોધમા તેમણે ખુબ ભૂમિ ખેડી હતી

ગુજરાતનુ લોકજીવન હાસ્ય, સગીત, નર્તન અને કળાથી ભરપૂર છે તેની વસ્ત્ર અને અલકારની ઢબીઓ પણ અનોખી છે લોકોની વાણીમ અને જીવન પ્રવૃત્તિઓમા લય અને લાલિત્ય નૈસર્ગિક હોય તેમ દેખાય છે લેખકો અને નટોએ ગુજરાતની આ લાક્ષિણકતાઓનો ઓપ નાટકો ઉપર ચઢાવ્યો હતો એ ઉપરાત અભિનય દશ્ય સામગ્રી અને પ્રયોગ પદ્ધતિ વડે ગુજરાતની રગભૂમિને તેનુ વિશિષ્ટ સ્વરૂપ આપ્યુ હતુ

## રંગભૂમિ નવા યુગમા

એક વખત પ્રગતિ અને વિકાસને શિખરે પહોચેલી આ રગભૂમિ સમયના પ્રવાહમા પતનના પથે વળી આજે સુવ્યવસ્થિત એક જ મડળી રગભૂમિને વ્યવસાયી સસ્થા તરીકે ટકાવી રાખવા સમર્થ હશે નાટકના પુનરુત્થાનના કાર્યમા છેલ્લા થોડા વર્ષોમા નવીન મડળો જોડાયા છે મુબઈ, અમદાવાદ વગેરે શહેરોમા આવા મડળો પગભર થઈ ચૂકયા છે અને મશ્કેલીઓ અને મર્યાદાઓથી નાસીપાસ ન થતા તેમણે પ્રયોગો કરવાનો પ્રશસનીય આગ્રહ રાખ્યો છે

નાટક પ્રવૃત્તિને ઉત્તેજન આપવા માટે ચોતરફ પ્રયત્નો થઈ રહ્યા છે મુબઈની કળાપ્રેમી અને પ્રગતિ શીલ સરકારે મુબઈ રાજ્યમા નાટક અને રગભૂમિને ઉત્તેજન આપવા માટે એક સર્વાંગી યોજના તૈયાર કરી છે અને તેનો અમલ કરવો પણ શરૂ કરી દીધો છે આ યોજનામા લેખન અને પ્રયોગ માટે મોટી રકમના ઇનામોનો અને રાજ્યમા ખુલ્લી નાટયશાળાઓની સ્થાપનાનો સમાવેશ થાય છે વડોદરાની મહારાજા સયાજી રાવ યુનિવર્સિટીએ લલિતકળાઓની એક ખાસ કક્ષા શરૂઆતથી જ સ્થાપી છે અને એ કક્ષાને અગે સગીત, નર્તન અને નાટકની કોલેજમા નાટકની પદ્ધતિસર શિક્ષા અપાય છે લલિતકળાઓની એક સમગ્ર કક્ષા સ્થાપવામા વડોદરા યુનિવર્સિટીએ પહેલ કરી છે તેની નોધ આ સ્થળે લેવી જોઇએ

એક વખત એવો હતો કે કોઇ મડળી કોઇ ગામમા નાટક કરવાનો નિશ્ચય કરે તો તેને નાટકશાળાની સગવડ ઓછી મુશ્કેલીએ મળતી હતી આજે પરિસ્થિતિ તદ્દન વિપરીત છે સસ્થાઓ જુદા જુદા ગામોમા જવા માટે અને અમુક સમય સુધી રહેવા માટે તૈયાર છે પરતુ નાટકશાળાઓની ઊણપ છે કેટલીક જુની નાટકશાળાઓ જ્યા હતી ત્યા ઊભી છે પણ સિનેમા ઘરો બનીને

નાટક લખનારાઓ અને ભજવનારાઓ તૈયાર છે પ્રેક્ષક મડળો પણ મોજૂદ છે પરતુ નાટકો ભજવવા ક્યા અને કેમ ? એ પ્રશ્નનો ગુજરાતે હવે ગભીરતાથી વિચાર કરવો જોઇએ કેટલાક સાધનસપન્ન ગુજરાતી ઓએ, ગુજરાતની બહાર પણ મોટી રકમો ખરચીને સસ્થાઓ સ્થાપી છે એવા કોઇ સજ્જનો નાટકશાળાઓ બાધવાની પ્રવૃત્તિ ચાલુ કરશે તો રગભૂમિ ફરીને પગભર થવા માડશે આ હેતુ સાધવા માટે એક યોજના અને પ્રચાર કાર્યની જરૂર છે

ખુલ્લી નાટક શાળાઓ બાધવાનુ વિધાન સરકારી યોજનામા છે થોડી મ્યુનિસિપાલિટીઓએ પણ એવી નાટક શાળાઓ બાધવી શરૂ કરી છે ખુલ્લી નાટકશાળા ઓછા દરે મોટા પ્રેક્ષક મડળને નાટકો દેખાડી શકે એ તેનો દેખીતો લાભ છે. નવીન સમાજ–વ્યવસ્થામા જનતા સુધી નાટયપ્રવૃત્તિ લઇ જવાની જરૂરી હોવાથી, ખુલ્લી નાટકશાળાઓ ઘણી ઉપયોગી થશે પરતુ તેમની વચ્ચે ખાસ કરીને સ્થાયી મડળીઓને લાબા સમય સુધી એક જ સ્થળે નાટકો ભજવવા હોય તો એ માટે અગાઉ હતી તેમ બધ નાટય–શાળાઓ નાટકના પુનરુત્થાન માટે આવશ્યક ગણાવી જોઇએ

રગભૂમિના પુનરુત્થાન માટે, ઘણી સસ્થાઓ પ્રશસનીય પ્રયાસો કરી રહી છે હેતુ છે નાટકનુ પુનરુત્થાન અને તે બધી સસ્થાઓનો–વ્યવસાયી હોય કે અવ્યવસાયી હોય,–સામાન્ય છે જણાય નાટયસસ્થામા વેતા

અને અવેતન એવા શબ્દો વારંવાર સંભળાયા કરે છે આવા ભેગોને વળગી રહેવાથી નાટકને શો લાભ થશે તે સમજી શકતું નથી હાનિ થવાનો તો સંભવ દેખાય છે અવેતન સંસ્થાના ભાઈપક્ષમાં, પોતે માની લીધેલી ઉત્કૃષ્ટતાના ખ્યાલો પ્રચલિત હોય અને એક તરેહની હરીફાઈ શરૂ થઈ હોય એવી અનિચ્છનીય સ્થિતિ પણ દેખાય છે વ્યવસાયી સંસ્થાઓને આવી હરીફાઈ જેવું કશું નથી

અવેતન સંસ્થાઓ, સમભાવ ન રાખતા ક્ષત્રમાં ખોટી હરીફાઇના તત્ત્વો દાખલ કરશે તો એવી નાટ્યપ્રવૃત્તિને હાનિ થશે હું જાણે તો એ અભિપ્રાય ધરાવું છું કે નાટકના પ્રયોગો નિયમિત રીતે રજૂ કરી શકાય એ માટે સંસ્થા વ્યવસાયી હોવી જોઇએ તેનું તંત્ર સુવ્યવસ્થિત હોવું જોઇએ લોકશાસનની નવી સમાજ રચનામાં નાટ્યસંસ્થાઓના આયોજન અને તંત્ર કેવા હશે તે અત્યારે કહેવું મુશ્કેલ છે સમયની સાથે તેનું ઘડતર થશે પરંતુ નાટ્યકારો અને નટો વેતન લેવા માટે એટલે વ્યવસાયી બનવા માટે પૂરા અધિકારી અને અન્ય નાગરિક જેટલા જ સન્માનને પાત્ર ગણાવા જોઇએ એ તેના સિધ્ધાંતનો સ્વીકાર થવો જોઇએ

### રૂપાંતરો અને અનુવાદો

આજકાલ પ્રયોગમાં આવેલા વિદેશી નાટકના રૂપાંતરો વિવાદનો વિષય બન્યા છે અને બનવા જોઇએ રૂપાંતરોના પ્રતિપાદકો દલીલ કરે છે કે મૌલિક લેખનની ઉણપના કારણે વિદેશી મદદ લેવામાં શો વાંધો છે? સાથે એમ પણ કહેવામાં આવે છે કે રૂપાંતરો ગુજરાતના જીવનને અનુરૂપ થાય તે માટે પૂરતી કાળજી રાખવામાં આવે છે દેખીતી રીતે આ દલીલો સચોટ નથી ગુજરાત તથા ભારતની સંસ્કૃતિની પ્રથાઓને અનુસરતા અને મૌલિક નાટકો લખી શકે એવા સિધ્ધહસ્ત નાટ્યકારો આજે ગુજરાતમાં છે નવીન પ્રયોગો ખાતર તેમનો સહકાર મેળવવા માટે પ્રયત્નો થવા જોઇએ અને નથી થતા તેનું કારણ કદાચ તેમના ઉપર રહેલી 'વ્યવસાયી' ગણાતો દોષ હોય જે પ્રકારના રૂપાંતરો પ્રયોગમાં આવી રહ્યા છે તેમને ગુજરાતી બનાવવાના પ્રયાસો કરવા છતાંય ગુજરાતી બની શકતા નથી

અનેક રૂપાંતરોએ તો સાફ દેખાડી આપ્યું છે કે જાણે તેઓ ગુજરાતમાં કોઇ નવીન સમાજની રચના ન કરી રહ્યા હોય! કોઇવાર એમ પણ શંકા થાય છે કે આવા રૂપાંતરોનું ગુજરાત ક્યાં હશે? કોઇ પ્રખર નાટ્યકારની ઉત્કૃષ્ટ અથવા વિશિષ્ટ કૃતિને અંગ્રેજી ગુજરાતી નાટ્ય તરીકે મૂકી શકાય તેની સામે વાંધો ન હોય, પણ આ અપવાદ રૂપે જ થવું જોઇએ, અને મુખ્ય શરત એ કે નાટક રૂપાંતર તરીકે પૂરેપૂરું ગુજરાતી અથવા ભારતીય બને ખરી નાટ્યપ્રવૃત્તિને વેગ આપવા માટે તો મૌલિક નાટ્યલેખનને પ્રોત્સાહન આપવું જરૂરી છે

નાટકનો આત્મા રસ છે તેની સફળતા અભિનયથી થતા રસોદ્દીપનથી માપી શકાય છે કુશળ લેખક પ્રત્યેક દશ્યમાં અમુક રસનું પ્રાધાન્ય રાખીને ભિન્ન ભિન્ન પ્રસંગોમાં અને પાત્રોના વાર્તાલાપોમાં વિવિધ ભાવોનું વિધાન કરે છે રસ વિધાનનું સમતોલપણું અને તેની મર્યાદાઓ ઉપર દૃષ્ટિ રાખે છે પ્રચલિત રૂપાંતરોમાં પ્રહસન ઉપર વિશેષ ભાર મૂકવામાં આવ્યો છે પ્રહસનનો હેતુ યેન કેન પ્રકારેણ પ્રેક્ષકોને હસાવવા એમ હોય તો એ પ્રહસનની હાસી છે

અનુભવી નાટ્યકારો માને છે, અને તેમની માન્યતામાં ઘણું સત્ય છે, કે હાસ્યનું આલેખન બીજા રસો કરતા વિશેષ કઠિન છે કેટલાક રૂપાંતરોમાં હાસ્યનું વિધાન, તેના મર્યાદિત સિધ્ધાંતો અને નાટકના નૈતિક મૂલ્યને ભોગે કરવામાં આવે છે આ પ્રથા સત્વર બંધ થવી જોઇએ નાટકનો એક હેતુ પ્રેક્ષકોને Clean ક

વાનો, તેમને સંસ્કારી બનાવવાનો છે એટલે નાટક પોતે જ ઉન્નત હોય અને સંસ્કારિતાના આદર્શરૂપે હોય ત્યારે જ એ હેતુ સાધી શકાય આ સિદ્ધાન્તની વિરુદ્ધ ભાગ્યે જ કોઈ દલીલ કરી શકશે

ચવસાયી રંગભૂમિના નાટકોને સાહિત્યમાં સ્થાન હોય કે નહિ એ પણ એક ચર્ચાનો વિષય બન્યો છે એક પક્ષની એ દલીલ છે કે આવા નાટકો છપાતા નથી એટલે સાહિત્યક્ષેત્રમાં તેમને સ્થાન ન મળે આનો અર્થ જો એ હોય કે નાટકે પોતાને સાહિત્ય તરીકે ખપાવવા ખાતર પુસ્તક આકારમાં દેખાવ આપવો જોઈએ, તો ભાગ્યેજ વિચારશીલ સાહિત્યકાર એમ નહિ કહે કે જે કંઈ છપાય તે બધું સાહિત્ય કહેવાય નાટકની શૈલીમાં લખાયેલા એવા પુસ્તકો પણ મળી શકશે કે જેમાં શિષ્ટતા અને સભ્યતાને ઠોકર મારીને પાત્રોની હલકી વૃત્તિ પોષવાના પ્રયાસો થયા હોય જો આવા પુસ્તકોના લેખકો પોતાના લેખોને સાહિત્ય તરીકે સ્વીકારાવવાનો આગ્રહ રાખે અને કદાચ સફળ થાય તો મને લાગે છે કે સાહિત્યની વ્યાખ્યા જ બદલવી જોઈએ

વ્યવસાયી રંગભૂમિ ઉપર ભજવાયેલા અથવા ભજવવા માટે લખાયેલા નાટકો—છપાય કે ન છપાય—કદાપિ સાહિત્ય ન જ બની શકે, આવા મતની પાછળ તો કોઈ પૂર્વગ્રહના દોષનો ભાસ થાય છે અનુભવ પરથી દેખાયું છે કે કેટલાક એવા પણ નાટકો ભજવાયા છે કે જેમાં સુંદર સાહિત્ય હતું, સુંદર કલા વિધાન હતું આવા નાટકો તો છપાવા જ જોઈએ, એ વિશે બે મત ન જ હોઈ શકે

રંગભૂમિના પુનરુત્થાન માટે નાટકો સારી સંખ્યામાં જોઈએ મો વર્ગના ગામોમાં સેંકડો નાટકો ભજવાઈ ગયા હતા અને થોડા છપાયા પણ હતા આવા ઉપલબ્ધ સંગ્રહમાંથી સારા નાટકની પસંદગી શા માટે ન કરી? સાહિત્યમાં નાટક લખનારાઓનો એક વર્ગ છે તેમના નાટકોનું અભિનયયોગ્યતાની દૃષ્ટિએ અન્વેષણ થવું જોઈએ આ કામ એક સમિતિને સોંપવું જોઈએ આ સમિતિના સભ્યોમાં થોડા રંગભૂમિની જરૂરતો સમજનાર સાહિત્યકારો અને રંગભૂમિના સુશિક્ષિત પ્રતિનિધિઓ હોવા જોઈએ અને એવી સમિતિ જૂના અને નવા નાટકો કયા પ્રકારના છે તેની તપાસ કરે આ સંબંધમાં એટલું કહેવું જરૂરી છે કે જે નાટકો પસંદ કરવાના હોય તે બધા નાટ્ય તત્ત્વોથી ભરપૂર હોવા જોઈએ, મૌલિક હોવા જોઈએ અને ભજવી શકાય તેવા હોવા જોઈએ

નાટકમાં સંગીત—ખાસ કરીને ગીત—જરૂરી છે કે નહિ એવો પણ એક પ્રશ્ન ઉપસ્થિત થયો છે ગદ્ય—નાટકોની પ્રથા શરૂ થઈ ત્યારથી તેના પ્રતિપાદકોએ નાટકમાં ગીતો હોવા જરૂરી નથી એવો આગ્રહ રાખ્યો છે આ પ્રથા પાછળ વિચારની મૌલિકતા કેટલી છે એ તો તેના પ્રતિપાદકો જાણે ગુજરાતના નાટકોમાં પ્રથમથી જ ગીતોને વણી લેવાનું ધોરણ દાખલ થયું હતું ગુજરાતના જીવનમાં જ જ્યારે રાગ, તાલ અને લય ભરેલા છે ત્યારે તેના નાટકોમાં સંગીત હોય એ ઘટના સ્વાભાવિક જ ગણાય

એક પક્ષે દલીલ કરવામાં આવે છે કે ગદ્યમાં ભાવોની અભિવ્યક્તિ ઉપર મર્યાદા રહેલી છે. એટલે કોઈ પાત્રને અમુક સ્થિતિમાં ભાવોના આવેશને માર્ગ આપવા માટે પદ્ય એટલે ગીતનો આશ્રય લેવો પડે અને તેમાં કંઈક વજન દેખાય છે ગીત કેટલાં, ક્યાં અને કયા પાત્રો માટે યોજવા તેનો આધાર લેખક દૃશ્યોનો અને પાત્રોનો કેટલો વિકાસ કરે છે તેના ઉપર રહે છે નાટક ગદ્યમાં જ હોય એવો નિયમ સ્થાપી ન શકાય લેખ ઉચ્ચ કક્ષાનો હોય પરંતુ માધ્યમ કેવળ ગદ્ય હોય તો એ દોષ છે એમ ન કહી શકાય પણ જો ગદ્યને જ માધ્યમ તરીકે સ્વીકારવામાં આવે તો મને લાગે છે કે ગુજરાત અને આખા દેશની કેટલીક ઐતિહાસિક, પૌરાણિક અને સાહિત્ય—સંપત્તિને રંગમંચની બહાર જ રાખવી પડશે.

## લોકસંગીતની સંપત્તિ

ગુજરાતી રંગભૂમિનું એક ચિત્તાકર્ષક અંગ છે તેનું સંગીત, એટલે ગીતો આવાં ગીતો ઘેરઘેર ગવાતાં હતાં હજી પણ પુખ્ત વયે પહોંચેલા પ્રેક્ષકો કેટલાંક ભાવવાહી અને સુંદર તર્જોના જૂના ગીતોને પ્રેમથી યાદ કરે છે આવાં ગીતોનું લાલિત્ય તેમનામાં રહેલા સંગીતના તત્ત્વોને આભારી છે આ વિષય ઉપર થોડો વિચાર કરવો જોઈએ ગુજરાતનું લોકજીવન રાગ, તાલ અને લયથી ભરેલું છે આ લોકસંગીત જેટલું વિપુલ છે તેટલું જ વૈવિધ્યપૂર્ણ છે અને તેના વડે ગુજરાત પ્રાદેશિક સંગીતના ક્ષેત્રમાં ગર્વથી ઊભી શકે છે

ઋતુઓ, ઉત્સવો, લગ્નપ્રસંગો વગેરેનાં, તેમજ રાસ, ગરબા, ગરબીનાં ગીતો, રાગ અને તાલના પાયા ઉપર નિર્ભર છે આવા સેંકડો ઢાળો ગુજરાતની મહામૂલી કળાસંપત્તિ છે લોકો આવાં ગીતો નૈસર્ગિક અભિવ્યક્તિ તરીકે ગાય છે અને ગાતા રહેશે ગુજરાતના નાટ્યકારોએ આવા ઘણા ઢાળો લઈને નાટકો માટે ગીતો રચ્યાં હતાં, એટલે પ્રેક્ષકો તેમના તરફ આકર્ષાયા હતા લોકસંગીતનો આ રીતે પ્રચાર પણ થયો હતો

સંગીતના ક્ષેત્રમાં લોક-સંગીત અને શાસ્ત્રીય સંગીત એવા ભેદો પાડવામાં આવ્યા છે, અને કેટલીક વાર તો એ રીતે ચર્ચા થાય છે કે જાણે બંને વચ્ચે કંઈ પણ સામ્ય ન હોય, અર્થાત્ બંને તદ્દન નિરાળા જ પ્રદેશો હોય જ્યાં સુધી આવી સ્થિતિ ચાલુ રહેશે ત્યાં સુધી ભારતીય સંગીતનું મહત્ત્વ પૂરી રીતે સમજી નહિ શકાય જે સંગીતને શાસ્ત્રીય કહેવામાં આવે છે તેનો એટલે ભારતીય સંગીતનો, સ્વર, રાગ અને તાલમાં મૂળગત સિદ્ધાંતો ઉપર પદ્ધતિરૂપે રચનાનો આરંભ થયો તે પહેલાં પ્રાથમિક સામગ્રી ક્યાંક હોવી જોઈએ આ સિદ્ધાંતો ક્યાંથી સાંપડ્યા તેનું સંશોધન સમગ્ર સંગીતની દૃષ્ટિએ અને યથાવત્ હજુ થયું નથી

ગુજરાતમાં લોકગીતને અનુલક્ષીને ઢાળ શબ્દનો પ્રયોગ છૂટથી કરવામાં આવે છે મારા નમ્ર મત પ્રમાણે ઢાળ એટલે પ્રથમ તો તાલનું ચોકઠું અથવા ભાત, અને પછી તેમાં રાગના આદિ સ્વરૂપને આપણે તર્જના નામથી પિછાણીએ આ તર્જ તાલની ભાત કાયમ રહે તો પણ તેને અનુરૂપ થઈ શકે છે કારણ કે રાગ સ્વભાવથી જ પ્રવાહી છે, વનગીત જે આવા દેશી ઢાળો આખા દેશમાં અસંખ્ય હશે અને તેમનો ઉપયોગ શાસ્ત્રીય સંગીતનું પદ્ધતિરૂપે ઉત્ક્રમણ થવા માંડ્યું ત્યારે થયો હોય એવી કલ્પના સ્વાભાવિક રીતે કરી શકાય છે

કેટલાક રાગોના નામો પ્રાદેશિક છે એટલે માનવાને સબળ કારણ મળે છે કે એ નામો અમુક ઢાળોની ભૌગોલિક ઉત્પત્તિના સૂચક હોઈ શકે આ દૃષ્ટિએ ગુજરાતે સંગીતના વિકાસમાં કેટલો હિસ્સો આપ્યો તેનો નિર્ણય કોઈ વખતે સંશોધકો કરશે લોકસંગીત અને શાસ્ત્રીયસંગીતને એક બીજાથી તદ્દન ભિન્ન માનવા એ મોટી ભૂલ છે ભારતીય સંગીતનો પાયો રાગ છે શ્રુતિના હિસાબે સ્વરવ્યવસ્થામાંથી રાગ કેમ અને ક્યારે પરિણમે તેના, તેમજ તાલમાં માપ અને જાતિઓ તથા લયના પ્રમાણના સિદ્ધાંતો ઉપર રાગો અને તાનોની રચના થઈ છે અને નવીન સર્જનનો પણ પૂરો અવકાશ રહેલો છે

લોકસંગીત અને શાસ્ત્રીયસંગીત વચ્ચે મૂળગત સિદ્ધાંતોની સમાનતા રહેલી છે, અને તે હોવી જ જોઈએ બંનેને તદ્દન નિરાળા માનીને લોકસંગીતની ઉપેક્ષા કરવાથી સંગીત શાને જેટલું નુકસાન થયું છે તેમાં ભવિષ્યમાં વધારો થશે અત્યારે પ્રચલિત શાસ્ત્રીયસંગીત પદ્ધતિરૂપે ક્યારથી સંગઠિત થવા માંડ્યું તેની ચર્ચા ન કરતાં છેલ્લી થોડી સદીઓમાં તેનો કઈ રીતે વિકાસ થયો અને ખાસ કરીને ગુજરાતનું તેમાં ક્યાં સ્થાન હતું તે આપવો જોઈએ સંગીતના ક્ષેત્રના વર્ણનની સગમતા ખાતર શાસ્ત્ર, કળા અને પ્રયોગ એવા વિભાગો કરું છું

## શાસ્ત્રીયસંગીતનું ક્ષેત્ર

ભારતીય કળાઓની એક વિશિષ્ટતા એ છે કે તેમનુ નિયમન કરવા માટે સિદ્ધાંતો અને કાયદાઓના ખાસ ગ્રંથો રચાયા છે સંગીતકળાના શાસ્ત્રના કેટલાક ગ્રંથો છપાયા છે ઘણા હજી અપ્રસિદ્ધ રહ્યા છે આવા ગ્રંથોના લેખકો, એટલે સંગીતશાસ્ત્રીઓના એક વર્ગની પરંપરા ચાલી હતી આ લેખકો જાતે ગાયકો કે વાદકો હતા યા નહિ એ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી આ પ્રણાલિકાનુ લાભદાયી પરિણામ એ આવ્યુ કે સંગીત તેના મૌલિક સિદ્ધાંતો ઉપર નિર્ભર રહ્યુ છે અને પોતાની શુદ્ધતા જાળવી શક્યુ છે જે કઈ ઐતિહાસિક માહિતી મળી આવે છે તે જોતા ખાત્રી થાય છે કે શાસ્ત્રીય ગ્રંથોના લેખકો ભિન્ન ભિન્ન પ્રદેશોમા થયા હતા અને એ પ્રદેશોમા ગુજરાત પણ હતુ

સંગીતશાસ્ત્રના આવા ગ્રંથો મુખ્યત્વે સંસ્કૃત ભાષામા રચાયા છે ભાષાની આ રીતે મર્યાદા હોવા છતા પણ શાસ્ત્રકારો વચ્ચે વિચ્છેદ થયો ન હતો સંગીતકારોએ તેના સિદ્ધાંતોના માર્ગ ઉપર જ પ્રગતિ કરી હતી એટલુ તો સ્પષ્ટ થાય છે કે સંગીતકારોએ શાસ્ત્રને પ્રમાણ તરીકે સ્વીકારીને તેને માન આપ્યુ હતુ સમય જતા એટલે આશરે તેરમી સદી પછી સંગીતના જ્ઞાનના પ્રચાર માટે અથવા સંગીતકારોને વિશેષ માર્ગ-દર્શન આપવા માટે શાસ્ત્રના ગ્રંથો પ્રચલિત ભાષાઓમા વિતીર્ણ કરવાની પ્રથા શરૂ થઇ હતી રાજ ભાષામા આવા થોડા સુંદર ગ્રંથો લખાયા છે આટલી સગવડ હોવા છતા પણ છેલ્લા અઢીસો કે ત્રણસો વર્ષ દરમ્યાનમા શાસ્ત્ર અને રચનાનો વિચ્છેદ થયો છે

રાગ-વિભાગમા રાગો અને તાલોની રચના અને ગેય-કાવ્ય પ્રબંધની રચના લેવી જોઈએ નવીન રાગો અથવા તાલોની કલ્પના કરવાની પ્રવૃત્તિ વર્ષોથી શિથિલ રહી છે અત્યારે લગભગ નામશેષ છે એ ઉપરાંત એવી પણ માન્યતા પ્રચલિત છે કે જે કઈ ઉપલબ્ધ છે તે અંતિમ છે અથવા તેમા સંગીત પરાકાષ્ઠાએ પહોચ્યુ છે પ્રબંધ-રચનાની કલાનો આશરે તેરમી સદી પછી ખૂબ વિકાસ થયો હતો આ શ્રેણીના કલાકારને શાસ્ત્રમા વાગ્ગેયકાર નામ આપ્યુ છે કાવ્ય-રચના કરે તે કવિ ખરો, પરંતુ સંગીતકવિ નિરાળો તેની વિશિષ્ટતા એ કે જાતે કવિ હોવા ઉપરાંત સંગીતકાર અથવા સંગીતનો પૂર્ણ જ્ઞાતા હોય અને તેની રચનાઓ તાલ અને રાગમા જ નિબદ્ધ થયેલી હોય

સંગીતમા આલાપ એક ગાન પ્રકાર છે કે જેને હુ નકરુ સંગીત, કવિતા વગરનુ રાગગાન કહુ છુ, આ ગાનપ્રકાર કઠિન છે તેનો પ્રચાર પણ ઘણો ઓછો થઇ ગયો છે સામાન્ય રસવૃત્તિના પ્રેક્ષકો માટે રાગ અને તાલ સાથે કવિતાનો મેળ જરૂરી હોય છે મળી આવતી પ્રાચીન રચનાઓ ઉપરથી અનુમાન કરી શકાય કે અસંખ્ય પ્રબંધોની રચના એ ત્રણ સદીઓના ગાળામા થઇ હશે

જે ની ૭ એક સદીઓમા સંગીતનો સુવર્ણયુગ હતો કેમકે તેની પાછળ દરબાર અને દેવમંદિર બંનેનુ પ્રબળ પ્રોત્સાહન હતુ આ યુગમા શાસ્ત્રના ગ્રંથો સંસ્કૃતમા તેમજ ભાષાઓમા લખાતા રહ્યા એથી વિશેષ વાગ્ગેયકારો અને ગાયકો મોટી સંખ્યામા થયા હતા ઘણાખરા વાગ્ગેયકારો જાતે જ ગાયકો હતા દૃષ્ટાંત તરીકે હરિદાસ મહારાજ, બૈજુ તાનસેન, સૂરદાસ આ થોડા નામો બસ થશે.

આ અરસામા સંગીતની મુખ્ય શૈલી ધ્રુવપદની હતી એટલે વાગ્ગેયકારોના રચેલા પ્રબંધો મોટે ભાગે ધ્રુવપદના-પખવાજ ઉપર વગાડતા તાલોમા રચાયા હતા વૈષ્ણવ સંપ્રદાયમા થયેલા ભક્ત-સંગીતકારો અને રાજદરબારના તાનસેન સરખા સમર્થ સંગીતકારોએ હજારો પ્રબંધો રચ્યા હશે અને તેમાના કેટલાક અત્યાર પણ મંદિરોની પ્રથાનુ અનુસરણ કરતા કીર્તનકારો અને ધ્રુવપદ ગાયકો ગાય છે અને ધ્રુવપદ તથા ધમાર ગાયકીના સૌંદર્યનો આવિષ્કાર આધુનિક સંગીતસભામા અને રેડિયો ઉપર કરે છે

વાગ્ગેયકારોની પ્રણાલિકાઓમા ગુજરાતે મહત્વનુ સ્થાન મેળવ્યુ હતુ. મજુનુ નામ તો સુપ્રસિધ્ધ છે મુગલ દરબારમા પણ ગુજરાતના થોડા વાગ્ગેયકારો અને ગાયકોને માનભર્યુ સ્થાન આપવામા આવ્યુ હતુ એવી માહિતી આપડે છે ગુજરાત ઉપર વૈષ્ણવ સપ્રદાયનો ખૂબ પ્રભાવ પડયો હતો અને તે અદ્યાપિ સારા પ્રમાણમા ચાલુ છે . પરિણામે વૈષ્ણવ સપ્રદાયની સગીત તથા નર્તન અને કળાની પ્રથાઓની અસર પણ ગુજરાત ઉપર સારી રીતે પડી છે

વૈષ્ણવ સપ્રદાયના ભક્ત કવિઓમા નરસિહ મહેતાનુ નામ મુખ્ય છે તેમને તથા બીજા ભક્તોને સાહિત્ય સમાજમા કેવળ કવિઓ તરીકે જ પિછાણવામા આવ્યા છે, સગીતકારો તરીકે નહિ નરસિહ મહેતાએ મલ્હાર ગાયો અને વરસાદ પડયો તેને દતકથા માનીએ તો પણ થોડો વિચાર કરવો ઘટે જો માત્ર શબ્દોથી જ તે વરસાદ લાવી શકત તેમ હોત તો તેમણે ગદ્યનો આશ્રય લીધો હોત તેમને ગાવાની જરૂરત જ ન રહી હોત તેમના આ ગાનનુ સામર્થ્ય તેના સગીત, એટલે મલ્હાર રાગ અને તાલમા હતુ જે ભક્ત મલ્હાર ગાઈને વરસાદ લાવી શકે તે ખરેખર અદભુત સગીતકાર અને ગાયક હોઈ શકે આ પણ નરસિહ મહેતા માત્ર કવિ જ રહ્યા છે

દેશના અન્ય ભાગોમા પણ આ ઉજ્જવલ યુગના ભક્ત સગીતકારોની આ જ દશા થઇ છે હિદી સાહિત્ય સભાઓ અને સમેલનોએ સૂરદાસ, નન્દદાસ જેવા પ્રખર વાગ્ગેયકારોને માત્ર કવિઓ તરીકે પિછાણ્યા છે અને તેમની કૃતિઓ રાગ અને તાન વિના કવિતા રૂપે ગાવાની રૂઢિ પાડી છે બીજી તરફ સગીતકારોના મડળોમા પણ તેમની વાગ્ગેયકારો અને ગાયકો તરીકે બિલકુલ કદર થઈ નથી મુખ્ય કારણ એ છે . તેમની ગાયકી હતી ધ્રુવપદ અને ધમાર શૈલીની અને તેમની કૃતિઓ પણ એજ ગાયકીના તાલોમા છે ઉત્તર ભારતમા અત્યારે સગીત ખયાલ પ્રધાન હોવાથી અને થોડી પાછલી સદીઓના પણ ઇતિહાસ તરફ દુર્લક્ષ હોવાથી મહાન વાગ્ગેયકારો અને ગાયકો કે જેમના નામો સગીતના ઇતિહાસમા સુવર્ણાક્ષરે લખાવા જોઇએ તેમની ઉપેક્ષા થઈ છે

એથી વિપરીત સગીતસમાજમા કોઈ વાર તેમનુ અપમાન પણ થાય છે સૂરદાસજી સરખાના પ્રબન્ધો અસલ ઝપ કે ધીમા તિતાલમા હોવા છતા તેમનુ મૂળ સ્વરૂપ નહિ પિછાણતા તેમને દાદરા કે કેરવામા ગાવામા આવે છે, અને પછી આવા પ્રબન્ધોને અમે સગીતમા બેસાડીએ છીએ, એવો દાવો કરવામા આવે છે ભક્તિમાર્ગના વાગ્ગેયકારો અને ગાયકો તરફ દેખાડવામા આવતા દુર્લક્ષનુ બીજુ કારણ, સગીત–સમાજમાં એક એવી માન્યતા પ્રચલિત છે કે સગીતનુ કેન્દ્ર રાજદરબારમા હતુ એટલે દરબારી કલાકારો જ સગીતકારો કહેવાય. આ માન્યતા ખરેખર વિચિત્ર છે તાનસેનના સગીતને નહિ જાણનાર ગવૈયાઓ પણ તેમને મહાન સગીતકાર તરીકે સ્વીકારે છે, જ્યારે સૂરદાસ અને ગોવિન્દદાસ કે જેમના પ્રતિ તાનસેન પોતે ખૂબ આદર ધરાવતા હતા તેમને ભજનો બનાવનાર માને છે ખયાલ અને ઠુમરી સગીત કહેવાય જ્યારે ઉચા તાલોમા રચાયેલા પ્રબન્ધો ભજનો કહેવાય આવી છે સગીત–સમાજની ઘટનાઓ

કલાનો પ્રવાહ એક અને અવિભાજ્ય હોય છતા સમયના વહેણ સાથે તેની શૈલીઓ બદલાતી રહે એ તેની પ્રકૃતિ છે અત્યારે અજ્ઞાન અથવા દુરાગ્રહના કારણે લગભગ પ્રત્યેક ક્ષેત્રમા અમુક જ શૈલીને સમગ્ર કલા તરીકે ઓળખવાના પ્રયત્નો થાય છે આવી પ્રવૃત્તિ સગીતની દુનિયામા પણ ચાલી રહી છે કેટલાક સગીતકારો અને તેમને લીધે શ્રોતાઓ દૃઢ માન્યતા ધરાવે છે કે ખયાલ એટલે ઉત્તર ભારતનુ સમગ્ર સગીત ખયાલ ગાયકી વિશેષ પ્રચારમા છે આ વાત જાણીતી છે પરતુ ધ્રુવપદ, ધમાર ટપ્પાઠુમરી આ

શૈલીઓ પણ ઓછાવત્તા પ્રમાણમાં ચાલુ છે. અને બધી શાસ્ત્રીય સંગીતની શૈલીઓ છે. ખયાલ કે ધ્રુવપદ સંગીત ખરું, પરંતુ સમગ્ર સંગીત નહિ. જો એક જ શૈલીને આવી કલા તરીકે આગળ ધપાવવામાં આવે તો દેખીતું છે કે સંગીતનાં બીજાં સ્વરૂપોને હાનિ થાય, સંગીત ખંડિત થઈ જાય.

સંગીત એટલે ગાવું અને બજાવવું. અને તેમાં જ તેની પર્યાપ્તિ. આ માન્યતા ભૂલ ભરેલી છે. કલાની પાછળ શાસ્ત્રની પીઠિકા એટલી તો શિથિલ થઇ ગઇ છે કે કેવળ પ્રયોગને જ કલા માની લેવામાં આવી છે. શાસ્ત્ર અને કલાના થયેલા વિચ્છેદને પરિણામે કલા યાંત્રિક બની ગઈ છે. સંગીતના અભ્યાસક્રમ ઉપર પણ ભૂલ ભરેલી માન્યતાઓની અસર થઈ છે. શિક્ષાનો આરંભ શૈલીથી ઘણે ભાગે ખયાલથી થાય છે. શાસ્ત્ર અને ઇતિહાસ તરફ ઉદાસીનતા રાખવામાં આવે છે. વિદ્યાર્થીઓનું દષ્ટિબિન્દુ આ રીતે શાળામાં જ સંકુચિત થઈ જાય છે. અને પરિણામે તેઓ કલાને યંત્રવત્ માનતા થાય છે અને એકાદ શૈલી અને તેના મર્યાદિત તાલોમાં જકડાઈ રહે છે.

આ યુગમાં સંગીતને હવે જનતા સુધી પહોંચાડવું પડશે. અભ્યાસક્રમમાં પણ એવાં પરિવર્તનો કરવાં પડશે કે જેનાથી વિદ્યાર્થીઓનું દષ્ટિબિન્દુ વિસ્તૃત થાય અને તેમને કલાનું સંપૂર્ણ જ્ઞાન મળે. સંગીતના સામાન્ય જ્ઞાનનો પ્રચાર સમાજમાં થવો તેટલો જ જરૂરી છે કે જેથી શ્રોતાઓ સમજપૂર્વક સંગીત સાંભળે. શ્રોતાઓની માગણી સંગીત સાંભળવાની હોવી જોઈએ. માત્ર ગવૈયાઓને સાંભળવાની નહિ !



# કેળવણી અને સંસ્કાર વિભાગ

## : શ્રી. લાલભાઈ ર. દેસાઈ :

શિક્ષણ અને સાહિત્યને જીવન્ત સંબંધ હોઈ સાહિત્ય પરિષદની પ્રવૃત્તિઓમાં શિક્ષણને અગત્યનું સ્થાન મળે એ ઉચિત છે, અને સાહિત્યકાર ન હોવા છતાં મારા જેવાને પણ આ સાહિત્યકારોની દુનિયામાં સ્થાન છે તે એજ દૃષ્ટિએ હોઈ શકે. શિક્ષણને સાહિત્ય સાથે કેટલો ગાઢ સંબંધ છે એના પ્રમાણરૂપ આજનું આપણું સમગ્ર સાહિત્ય લેખી શકાય. યુનિવર્સિટીઓની સ્થાપના થતાં આપણે અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ શરૂ કર્યો અને એ અભ્યાસે આપણા ગદ્યવિભાગમાં સારો સરખો ફાળો આપ્યો. આપણી કવિતાનાં વિવિધ અંગો પણ એ જ અભ્યાસમાંથી ઘડાયાં અને એ રીતે આપણા સાહિત્યનું સર્જન થયું. પરંતુ એ આપણું સાહિત્ય બીજી ભાષાઓની સરખામણીમાં આપણને સંતોષ આપે એવું છે કે કેમ, જગતનાં બીજાં પ્રગતિશીલ રાષ્ટ્રોના સાહિત્યની સરખામણીમાં આપણું સ્થાન ક્યાં છે વગેરે પ્રશ્નોની ચર્ચામાં હું ઊતરવા માંગતો નથી. આ જ સંમેલનમાં સાહિત્યનો એક સ્વતંત્ર વિભાગ છે અને ત્યાં એ પ્રશ્ન કદાચ ચર્ચાશે પણ ખરો, પરંતુ એક વાતનો નિર્દેશ કર્યા વિના રહેવાતું નથી કે આપણું જે સાહિત્ય આજે છે તેમાં રહેલી પ્રેરણા આપણા અનુભવ ઉપર રચાયેલી નથી પણ અન્યના અનુભવ ઉપર રચાયેલી હોઈ જોઇએ તેટલી પ્રાણવાન બની નથી. આપણા સાહિત્યમાં રહેલું પ્રેરણાબળ પશ્ચિમના સાહિત્યમાંથી મળેલું હોવાથી એ જોઇએ તેટલું અસરકારક નીવડ્યું નથી.

હવે આપણા સંમેલનનો આ વિભાગ જે કેળવણી અને સંસ્કારનો છે તે ઉપર આવું છું. કેળવણી અને સંસ્કાર નામ સૂચક છે. કેળવણી અને સંસ્કાર વચ્ચે શો સંબંધ છે એ સ્પષ્ટ કરવાનો મોહ હું છોડી શકતો નથી. ગુજરાતના સંસ્કાર–ઘડતરમાં ઘણાયે મુખ્ય યા ગૌણ પ્રવાહોએ કામ કર્યું છે એ સાચું છે. સાહિત્યક્ષેત્રમાં કાવ્ય, નવલકથા, નવલિકા અને નાટકો તેમજ અનુવાદોએ પોતાનો ફાળો આપ્યો છે; કેટલાયે શિક્ષકોએ અને શિક્ષણકારોએ એ સંસ્કારને જાગૃતિ અને બળ આપ્યાં છે. સમાજ સુધારકોએ એમાં પ્રાણ રેડી એનું સર્જન અને પોષણ આગળ ધપાવ્યું છે છતાં એ સંસ્કારો હજુ જોઇએ એટલા પ્રાણવાન બન્યા નથી: એમાં તેજ અને ઓજસ પૂરવાની જરૂર છે એમ તો સૌ કોઇને લાગશે.

હાલના આપણા સમાજની વાસ્તવિક પરિસ્થિતિના અનુસંધાનમાં કેળવણી અને સંસ્કાર એ બન્નેનો પરસ્પર સંબંધ વધુ પૃથક્કરણ માગી લે છે. પ્રશ્ન એ ઊઠે છે કે કેળવણી સંસ્કાર ઉપર અવલંબે છે કે સંસ્કાર કેળવણી ઉપર અવલંબે છે. વળી સંસ્કાર અને કેળવણી બન્નેનો કયો અર્થ ઘટાવવો એ પણ એક પ્રશ્ન છે. કેળવણીનો આપણો ખ્યાલ આજે તો નર્યા અક્ષરજ્ઞાન ઉપર જ બંધાયો છે. જે માણસ મોટા મોટા નિબંધો લખી જાણે, મોટાં મોટાં વ્યાખ્યાનો આપી જાણે, પોતાના વિચારો—મોટે ભાગે પારકાના વિચારો—અસ્ખલિત ભાષામાં કહી જાણે તે કેળવાયેલો કહેવાય. વળી, આજના સમાજમાં તો પૈસાવાળો એ કેળવાયેલો કહેવાય. એટલે કેળવણીનો અર્થ ભાષાપ્રદર્શન અથવા પૈસો એ સ્થિતિ થઇ છે. કેળવણીની સાથે વર્તનનો જે સંબંધ છે તે ભુંસાઈ જવા માંડ્યો છે અને છતાંયે વિચારશીલ પુરુષો કેળવણી અને રીતભાતનો સંબંધ જોઇ શકે છે. જેનામાં સુઘડ રીતભાત આવી નથી તે શીખેલો હોવા છતાં એને આપણે કેળવાયેલો કહેતાં અચકાઇએ છીએ. એનાથી ઊલટું, જો કોઈ માણસ શીખેલો ન હોય છતાં સુઘડ રીતભાત જાણતો હોય, સુઘડ વર્તનવાળો હોય તો એક અંશે આપણે એને કેળવાયેલો કહીએ છીએ.

આ તો વર્તનની વાત થઈ. વાણીની બાબતમાં પણ એવું જ છે. કેટલાક માણસો સુશિક્ષિત હોવા છતાં ગમે તેવા સમાજમાં અસભ્ય ભાષા બોલતાં અચકાતા નથી. પ્રાંતીયતાના ઓઠા હેઠળ અશ્લીલ ભાષા બોલ્યે જ જાય છે. એમને સભ્ય અને અસભ્ય ભાષા વિશેનું જ્ઞાન જ હોતું નથી એમ કહીએ તો ચાલે. એ બાબતમાં એઓ નિર્લજ્જ હોય છે. એવા માણસોને આપણે અણઘડ અથવા અવિનયી કહીએ છીએ. કેટલાક થોડો સંયમ વાપરી સ્ત્રીઓ અથવા પૂજ્ય માણસોની વચમાં અસભ્ય ભાષા બોલતા નથી, છતાં સરખેસરખામાં અસભ્ય શબ્દો વાપરવામાં આનંદ માને છે. એવા માણસોની વાણી કેળવાયેલી છે એમ તો આપણે ન જ કહી શકીએ. એનાથી પણ વધુ સંયમ દાખવનારા ખાનગીમાં, સરખેસરખામાં કે સમાજમાં અસભ્ય ભાષા બોલે નહીં, પરંતુ અસભ્ય ભાષા એમના મનમાં આવી જાય અને અતિશય સંતાપમાં હોય ત્યારે એવા શબ્દો એમની વાણીમાં આવી જાય. એવા માણસોની પણ વાણી કેળવાયેલી નથી એમ કહેવું પડે. એથી ઊલટું, એવા કેટલાયે નિરક્ષર માણસો છે કે જે અસભ્ય શબ્દો વાપરતા નથી. હા, કદાચ એમની વાણી પ્રાકૃત શબ્દોથી ભરેલી હોય, પણ એમાં અસભ્ય શબ્દો તો ન જ હોય. એઓ શિક્ષિત ન હોવા છતાં કેળવાયેલા છે એમ તો કહેવું જ પડે.

આજે તો આપણે કેળવણીને શિક્ષણના અર્થમાં જ લઈએ છીએ. શિક્ષણ નવી માહિતી આપે, નવું જ્ઞાન આપે, અને એ જ્ઞાન ઘણુંખરું પરોક્ષ જ હોય. ચોપડી મારફત કે શિક્ષકની વાણી મારફત. સ્વાનુભવનું એ જ્ઞાન ન હોય એટલે મોટે ભાગે એ પંડિતિયું જ્ઞાન હોય. આવું પંડિતિયું જ્ઞાન મેળવેલા માણસો સમાજમાં કેળવાયેલા ગણાય ખરા, પણ એ સાચા કેળવાયેલા નથી, કારણ એ જ્ઞાનથી નીપજતું જે વર્તન જોઈએ તે એના સ્વભાવમાં આવે કે કેમ એ શંકા. જ્યારે એ શિક્ષણને પ્રત્યક્ષ વર્તનમાં ઉતારવાની એનામાં જિજ્ઞાસા હોય, એ જિજ્ઞાસા એ પાર પાડે ત્યારે એનામાં સંસ્કાર બંધાય. એટલે કેળવણીથી સંસ્કાર બંધાય. પરંતુ ફક્ત સંસ્કાર બંધાય એ પૂરતું નથી. એ સંસ્કાર કેવો છે એ જોવું પડે. સંસ્કાર જો સમાજોપયોગી હોય અને નીતિવિહોણો ન હોય તો જ એ સાચો સંસ્કાર. ચોરી કરવાનું કે ખિસ્સાં કાપવાનું શિક્ષણ એના મેળવનારને ચોરી કરવાનું કે ખિસ્સાં કાપવાનું વર્તન કરવાનો સંસ્કાર આપે. પણ એ સંસ્કાર નીતિવિહોણો હોવાથી ન ખપે. નીતિવિહોણું શિક્ષણ નીતિવિહોણા સંસ્કાર આપે તો એ કેળવણી નીતિના વિચારથી અલગ પડી જાય. એવા સંસ્કારથી મનુષ્યનો વિકાસ ન સધાય. જે કેળવણી મનુષ્યના વિકાસને માટે જોઈતા સંસ્કારો ન આપે, જે નીતિના વિચારોથી અલગ હોય, જે નીતિવિહોણા વિચારો અને વર્તન આપે તે સાચી કેળવણી ન કહેવાય. કેળવણી લીધેલો માણસ જ્ઞાનની સાથે નીતિ, જનહિત, ઉપયોગિતા વગેરેના વિચાર કરે, કેવળ જ્ઞાન કે વાણીનો વિચાર ન કરે. એ ઉપરથી એમ કહેવું પડે કે જેનાથી જુદી જુદી દિશામાં મનુષ્યનો વિકાસ સધાય અને એ વિકાસ નીતિવિહોણો ન હોય, એ વિકાસ જનહિતનો હોય, એ વિકાસની ઉપયોગિતા સમાજ સ્વીકારે, તો જ એ કેળવણી કહેવાય. એનાથી મનુષ્યનાં શરીર, વાણી, મન, ટેવ, લાગણી, બુદ્ધિ વગેરેમાં વ્યવસ્થિતતા આવે. મતલબ કે મનુષ્યના વિકાસનાં વિવિધ ક્ષેત્રોમાં જ્યાં જ્યાં અવ્યવસ્થા હોય ત્યાં વ્યવસ્થા લાવી શકે એ કેળવણી કહેવાય અને એ દ્વારા મેળવેલાં વ્યવસ્થિત શરીર, મન, વાણી અને કર્મવાળાને આપણે સંસ્કારી કહીએ. એ ઉપરથી સમજાશે કે કેળવણીથી—સાચી કેળવણીથી—સંસ્કાર બંધાય છે. એટલે કેળવણી સંસ્કાર ઘડવાની એક ચાવી છે.

બીજી રીતે જોતાં, જ્યાં સંસ્કાર છે ત્યાં સાચી કેળવણી એની મેળે જ આવી રહે છે એમ કહીએ તો પણ ચાલે જ. હા, એ કેળવણી વાણીની અને અક્ષરની નહીં પણ વર્તન અને સ્વભાવ, મન, ચિત્ત, સંયમ અને વ્યવહારુ શક્તિની તો ખરી જ. ઘણાંયે કુટુંબો બિનકેળવાયેલાં છતાં ખાનદાન, ઉદાર મનવાળાં, પારકાનું મન પારખનારાં અને પારકાનો વિચાર કરનારાં જોઈએ છીએ, અને ત્યારે આપણને સ્વાભાવિક એમ થાય

છે કે આમને કોણ બિનકેળવાયેલા કહે એવા કુટુબોમા સસ્કારિતા છે, એમનામા પવિત્ર જીવનની સ્વાભાવિકતા છે, એમની અમુક શક્તિઓનો સુદર અને પરપરાનુકૂળ વિકાસ આપમેળે જ થયેલો છે, એમા સર્વ સાચી શક્તિઓનો સુમેળ છે

આમ બન્ને બાજુથી જોતા જણાશે કે કેળવણી સસ્કારને લીધે છે અને વળી સસ્કાર કેળવણીને લીધે બધાય છે અને નથી બધાતા બન્ને એકબીજા ઉપર અવલબે છે બન્ને એકબીજાના પૂરક છે એક સગીન બને તો બીજાને સગીન બનાવે કેળવણીનો અર્થ આપતા એક અગ્રેજ લેખકે કહ્યુ છે કે કેળવણી એટલે પરાપૂર્વથી મળેલા સસ્કારને પોષણ આપનાર શક્તિ. કેળવણી એ સસ્કારોને પોષે અને એ સસ્કારો સગીન બને એ લક્ષમા રાખે બીજુ કાઈ ન કરે તો કેળવણી વારસામા મળેલા સસ્કારોને નીચા તો ન જ પાડે જો કોઈ પણ કારણે એ નીચા જવાનો ભય ઊભો થાય તો જરૂર કેળવણીમા ખામી છે એમ કહેવુ પડે

આજની આપણી કેળવણી તરફ દૃષ્ટિ કરતા મીરાની "ઊડી ગયો હસ, પિંજર પડી તો રહ્યુ" વાળી પક્તિ યાદ આવે છે યુગપુરુષ નર્મદ કવિની "ગરવી ગુજરાત"નુ ક્યાયે દર્શન થતુ નથી ગરવી ગુજરાતનુ ગૌરવ અને ગુજરાતનો "ઝળાઝળ સબી રગ" પ્રકાશતો દેખાય છે આજે તો નર્મદ ગરવી સસ્કારને પોષતી સસ્થાઓ નધિયાતી બની ગયેલી દેખાય છે

આપણને સ્વાભાવિક પ્રશ્ન થાય કે આપણી ભાષા, આપણો શિષ્ટાચાર અને ટૂકમા આપણા સસ્કારનુ ઝરણુ આમ કેમ સુકાતુ જતુ હશે આ પ્રશ્નના ઉત્તર માટે આપણે ભૂતકાળના બનાવોનુ પૃથક્કરણ કરવુ પડશે. આ પૃથક્કરણ કરતી વખતે આપણા ઇતિહાસની આસપાસ પથરાયેલી કલ્પિત કથાઓ દૂર કરી પરખે અને સાચી વિજ્ઞાનપદ્ધતિથી હકીકત તપાસી જોઈશુ એમ કરવાથી આપણને સાચા કારણો જડશે અને એ દૂર કરવાના ઉપાયો પણ જડી આવશે

આપણે ઇતિહાસને વૈજ્ઞાનિક ઢબે ન તપાસતા આપણી સસ્કૃતિનો માન ખ્યાન કરી એનો આશ્રય લઈને જ બેસી રહ્યા છીએ આપણે ભૂલી ગયા છીએ કે સસ્કૃતિનો પ્રવાહ હોય છે અને એ પ્રવાહ ચાલુ રહે તો જ સસ્કૃતિ અને એ મારફત મળતા સસ્કારો સગીન રહે આપણે તો સસ્કૃતિની આજુબાજુ પાળ બાધી છે, અને એના પ્રવાહને નધિયાતો બનાવી દીધો છે ડગલે ને પગલે આપણે પ્રાચીન સસ્કૃતિનો આશ્રય લીધો છે અને વર્તમાન પરિસ્થિતિ પર દૃષ્ટિ ફેંકી પ્રાચીન સસ્કૃતિને યાદ કરી ફક્ત અફસોસ કરીને જ બેસી રહ્યા છીએ એને પરિણામે આદર્શ અને આચાર વચ્ચે એક મોટી ખીણ ઊભી થઈ છે આપણી દરેક સસ્થામા આ ખીણ—આ મહાખીણ—દેખાઈ આવે છે, પછી એ સસ્થા રાજકીય હોય, સામાજિક હોય કે શૈક્ષણિક હોય જે કેળવણીના પાયા ઉપર સસ્કારિતાની ઇમારત ચણી શકાય તે કેળવણીમા પણ આદર્શ અને આચારનો સેતુ આપણે બાધી શક્યા નથી. સાચી કેળવણી તો સસ્કાર-ઘડતરની ચાવી છે સાચી કેળવણી સમાજના પાયાની સસ્થા હોય એ પાયાને મજબૂત બનાવવો, એને વ્યવસ્થિત રાખવો, એ કામ આપણા કેળવણીકારોનુ અને સમાજ-સુધારકોનુ છે આ પાયામા ઊધઈ લાગે તો સમગ્ર સમાજમા ઊધઈ લાગવાની છે એ નિર્વિવાદ છે હકીકત તદ્દન સામાન્ય છે સહુને પણ દેખાય એવી છે અને છતા એ બાબતમા આપણી ઉપેક્ષાવૃત્તિ ચાલુ જ છે

કેળવણીનો વ્યાપક અર્થ લઈએ તો એ શાળામા અપાતુ શિક્ષણ નહી પણ સજોગો અને અનુભવોમાથી બાળકમા રહેલી સાચી સર્જક શક્તિને બહાર લાવવી તે. ટૂકમા બાળકોનો સર્વાંગી વિકાસ સાધવો તે. અત્યારે તો કેળવણીમા એક પ્રકારનુ યત્રીકરણ આવી ગયુ છે અને આપણુ માનસ જડ બની ગયુ છે તે યત્રીકરણથી

માનવપુષ્પ કહીએ ન ખીને બાળક તો ઊગતુ ફૂલ છે અને એ ફૂલમાથી જ સુંદર ફળ મળવાનુ છે એ ફળ તો ત્યારે જ મળે કે જ્યારે એ બાળછોડ ઉપર સંપૂર્ણ સંસ્કાર-સિંચન થાય એ સિંચન વિના બાળછોડમાથી કદી વિશાળ વૃક્ષ ઊભુ થાય જ નહિ એ સિંચન વિના તો બાળછોડ કરમાઈ જાય અને એમા રહેલી બધી શક્તિઓ બિનપાંગરી રહી જાય, અલોપ પણ થાય એટલે આજના કેળવણીકારે તો સાચા તત્ત્વદર્શી તરીકે જ્ઞાન અને અનુભવનો સમન્વય સધાય એ જોવુ જોઈએ કેળવણીમાં પ્રેમના આદર્શનગરના વર્તનનો ખ્યાલ ન રાખતા હાલનો સમાજ જેના સામૂહિક જીવનનુ અસ્તિત્વ દરેક વ્યક્તિના પરિશ્રમના અરસપરસના સંબંધ ઉપર આધાર રાખે છે તેવા સમાજનો ખ્યાલ રાખવો જોઈએ એ સમાજને પૂ મહાત્માજીએ સાચે જ દરિદ્રનારાયણ કહ્યો છે એ દરિદ્રનારાયણનો સાક્ષાત્કાર કરનાર યુગપુરુષે આપણને રાષ્ટ્રીયતાની પાયાની કેળવણી ચીંધી છે એમણે ઇતિહાસની કદીનુ યોગ્ય પરિમાર્જન કરી આપણને બતાવ્યુ છે કે સમાજનુ અસ્તિત્વ ઉપલા થરને, ઉજળિયાત કોમને શિક્ષિત બનાવવાથી ટકશે નહી, પરંતુ શ્રમજીવીના શ્રમમાથી ઉદ્ભવતી કેળવણીમાથી ટકી રહેશે એ જ કેળવણી સમાજની સંસ્કૃતિના વારસાને ટકાવી રાખશે અને એવી કેળવણીના પરિપાકરૂપે હિંદનુ દરેક બાળક ભવિષ્યમા સમાજનો બોજો વહેવામા, સમાજ પ્રત્યેની પોતાની જવાબદારી અદા કરવામા, સંસ્કૃતિના મોંઘા વારસાને વધારે ઉન્નત કરવા શક્તિ ધરાવશે આજની આપણી પુસ્તકલક્ષી કેળવણીએ આર્થિક અને સામાજિક અસમાનતા આણી, આપણી માનવતા હરી લઇ ભાઈભાઈ વચ્ચે કટુતા ઊભી કરી, એકલપેટા વૃત્તિ ઉપજાવી અને પોષી આપણી વૃત્તિ વર્ગભેદભાવ તરફ અને શોષણ નીતિ તરફ વાળી એમાથી નીકળવાનો સાચો માર્ગ આપણને એ યુગપુરુષે વર્ધા યોજના મારફત આપ્યો એમણે જૂની સંસ્કૃતિ સાથે સાથે નવી ગ્રામસંસ્કૃતિ, શ્રમપ્રધાન સંસ્કૃતિનો પ્રચાર કર્યો આપણામાના ઘણાને હજી એ સંસ્કૃતિની પ્રતીતિ થતી નથી એ મે જાણ્યુ છે હજી આપણને ઉજળિયાત સંસ્કૃતિનો જ મોહ છે અને એને લીધે આપણે સીધી કે આડકતરી રીતે એ સંસ્કૃતિને જ જાળવી રાખવાનો પ્રયત્ન પરોક્ષ કે અપરોક્ષ રીતે કરી રહ્યા છીએ જ્યાસુધી એ શ્રમપ્રધાન સંસ્કૃતિને આપણે અપનાવીશુ નહી અને શ્રમપ્રધાન, યજ્ઞપ્રધાન સંસ્કૃતિને પોષક કેળવણીને ઉત્તેજન આપીશુ નહી ત્યાસુધી આપણી દશા પાંગળી જ રહેવાની, પછી ભલે આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરી હોય કે ન કરી હોય કેળવણીએ તો સંયમ સેવા, સ્વાર્પણ અને સહકારના પાઠ શીખવવા જોઈએ એને બદલે આજે તો આપણે વર્ગસ્વાર્થના પાઠો શીખી રહ્યા છીએ એટલે જ્યાસુધી શ્રમપ્રધાન, યજ્ઞપ્રધાન કેળવણીને અપનાવીએ નહી ત્યાસુધી આપણને સિદ્ધિ વરી શકે જ નહી મારો આશય અત્યારે શ્રમ પ્રધાન કેળવણીની મીમાંસા કરવાનો નથી હુ તો એ વાત સ્પષ્ટ કરવા માગુ છુ કે જો કેળવણી સંસ્કૃતિની કરોડરજ્જુરૂપે હોય અને જો એનાથી રાષ્ટ્રનુ ઘડતર થતુ હોય તો જ્યાસુધી આપણા શિક્ષાપદ્ધતિનો સમભાર યજ્ઞપ્રધાન કેળવણી તરફ ન ઢળે અને એને અનુરૂપ પ્રાથમિકથી માંડી ઉચ્ચ કેળવણી સુધીની આપણી બધી શિક્ષણસંસ્થાઓનુ તંત્ર ન ગોઠવાય ત્યાસુધી પારકાના શ્રમ પર નાચનારી બેઠાડુ સંસ્કૃતિ કાયમ રહેવાની અને વાક્છટા ટાપટીપ આડંબર વગેરે આજની કેળવણીના અનિવાર્ય અંગો ચાલુ રહેવાના જ

આ પ્રસંગે શ્રમપ્રધાન—યજ્ઞપ્રધાન કેળવણી લીધેલા યુવાનનુ એક ચિત્ર આપવાનો મોહ છોડી શકાતો નથી

આ કેળવણી લીધેલો માનવી હોંશેહોંશે જીવતો હશે, સૌની સાથે હળીમળીને જગતના ગમે તે ખૂણામા, ગમે તે ધંધામા ગમે તે સ્થિતિમા સંતોષ કરતો હશે, હાથમા કોદાળી, પાવડો, દાતરડુ, ટોપલો કે તગારુ લઇ પરસેવાથી તરબોળ થયેલો ધરણીને પુજાવતો હશે, આત્મશ્રદ્ધાથી જે કામ હાથ પર લે તેને સુંદર રીતે પાર પાડતો હશે. નવા નવા સર્જનો અને રચનાત્મક કાર્યોમા ઓતપ્રોત થયેલો હશે, જીવનના વહેવારો રચનાત્મક રીતે ઉકેલતો હશે, કોઈ પણ કામમા હલકાપણ ન જોતા આનંદથી એમા મગ્ન થતો હશે અને જીવનભર સત્ય અને અહિંસાના મંત્રોનુ રટણ કરતો હશે એ માનવી જગતના સુખમા

ઉપન્ના જેવી જ પાયમાની જે જાતનુ સાહિત્ય આપણા બાળકો વાચે છે તેનાથી થાય છે ટ્રેનમા મુસાફરી કરતા અને સ્ટેશનો ઉપર વેચાતા સામયિકો વગેરેના વેચાણ ઉપરથી સમજાશે કે કઈ જાતનુ સાહિત્ય આપણી ઊગતી પેઢી વાચી રહી છે એવા ઊગતી પેઢીના માનસ અને જનમાનસ ઉપર ખરાબ અસર કરતુ સાહિત્ય તો ટાળ્યે જ છૂટકો બીજી જનમાનસ ઉપર અસર કરતા આપણા વર્તમાનપત્રોમા આપવામા આવતા સમાચારો, જાહેરખબરો અને ટુચકાઓ જોતા પણ જણાશે કે આપણો સમાજ, આપણા સમાજના સસ્કારો અને એનાથી ઉત્પન્ન થતી સસ્કૃતિ કઈ દિશામા જઈ રહ્યા છે પ્રત્યેક પુસ્તક કે સામયિક બહાર પડતાની સાથે એની એક નકલ સરકારમા મોકલવાનો રિવાજ છે એ રિવાજની સાથે સાથે એની એક નકલ આપણી પરિષદની કાર્યવાહી સમિતિને મળે અને એના ઉપર એ સમિતિએ આપેલા અભિપ્રાયો સરકાર સ્વીકારે તો વધુ નુકસાન થતુ અટકે સરકારને આ સ્વીકારવા દબાણ કરવુ જ જોઈએ આ બાબતમા આપણી પરિષદના પ્રમુખ જે જાતે ઊચા કેળવણીકાર હોઈ સાહિત્યસર્જક અને રાજદ્વારી પુરુષ છે તેનો લાભ આપણે કેમ ન ઉઠાવીએ ?

ખાસ કરીને નાની ઉમરના બાળકો માટેનુ સાહિત્ય હાલમા ઠીકઠીક પ્રમાણમા બહાર પડતુ જાય છે, પણ એનો પ્રકાર ગભીર વિચારણા માગી લે છે હળવી કાલ્પનિક વાર્તાઓથી ચારિત્ર્ય બધાતુ નથી, પણ શૂરવીર જીવનકથાઓ, સાહસિક પ્રવાસવર્ણનો, જીવનમા કોઈક વાર જોઈ અને અનુભવી શકાય તેવા પ્રસગચિત્રો દ્વારા ચારિત્ર્યનુ ઘડતર થાય છે. આજે બાળસાહિત્યની બાબતમા જે છૂટો દોર છે તેની ઉપર નિયત્રણની જરૂર જણાય છે એ નિયત્રણ સરકારી ન હોય તો ભલે, પણ સામાજિક નિયત્રણ તો જરૂર હોવુ જ જોઈએ બાળસાહિત્યસર્જનનુ કામ આપણી પરિષદે ઉપાડી લેવુ જોઈએ

આપણા યુવકોમાથી ધીરે ધીરે વાચનના ત્યાગની વૃત્તિ વધતી જાય છે તે આપણી કોલેજોના અધ્યાપકો સારી રીતે જાણે છે આજની કેળવણીને મે આગળ પુસ્તકિયા કેળવણી કહી પણ હવે તો એ પુસ્તકિયા પણ રહી નથી પરતુ વિવરણ–દીપિકા–દર્શનિયા થઈ ગઈ છે આવા બજારુ માર્ગદર્શકોની મદદથી વિદ્યાર્થીઓ પરીક્ષા પસાર કર્યે જાય છે એને પરિણામે વિચાર અને ચિતનનો ત્યાગ થયો છે અને ચિતન કે ઊડા અવગાહન વિના યોગ્ય જીવનમૂલ્યો નક્કી કરવાની શક્તિનો લય થઈ રહ્યો છે આજે તો ઉપરચોટિયા જ્ઞાનને મહત્ત્વ આપતી અને ફક્ત પ્રચારક મત્રોમા રાચતી વૃત્તિ કેળવાતી જાય છે એ ઉપર આપણા કેળવાયેલા વર્ગે ધ્યાન આપવુ જ રહ્યુ

સ્વરાજ્ય આવ્યા પછી આપણા વિદ્યાર્થીઓની શિસ્ત ઊચી જવાને બદલે નીચી જઈ રહી છે શાળા અને કોલેજોમા થતા તોફાનો, બહેનો પ્રત્યેનો અણછાજતો વર્તાવ શાળા–કોલેજોમા અને અન્ય વિદ્યાર્થીમડળોમા જાણ્યેઅજાણ્યે થતી ગેરરીતિઓ કેળવણીનુ અને શિસ્તનુ ઊતરતુ જતુ ધોરણ બતાવે છે લગભગ બધા પદવીદાનસમારભોમા એ અગે ચિતા વ્યક્ત થતા વ્યાખ્યાનો થાય છે અમદાવાદમા છેલ્લા પદવીદાનસમારભ વખતે ડૉ રાધાકૃષ્ણને એ અગે વિશદ પૃથક્કરણ કરતા અધ્યાપકો અને શિક્ષણ સસ્થાના સચાલકોનો વાક કાઢયો હતો એમનુ એ કથન સાચુ છે પણ રોગ એથી વધુ ઊડો છે અધ્યાપકો અને શિક્ષણસસ્થાના સચાલકો પણ સામાજિક બળો કે પોતાની રૂઢિગત માન્યતાના બધનમા હોય છે એટલે જે કૃત્રિમ કેળવણીપ્રથાનુ માળખુ આપણા દેશમા આપણી પરાધીનતાના કાળમા ઘડાય તે કાયમ રાખી એમા આપણે નવા સસ્કારો સિચવા માગીએ એ કેવી રીતે બની શકે ?

મે અત્યારિયા ઉપર અમદાવાદમા ભાષાપચ આવ્યુ હતુ એની આગળ સાક્ષી આપવા જવાનો પ્રસગ પ્રાપ્ત થતા અને એ પચની સાથે ચર્ચા કરતા કેટલાક સભ્યોનો હિદી અને અગ્રેજી ભાષા પ્રત્યેનો પક્ષપાત

દેખાઇ આવતો હતો, હિંદી ભાષાને કૉલેજોમાં શિક્ષણનું માધ્યમ નાખવાની જરૂર ઉપર ભાર મૂકાતો હતો મને સમજાતું નથી કે ક્યા સિદ્ધાંતાનુસાર આવી જાતનો આગ્રહ રાખવામાં આવે છે હિંદી કે અંગ્રેજી બન્ને ભાષાઓ શીખવાની અને એથી પણ આગળ વધી દુનિયાના કેટલાક દેશોની ભાષા શીખી લેવાની કોઈ ના પાડતું નથી વળી ખાસ કરીને જે જે ભાષાઓ સારી રીતે ખેડાયેલી છે, જેનું સાહિત્ય વિશાળ અને બહુલક્ષી છે તેવી ભાષાઓનો અભ્યાસ જરૂરી છે એવી એક બે ભાષાઓ આપણા નવયુવાનોને શીખવી પડશે આપણે એ શીખવી જ પડશે, પણ એ ભાષાઓને એટલા ખાતર માધ્યમ તરીકે ઠોકી બેસાડવાની વૃત્તિ તો કોઇ પણ કારણે સહી શકાય એમ નથી જ હિંદીને કોલેજોના માધ્યમ તરીકે અને અંગ્રેજીને ઉચ્ચતર શિક્ષણના માધ્યમ તરીકે ચાલુ રાખવાની જે વાત વહેતી કરવામાં આવે છે તે કેટલી પોકળ છે એ સૌ કોઇ જોઇ શકે છે. સ્વાર્થની ખાતર કે ગણ્યાગાંઠ્યા એક ટકાથી પણ ઓછા યુવાનોને મધ્યસ્થ સરકારમાં નોકરી મળે એ ખાતર કે દેશનો ઉચ્ચ કક્ષાનો કારભાર હિંદીમાં ચાલે તે ખાતર કે પરદેશ ખાતેનો વહેવાર અંગ્રેજીમાં ચાલે એ ખાતર અને એમાં ભાગ લેનાર એક કે દોઢ ટકાને ખાતર બાકીના ૯૮ કે ૯૯ ટકાની કેળવણી જોખમમાં મૂકવી એ ન્યાય્ય નથી, એ આજના લોકશાહી જમાનાને અનુકૂળ નથી આવું પરભાષી માધ્યમ ઠોકી બેસાડી ઊગતી પેઢીની બુદ્ધિનો વિકાસ અવરોધવો એ ઇષ્ટ નથી એક દલીલ હિંદીની તરફેણમાં કરવામાં આવે છે હિંદી અને ગુજરાતી વચ્ચેનો સંબંધ તો માસી અને મા જેવો છે વળી કેટલાક હિંદીના રસિયા ભાઈ તો "મા મરો, પણ માસી જીવો " ની કહેવત ટાંકી હિંદીને માધ્યમ તરીકે અપનાવવાનો પ્રચાર કરે છે. અમુક વહેવારની બાબતમાં એ કહેવત ભલે સાચી હોય, પણ એક વાત કોઈ જ ભૂલી શકે નહીં કે મા તે મા અને માસી તે માસી માસી મા બની શકે જ નહીં. હિંદીને માધ્યમ તરીકે સ્વીકારવાથી મોટા ભાગના બાળકોની બુદ્ધિનો વિકાસ અવરોધાશે જ અને જેમ અંગ્રેજી માધ્યમ દ્વારા મળેલી કેળવણી ફક્ત ઉપલા થરના અમુક માણસોને જ મર્યાદિત થઇ હતી તેમ આ હિંદી દ્વારા મળેલી કેળવણીનું પણ થશે. ફક્ત ટકાવારીમાં થોડો ફરક પડશે. આ વખતે મને મેકોલેની ચર્ચા વખતે હોરેસ વિલ્સને વાપરેલું એક વાક્ય જે આગાહીરૂપ હતું અને જે ઝાઝી પ્રસિદ્ધિ પામ્યું નથી તે યાદ આવે છે એણે કહેલું હતું કે Knowledge garbed into a foreign language will be the property of only the few who have leisure and opportunity to achieve it. એ વાક્યમાં રહેલું સત્ય આજે આપણે જોઈએ છીએ અને એની જ સુધારેલી આવૃત્તિ હિંદી માધ્યમથી જોવાની મળશે એમાં જરાયે શક નથી

પરદેશ વિદ્યાભ્યાસાર્થે જનાર, ઉચ્ચતર શિક્ષણ લેનાર અને એક યુનિવર્સિટીમાંથી બીજીમાં જનાર વિદ્યાર્થીઓનું શું એમ કહીને હિંદી અને અંગ્રેજીની જે હિમાયત કરવામાં આવે છે તે પણ એટલી જ પોકળ છે, માતૃભાષાને માધ્યમ તરીકે સ્વીકારનાર યુનિવર્સિટીઓએ હિંદી અને અંગ્રેજી ભાષાના અભ્યાસની — મની શકે તેટલા સંગીન અભ્યાસની—જોગવાઇ પોતાના અભ્યાસક્રમમાં કરેલી છે જ. જો સાત વરસના અંગ્રેજીના અભ્યાસ પછી એક બાળક અંગ્રેજીનું કૉલેજનું માધ્યમ વેઠી શક્યું તો સાત બનકે આઠ વરસનું મોટી ઉમરે કરેલું અંગ્રેજીનું અધ્યયન એને જરૂર અંગ્રેજી દ્વારા ઉચ્ચતર શિક્ષણ માટે લાયક બનાવશે જ. અને એ જ પ્રમાણે સાત વરસનો માસી ભાષાનો અભ્યાસ કોઈ પણ બાળકને જરૂર પડ્યે હિંદી માધ્યમવાળી કૉલેજમાં અભ્યાસ કરવાને માટે લાયક બનાવશે જ. પણ એવા કેટલાક સંજોગવશાત્ માવિત્રોના થતા બાળકને ખાતર દેશના સઘળાં બાળકોની મા મારી નાખવાનો સિદ્ધાંત કબૂલ કરવા કોઈ પણ શિક્ષિત યુવાન આજે તૈયાર ન થાય.

ભાષાપંચ સાથેની ચર્ચા દરમ્યાન પારિભાષિક શબ્દોનો મુદ્દો પણ ચર્ચાયો હતો એ પારિભાષિક શબ્દોનો કોશ તૈયાર કરવાનું કામ આપણી પરિષદે ઉપાડી લેવું જોઈએ એમાં પૂર્ણતાનો ખ્યાલ ન રાખતાં કામ તુર્ત કામચલાઉ ભલા પણ સર્વમાન્ય નાશ વિના વિલંબે તૈયાર થવો જોઈએ આગળ ઉપર જેમ જેમ જરૂર જણાય તેમ તેમ એમાં સુધારા વધારા કરવાને અવકાશ હોવો જ જોઈએ એ માટે એક મધ્યસ્થ સમિતિની જરૂર પડે એ માટે બીજી ભાષાઓમાં વપરાતા શબ્દો પણ જોવા પડે અને એ બધી કાર્યવાહી માટે જોગવાઈ કરવી પડે પણ એમાં આપણી પરિષદે પહેલ કરવી જોઈએ એ બાબતમાં ભૂતકાળમાં કેટલાક પ્રયત્નો થયા છે એ પ્રયત્નો અમુક અંશે સફળ નીવડ્યા છે અને એ પ્રયત્નોના પાયા ઉપર આપણે એ કામ આગળ વધાવવું જોઈએ આજે તો એ કામ યુનિવર્સિટીનું છે એમ કહી આપણે કોઈ પણ જાતની પહેલ કરવા માગતા જ નથી પરાવલંબી વૃત્તિ ધારણ કરી બેસી રહેવાનું ન પાલવે

ભલે આપણા રાજ્યકર્તાઓ બીજા પ્રશ્નોને અગત્યના ગણી એની પંચવર્ષીય કે દશવર્ષીય યોજના ઘડતા હોય, પણ રાષ્ટ્રનો સૌથી અગત્યનો પ્રશ્ન કેળવણી છે જે સ્વતંત્રતા આપણે પ્રાપ્ત કરી છે તે સ્વતંત્રતા માત્ર લશ્કરથી કે ઉદ્યોગોના નામોથી ટકવાની નથી એ સ્વતંત્રતા તો સાચી કેળવણીથી જ ટકી શકે અને એટલા ખાતર એ અગત્યના પ્રશ્ન તરફ આપણે લોકોનું લક્ષ કેન્દ્રિત કરવું જોઈએ એ માટે જોઈતી હવા પેદા કરવા માટે કાર્યક્રમો યોજાવા જોઈએ એને શિક્ષણસપ્તાહ કહો બીજું કોઈ નામ આપો, પણ એ માટે પ્રયત્નો થવા જ જોઈએ નવમા મહિને ભાગોને અનુકૂળ હવામાન હોય તેવો સમય પસંદ કરી દર વરસે પાંચ કે દશ દિવસ સુધી નાનામાં નાના ગામડાથી માંડી મોટામાં મોટા શહેર સુધી સર્વ જગ્યાએ શૈક્ષણિક ઉત્સવો યોજવાની ગોઠવણ કરવી જોઈએ એ માટે કાર્યક્રમોની એક સામાન્ય રૂપરેખા ઘડી એ રૂપરેખા અનુસાર દરેક ગામે શહેરે, જિલ્લાએ, પ્રાંતે, એક પ્રચંડ આંદોલન શરૂ કરવું જોઈએ એ અંગે રમતગમતની હરીફાઈઓ યોજાય ચર્ચા પરિષદો ભરાય, નાટ્યસમારંભો થાય, નાનાથી મોટા સર્વ બાળકો એમાં ભાગ લે, એ પ્રસંગે દરેક નાગરિકમાં કેળવણી પ્રત્યેનો ઉમળકો આવે, એવું વાતાવરણ ફેલાવવું જોઈએ એવા સત્રો દરમ્યાન જરૂર પડયે શિક્ષણસહાયક ફંડ પણ ભેગું થઈ શકે વળી એ વખતે બાળકોએ પ્રાપ્ત કરેલી સિદ્ધિઓનું પ્રદર્શન ભરાય, જુદા જુદા દેશોમાં કેળવણીમાં કેવો રસ લેવાય છે, કેવી સંસ્થાઓ છે. કેવા જુદા જુદા ક્ષેત્રોમાં એ કામ થઈ રહ્યું છે અને એવી બીજી વાતો ચલચિત્રો દ્વારા બતાવી શકાય. એવી જાતનું વાતાવરણ યોજી રાષ્ટ્રના બાળકો એ આપણા જ બાળકો છે, એમને માટે આપણે યથાશક્તિ ભોગ આપવો જ જોઈએ બાળકો આપણું રાષ્ટ્રધન છે, એમને માટે આપણે કંઈક ત્યાગવૃત્તિ કેળવવી જ જોઈએ, એવી ભાવના જાગ્રત કરવી જોઈએ જો આવી ઉજવણી થાય તો મારી ખાતરી છે કે પાંચ દસ વર્ષમાં આપણી પ્રજાની રોનક બદલાઈ જશે. આપણામાં જે શક્તિ છે તે અખૂટ છે અને એને સંગઠિત કરી જો આપણે પ્રયત્ન કરીએ તો જરૂર આપણી સંસ્કૃતિને આપણે નિર્ભય કરી શકીએ

મારે જણાવવું જોઈએ કે સાહિત્યજગતથી હું જેટલો દૂર છું તેથી પણ રાજકીય જગતથી વધુ દૂર છું હું આજીવન શિક્ષક રહ્યો છું, અને રહેવા માગું છું એટલે હું કંઈ ચળવળિયા તરીકે આ વિધાનો કરતો નથી પણ કેળવણીના ક્ષેત્રમાં કામ કરનાર મારા જેવા અનેક જે મનો વ્યથા અનુભવી રહ્યા છે તેમના વતી એક અદના સેવક તરીકે બોલું છું રખે કોઈ એમ માને કે હું શાળાઓ અને કૉલેજોમાં અપાઈ રહેલી કેળવણીનો દુશ્મન છું—જો એમ હોત તો એ જ શાળાઓ માટેના શિક્ષકો તૈયાર કરવાનું કામ મેં માથે ન લીધું હોત રખે કોઈ એમ પણ માને કે હું અંગ્રેજી કે હિંદી ભાષાનો વિરોધી છું એ બન્ને ભાષાઓ આપણે આપણી કરવાની છે જ, પણ તે માસી અને બહેન તરીકે નહીં કે મા તરીકે

શ્રમપ્રધાન કેળવણીનો હુ હિમાયતી છુ, મને એમા શ્રદ્ધા છે અને એ ક્ષેત્રમા મને જે કાઇ અનુભવ મળ્યો છે તેનાથી મારી શ્રદ્ધા અનેક ગણી વધી ગઇ છે મે એમા શુ કર્યું અગર શુ ન કર્યું એની ચર્ચા કરવાનો આ પ્રસગ નથી મે આપની આગળ મારા અનુભવો અને માન્યતાઓ ઉપર બધાયેલા વિચારો કહ્યા છે એમાથી યોગ્ય લાગે તેટના લઈ એની ઉપર આપને વિચાર કરતા કરી શક્યો હોઉ તો એટલાથી મને સતોષ રહેશે

# પત્રકાર વિભાગ

## — લોકશિક્ષણ, સાહિત્ય અને પત્રકારી —

: શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ :

**મિત્રો,**

પત્રકાર વ્યવસાયના આચાર્યો, ગુરુજનો, તથા સાથી મિત્રો— સાનુ સ્મરણ કરીને આજનુ આપણુ કામ શરૂ કરુ છુ એમા આપ સૌના સહકાર અને શુભેચ્છાને માટે વિનતી છે

ગુજરાતી સાહિત્ય સમેલનના પત્રકાર વિભાગનુ પ્રમુખપદ આપવા માટે હુ આપ સૌનો આભારી છુ વરસોથી મારુ કામ મુખ્યત્વે ગૂજરાત વિદ્યાપીઠ અને નવજીવન એ બે સસ્થાઓની સેવાનુ રહેલુ છે આ સસ્થા તરફથી ચાલતા માસિક પત્ર ' શિક્ષણ અને સાહિત્ય ' ના તત્રીનુ કામ કરુ છુ અને સ્વ શ્રી કિશોરલાલભાઈના પછી ' હરિજન ' પત્રોનુ તત્રીપદ પણ સભાળુ છુ આ વિભાગના પ્રમુખસ્થાને મારી વરણી થઇ છે તેમા નડિયાદના મારા હમવતની ભાઇબહેનોએ મારા પ્રત્યે જે મમતા બતાવી છે, તેની કદર કરુ છુ પરતુ આ પદ માટે મને જો કોઇ રીતે યોગ્ય માન્યો હોય, તો તેનુ માન ખરુ જોતા એ પત્રોને અને તેમના મહાન સસ્થાપક પૂ ગાધીજીને જાય છે, એમા મને શક નથી

### ' સરસ્વતીચંદ્ર ' કારને શ્રદ્ધાજલિ

આપણા ગુજરાતીભાષી લોકોને માટે એક યાદગાર પ્રસગે આ સમેલન મળે છે આપણા મહાન ' સરસ્વતીચદ્ર ' કારની જન્મશતાબ્દીનુ પર્વ ઊજવવાને નિમિત્તે આ બેઠક અત્રે મળે છે આપણી ભાષાના એ સાક્ષરકુલગુરુને આપણે કદી ભૂલી શકીએ એમ નથી તેમનો અક્ષરદેહ આપણા સાહિત્યનુ અમર અગ છે એટલુ જ નહિ, એ એક મોટો યુગસ્તભ છે એની સાહિત્યિક સમીક્ષા કરવાનુ સ્થાન આ વિભાગ ન ગણાય તેથી મારે એમા ઊડે ન જવુ જોઇએ, અને આપનો વખત ન લેવો ઘટે પરતુ આ વિભાગ તરફથી પણ આપણે તેમને અંજલિ આપવી જોઇએ અને કૃતજ્ઞતાપૂર્વક તેમનુ પુણ્ય સ્મરણ કરવુ જોઇએ, એમા આપ સૌ સમત થશો તેથી શરૂમા એમને વિષે બે બોલ કહુ તો તેને આપ અસ્થાને નહિ માનો અને અગત રીતે જોતા મારે માટે એ ગજા બહારનુ છતા, અનધિકાર ચેષ્ટા નહિ ગણો એવી વિનતી છે

અંગ્રેજોનું રાજ્ય સ્થપાતાં અંગ્રેજી શિક્ષણ અને તેના વિચારો આપણે ત્યાં આવ્યા એણે આપણી પ્રજાના ભાષા, સાહિત્ય તથા રાજકીય અને સામાજિક જીવન ઉપર જે અસર પાડી નવો પ્રભાવ અને નવી છટા આણ્યા, તેની આમૂલાગ્ર સમીક્ષા 'સરસ્વતીચંદ્ર' દ્વારે કરી તેનું પ્રતિમત ચિત્ર રજૂ કરવા માટે, તેમણે નવલકથાનું સાધન વાપર્યું, અને ભણેલો, પણ કેટલાયને કદાચ નહિ ગણેલો લાગે, એવા સરસ્વતીચંદ્રનું પાત્ર સર્જ્યું – જેની અસર કેટલાયના ભાવનાશાળી માનસ પર પડી હતી. ૧૯મા સૈકાને અંતે નીતરી રહેલી અંગ્રેજી રાજ્યની સાંસ્કૃતિક અસરનું એક પ્રગલ્ભ ચિત્ર—કહો કે એક પરિપૂર્ણ સંસારદર્શન આપણને તેમણે આપ્યું આજે એ ચિત્ર અમુક અંશે ભૂંસાઈ ગયું છે, જ્યાં અંગ્રેજી શિક્ષણની પેદાશનો ઉમદા નમૂનો જોવો હોય, તો 'સરસ્વતીચંદ્ર'નું પાત્ર જુઓ એમ કહી શકાય

ગોવર્ધનરામભાઈ જેવા સમર્થ શબ્દસ્વામી આ ચિત્ર પત્રકાર તરીકે પણ આલેખી શકત. સાહિત્યકાર અને પત્રકાર બંને શબ્દ દ્વારા કામ લે છે, છતાં એમની રીતમાં ફરક જરૂર છે પરંતુ શિક્ષક કે સાહિત્યકારની પ્રતિભા પત્રકારની મૂળ પ્રકૃતિથી તદ્દન જુદી નથી તેથી જ આપણે જોઈએ છીએ કે સમર્થ પત્રકારો શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રમાં પણ વિચરતા કે વિચરી આવેલા લેખકો શિક્ષકો હોય છે ૧૯મા સૈકાના 'સરસ્વતીચંદ્ર' જેવો દાખલો ૨૦મા સૈકાનો લઉં તો ગાંધીજી ગાંધીજીની પ્રતિભા અને પ્રકૃતિ જુઓ તો તે સહજ સિદ્ધ લોકશિક્ષક હતા કલમ પણ તેમણે ચલાવી જાણી પરંતુ તે કર્મયોગી હોઈ, એમની શક્તિ શિક્ષક લેખક કરતાં બહુધા પત્રકાર રૂપે પ્રગટી સ્વ. શ્રી ગોવર્ધનરામભાઈનો જમાનો જુદો હતો કે શાથી એ કોણ જાણે — પ્રકૃતિથી તે પ્રત્યક્ષ કાર્યના કરતાં ચિંતનમનન વધારે પસંદ કરતા જ્ઞાનયોગી હતા તેથી કદાચ હોય,—તેમણે પોતાને માટે સાહિત્યસર્જનનું સાધન પસંદ કર્યું છે અને તેને ધન્ય કર્યું નર્મદ પેઠે 'દાંડિયો' કાઢીને સુધારાની નોબત ન બેસાડી જોકે આપણા લોકજીવનમાં તે સુધારા નહોતા ચાહતા કે વિચારતા એવું નથી અથવા તો ગાંધીજી પેઠે 'નવજીવન'ની આરાધના તેમણે ન માંડી જોકે દેશમાં નવ જીવન જ હોય એના મનોરથો તે નહોતા સેવતા એમેય નથી

પ્રકૃતિએ કરીને ગોવર્ધનરામભાઈની પ્રતિભા સાહિત્યસાધના તરફ વળી એ ખરું, છતાં આપણે પત્રકારો પણ તેમને અમુક મમતાથી નવાજી શકીએ કે, તેમણે વૃત્તવિદ્યા કે પત્રકારકળાના ક્ષેત્રને પણ પ્રસાદ ચખાડ્યો છે શબ્દ, ઊર્મિ અથવા વિચાર દ્વારા પ્રજાનું માનસ અને તેના સંસ્કાર ઘડવા તથા સુરુચિ કેળવવી એ શિક્ષણ અને સાહિત્ય પેઠે પત્રકારની વૃત્તવિદ્યાનું પણ હાર્દ હોય તો તેવી વ્યાપક દૃષ્ટિએ જોતાં, 'સરસ્વતીચંદ્ર' દ્વારા પત્રકારના એ ગુણધર્મો સારી રીતે ધરાવતા હતા એમ કહું, તો મારા વિવેચક મિત્રો વાંધો નહિ લે એવી આશા છે

'સરસ્વતીચંદ્ર'ના પાનાં હું એક વાર ઉથલાવી ગયો છું એમ જ કહેવું ઠીક થશે, કેમકે અંગ્રેજી રાજ્યઅમલમાં પેદા થયેલા આપણા ઉપલા વર્ગની જીવન-સમીક્ષા કરતા એ ચાર ગ્રંથને ઘટે એવું ઊંડું અધ્યયન કર્યાનો દાવો હું મુદ્દલ કરી શકું તેમ નથી એક વાર તેને જોઈ જવાથી જ્ઞાન અનુભવ અને ચિંતનના એ ભંડારને કોઈ રીતે ન્યાય આપ્યો ન કહેવાય એના આછાપાતળા પરિચયથી પણ એક વસ્તુની મારા ઉપર છાપ પડી છે તે એ છે કે, એ ગ્રંથના કેટલાક ભાગો જોઈએ, તો તેમાં ઉમદા વૃત્તવિવેચકને શોભાવે એવા શૈલી, ભાષાપ્રવાહ અને અભ્યાસ તથા મનન જોવા મળે છે, તથા એક આબાદ રિપોર્ટર કે વૃત્તનિવેદકને સુંદર દૃષ્ટાંતરૂપ બને એવી વૃત્તનિરૂપણકળાની તેમાં ઝાંખી થાય છે તથા પત્રકાર પાસે જે બહુશ્રુતતા, રસજ્ઞતા, નીડરતા અને સમાજના રાગરંગની પરખ ઈત્યાદિનું ભાથું જોઈએ, તે તો ગયા યુગના આપણા આ વિચારસ્વામી

પાસે અપાર હતુ સમર્થ સાહિત્યકારમા બાહોશ પત્રકારના ગુણો સહેજે હોય છે કવિ, સાહિત્યકારની સાધના પેઠે પત્રકારની પ્રવૃત્તિ પણ એક સાધના જ છે એક રીતે જોતા, વિશ્વના આ પ્રિય અને સુન્દર ભેદમા અભેદની જ ઉપાસના તેઓની છે લોકજીવન કે સસારના નખ અને અલખ બને પાસા ઉપર પત્રકાર તેની સદા જાગ્રત નજર રાખે છે તેની નાડ પર હાથ રાખવા માગે છે જગતના જીવનની અપાર અને વૈવિધ્યપૂર્ણ રમણીયતામા પણ એ જનાર્દનનુ રુદ્રમગળ રૂપ સૂત્રરૂપે રહેલ છે, એવી શ્રદ્ધાની જરૂર પત્રકારને પણ છે તેથી કરીને, જનતા અને જનાર્દનમા અભેદનો દ્રષ્ટા બનવુ અને તેની ઝાખી જગતના સદા પલટાતા રહેતા રગરગોમા પણ પોતાની કલમ દ્વારા બતાવતા રહેવુ એને હુ પત્રકારની સાધનાનુ ચરમ રહસ્ય સમજુ છુ, સ્વ ગોવર્ધનરામભાઈ આ દષ્ટિએ એક સમર્થ પત્રકારના ગુણો પણ વ્યક્ત કરે છે ભલે ધધે તે પત્રકાર ન થયા

## વૃત્તપત્રનુ સાહિત્યમાં સ્થાન

સ્વ. ગોવર્ધનરામભાઇને અજલિ આપતા, હુ એક ચર્ચાસ્પદ સવાલ છેડી બેસુ કહેવાઉ તે એ કે, વૃત્તપત્ર પણ સાહિત્યમાં ખપે કે નહિ ? સાહિત્ય પરિષદના મચ પરથી આ અગાઉ અનેક સમર્થ સાક્ષર અને વિદ્વાન પુરુષોએ ભારે અધિકારપૂર્વક આ પ્રશ્નની ચર્ચા કરી છે મને લાગે છે કે, આ સવાલને આપણે ટૂકમા જ પતવી શકીએ અને તે એ કે, આપણે અહી ગુજરાતની પત્રકાર પરિષદમા નથી મળતા, પરતુ સાહિત્ય પરિષદમા મળીએ છીએ મતલબ કે, એમ કરતા અજાણ્યે આપણે ઉપરના સવાલનો કામચલાઉ ઉત્તર તો આપી જ ચૂક્યા છીએ કે, અમે પત્રકારી અને વૃત્તવિદ્યાનો વિચાર મુખ્યત્વે સાહિત્ય દષ્ટિએ કરવા માગીએ છીએ વૃત્તપત્ર અમુક દષ્ટિએ અથવા અમુક અશે સાહિત્ય ખરુ છે જ, તેથી પત્રકારી અને વૃત્તવિદ્યા શિક્ષણ અને સાહિત્યના ક્ષેત્રમા આવે છે અને એના ઉપાસકો—એટલે કે, પત્રકારો પણ સાહિત્ય સર્જનના વ્યવસાયમા જરૂર પોતાનો ભાગ ભજવે છે રસ્કિન પેઠે ગ્રથ અને વૃત્તપત્ર વચ્ચે ભેદ પાડીને ભલે કહેવુ હોય તો કહો કે તે અનુક્રમે ચિરજીવી અને ક્ષણજીવી સાહિત્ય છે જોકે એ પણ પૂરેપૂરુ સાચુ તો નહિ જ ગણાય, કેમ કે ગ્રથમાત્ર ચિરજીવી નથી હોતા અને વૃત્તપત્રના એવા ધડવૈયાઓ પણ જગત સાહિત્યમા જાણીતા થયા છે કે જેમના લખાણો લાબા કાળ સુધી વચાતા રહ્યા છે

પરતુ આ કદાચ અવાસ્તવિક લાગતી ચર્ચાની પાછળ મુદ્દો જુદો છે પત્રકાર અને સાહિત્યકારના કામમા ફરક નથી એમ તો ન કહી શકાય શિક્ષણ સાહિત્ય અને વૃત્તવિચાર ત્રણે અક્ષરબ્રહ્મની ઉપાસના કરે છે, પણ તેમનો પૂજાપો અને નૈવેદ્ય આદિ જુદાં જુદાં હોય છે ત્રણે ક્ષેત્રોમા નિરાકાર ભગવાનનુ આવાહન કરવામા આવે છે, પરતુ તેની ફલશ્રુતિ જુદી પડે છે રોજિદુ પત્ર સાહિત્ય બને છે તેના સપાદકની પ્રતિભાથી. એ ઉપમાની પરિભાષામા કહુ તો સાહિત્યકૃતિ એક સુઘડ અને સુયોજિત ઇમારત જેવી છે તેનો યોજનેર તેના બધા અશોમા જઇને તેની રચના કરે છે એણે આખો ઘાટ ઉતારવાનો હોય છે વૃત્તપત્ર પેઠે એ કોઈ કાળ સાથે વહેતી રહીને બનતી જતી રચના નથી ત્યારે વૃત્તપત્ર તો, એમ કહો કે, રોજિદી પડવાની રહેતી એ એક ઇટ જેવુ છે જેવો સમય તેવી ઇટો પડયા કરે તેમા એકરૂપતા ન હોય, કેમ કે રોજની ઇંટ રોજના જેવા રગ હોય તવી બનશે અને તે લોકમાનસની ચિત્તભૂમિમા ચણાતી રહેશે અને આ ક્રિયા પત્રકારના હાથમા નથી, તે તે ચિત્તને હસ્તક છે પરતુ પત્રકાર તેની ઇટ પાડવામા જરૂર ચાતુરી બતાવી શકે છે તેમા તે પોતાનો પ્રભાવ રેડી શકે છે એનો આધાર એની ગુણજ્ઞતા તથા કાર્યદક્ષતા અને પ્રજાકલ્યાણની આતુરતા ઉપર રહે છે આને સારુ તેણે જ્ઞાનવિજ્ઞાનમા બહુશ્રુતતા વગાવવી જોઇએ એટલુ જ નહિ, લોકહિત–દષ્ટિએ તત્કાળ જે કોઇ સવાલ ઊઠે તેને પામવાને માટેની સશોધકતા, વિદ્વત્તા તથા જાગ્રત અને શીઘ્ર બુદ્ધિ પણ દાખવવી જોઇએ આ કાર્યમા ભારે શ્રમ આવે છે વિવેકની જરૂર પડે છે અને અમુક વિઘ્ન જવાબદારી

## પત્રકારી અને ભાષાનો પ્રશ્ન

ગયો જમાનો એવો હતો કે, આ કામ અંગ્રેજી છાપા વગર સારી રીતે થઈ શકતા હશે એમ જ છે એનું કારણ ઉઘાડું છે—અંગ્રેજી ભાષાનું સર્વદમનકારી પ્રભુત્વ અને વર્ચસ્વ હવે એ વસ્તુ ફરવા લાગી છે પરંતુ એ ફેરફારનો ન્યાય હજી નક્કી થઈ રહ્યો છે, તેનો તોડ આવવો બાકી છે આશા રાખીએ કે રાષ્ટ્રપતિએ નીમેલું હિંદી કમિશન કાઇક આ દિશામાં મદદરૂપ માર્ગદર્શન કરાવશે

એક એવો વાદ જાણવા મળ્યો કે, શિક્ષણમાં જ નહિ, પત્રકારીમાં પણ હિંદની બધી ભાષામાંથી રાષ્ટ્રભાષા જેને આપણે ગણી છે, તેનું જ મુખ્ય વજન રહે અને આગળ જઈને જેમ શિક્ષણમાં માધ્યમ હિંદી રહે તો દેશની એકતા વધે એમ કહેનારા જાગ્યા છે, તેમ વૃત્તવિદ્યા અંગે પણ એમ કહેનારા કેટલાક જાગ્યા છે કે, છાપાં હિંદીમાં કાઢો તો રાષ્ટ્રીયતા વધે! અને આગળ જઈને આ જ કાચા વિચારને ન્યાયે રાજ્ય-રચના કમિશને પણ એવું જ કહ્યું ને કે, બે-ભાષાભાષી પ્રાંત ભેગા રહે, તો તેનાથી રાષ્ટ્રની એકતાનું સારું સેવન થઇ શકે છે! આ દલીલનો ન્યાય જો સાચો હોય, તો ગુજરાત મહારાષ્ટ્ર કર્ણાટક મુંબઈ રાજ્યમાં ભેગા રહ્યા અને હૈદરાબાદ રાજ્યમાં પણ ત્રણ ભાષાપ્રદેશ ભેગા રહ્યા, છતાં એકતાનું શું થયું! પ્રજાની એકતા મનનો ભાવ છે તે કેળવવાને માટે ભાષાનું સાધન છે એ પણ ખરું, પણ તે અમુક જ ભાષા છે એમ કહેવું એ તદ્દન પાયા વગરની વાત છે. હિંદમાં ગાંધીજીના નેતૃત્વ તળે આપણે જે એકતા અને રાષ્ટ્રભાવ સાધ્યા, તે આપણી બધી જ ભાષાઓ દ્વારા એકસાથે કામ કરવા લાગ્યા, તેથી જ બન્યું, એ કેમ ભૂલી જઈ શકીએ? છાપું હિંદીમાં છપાય તેથી આપોઆપ એકતા ન આવે અને ગુજરાતીમાં હોય તેટલા માત્રે તે એકતા કાંઈ ભાંગી જાય, એમેય નહિ રાષ્ટ્રીય એકતાનું આરાધન કરવું હોય, તો લોકોની જ ભાષાઓમાં એ પરિશીલન કરવું જોઇશે હિંદની દેશી પત્રકારી પર આ જવાબદારી આવે છે પ્રદેશભાષાને લઇને સંકુચિત પ્રાદેશિક સ્વાર્થ તેમાં આવે, તો તે ભાષાને લઇને નહિ, પણ આપણાં સાંકડા થયેલા મનને લઇને એટલે એનો દોષ ભાષાને દેવાની ભૂલ ન કરીએ, એ ખબરદારી રાખવાની સાફ જરૂર છે નહિ તો દેશની સાંસ્કૃતિક અને રાષ્ટ્રીય પ્રગતિને ભારે ધક્કો લાગશે

## પત્રકારી અંગેના વિવિધ સવાલો

મિત્રો, અત્યાર સુધી મેં કેટલીક છૂટક વાતો જ કરી છે પત્રકારકળાના અનેક પાસા છે, તેના અનેક સવાલો છે આપણા વૃત્ત-સાહિત્યે એક નવી જ મજલ કાપવાની આવી છે આપણે પહેલી વાર આખા જગતની ભૂમિકામાં આપણા સવાલો જોવા, ચર્ચવા, તથા નિરૂપવાની સ્થિતિમાં આવ્યા છીએ આઝાદી બાદ આવી મહત્ત્વની આપણી રાષ્ટ્રીય અક્ષર-પ્રવૃત્તિને અંગે સાંગોપાંગ વિચાર કરવા માટે, સરકારે પ્રેસ કમિશન નીમેલું, તેનો હેવાલ અત્યારે ચર્ચાઈ રહ્યો છે કેટલાય મહત્ત્વના સવાલો તેણે રજૂ કર્યા છે અને તેના ઉપર સૂચના કે એ બધાને એક રીતે જોતાં આપણે અહીં એમ કરીને છોડીએ કે, અમે ગુજરાત પત્રકાર પરિષદ નથી માટે કબૂલ કરવું જોઈએ કે, એ હેવાલનો મેં અભ્યાસ પણ કર્યો નથી પરંતુ પત્રકારના કામકાજ વિષે કેટલાક મૌલિક વિચારો એવા છે કે જે આપણે અહીં કરવા ઘટે જેમ કે, પત્રની નીતિ, પત્રકારની સ્વતંત્રતા, પત્ર પર મૂડીવાદનો કબજો વ્યવસાયી પત્રકારોના કામ તથા વેતન ઇ૦ માટે ધોરણ જાહેરખબરો, શબ્દવ્યૂહ સ્પર્ધા ઇ૦ જેવી વેપાર લોભની બાબતો સમાચાર પરત્વે પ્રામાણિકતા અને સત્યનિષ્ઠા દરેક ધંધાની પેઠે પત્રકારના ધંધામાં પણ લોભ અને લોભનાવશ્ય ધમસાણ મચાવે જ છે શિક્ષણ જેવા સહજ નિર્મળ મનાતા કામમાં પણ એ બધાં આપણે નથી જોતા? છાપાના કામમાં તો તેના કરતાં વધારે જટિલતા અને અટપટી આંટીઘૂંટીઓ રહેલી છે આપણે જાણીએ છીએ કે, અર્વાચીન જગતમાં વૃત્તપત્ર એક

સામાજિક બળ છે અને કલમ એ તો બેધારી તલવાર છે, આમેય કાપે અને તેમેય કાપે વાપરનારાએ સંભાળવું જોઈએ તેથી વૃત્તપત્રનું કામ જવાબદારીભરેલું સેવાકાર્ય બને છે, તે એક ધર્મ છે એ ધંધો ભલે હોય પણ વેપાર નથી તેથી પત્રકાર સમાચારનો સોદાગર નથી પણ તેમાં સત્ય, સુરુચિ અને સૌંદર્ય પ્રેરીને આપવાના સમાચારોનો વિવેક કરી તે દ્વારા એ પોતાના પત્રને અમુક ઉદાત્તતા, સૌષ્ઠવ અને સંગીતિ અર્પે છે, અને તેમના વિવેચન દ્વારા અમુક નિષ્ઠા અને સારાસારવિવેકના ધોરણની છાપ વાચકોના મન પર પાડે છે આ વસ્તુ કોઈ પ્રશ્ન પરત્વે આ કે તે અભિપ્રાય આપવા કરતાં સૂક્ષ્મ છે એના પર જો દબાણ આવે તો પત્રકારનો આત્મા રૂંધાય અને એમ કરવું એ કોઈના સાચા હિતમાં નથી આનો અર્થ એમ પણ નથી જ કે, પત્રકારને ગમે તેમ વિચારવાનો પરવાનો છે વ્યવસ્થિત સમાજમાં એમ બની ન શકે, તેથી જ રાજ્ય તેના કાયદાથી અમુક મર્યાદા આંકે છે પરંતુ છેવટનો અંકુશ તો પ્રજા પાસે રહેલો છે પરંતુ પત્રકારો પોતાની મેળે પોતા માટે સંયમ મૂકે, તે ઉત્તમ ગણાય વકીલ દાક્તરો પેઠે તેમણે પણ પોતાના ધંધાના નીતિનિયમ રચવા જોઈએ અને તેનું પાલન કરી બાહ્ય અંકુશની જરૂર જ ન રહેવી ઘટે છે

વૃત્તપત્રનું કામ એક સહકારી પ્રવૃત્તિ જેવું છે જાત જાતના વિભાગોમાં તેની લીલા પથરાયેલી હોય, તે બધાનો સમન્વય ન થાય તો વૃત્તપત્ર લોકકેળવણી સાધવાની એક જબરી શક્તિ ખોઈ બેસે છે

## પત્રકારી ઉપર ધનનો પ્રભાવ

આના બહોળા વ્યવસાયને માટે ધન જોઈએ તેથી ધનપતિઓ તેમાં પડે છે અને પછી તેની નીતિ પર હકૂમત મેળવે છે પણ તે હકૂમત તેમના સ્વાર્થની મૂળ બાબતથી વધુ આગળ તેઓ વાપરતા નથી તેમને પણ એ તો સમજવું જ પડે છે કે, પત્રની પ્રતિષ્ઠા વિશે આંચ તો ન આવવી જોઈએ છતાં, જેમ લોકશાહી તંત્રમાં પક્ષો હોય એ જરૂરી લેખાય છે, તેમ વૃત્તપત્રોમાં પણ અમુક તમુક પ્રશ્નો વિશે નિશ્ચિત નીતિ કે વલણ હોય એવું બનતું જોવા મળે છે પક્ષો પેઠે, પત્રોને નીતિ પરત્વેની આવી વિવિધતા જો પ્રામાણિક નિષ્ઠા અને સુસંબદ્ધ તર્ક તથા પ્રજાહિતની દૃષ્ટિના પાયા ઉપર હોય તો પ્રજાતંત્રને માટે તો પણ ફાયદો જ માનવો જોઈએ

ધનિકો પણ ઘણું કરીને આ કે તે પક્ષ કે નીતિના સમર્થન અને પ્રચારને લક્ષમાં રાખી આ ધંધામાં પડતા હોય છે તેમ છતાં ભૂલવું ન જોઈએ કે, પત્રકારીના સ્વતંત્ર વિમર્શ ઉપર ધનિકોના ધનનું ભારણ લાગવું દૂષણ છે સૌ પત્રકારો સરખી સ્વતંત્રતા દાખવી શકતા નથી તેમ જ બધા ધનિકો કાંઈ ધનના મદથી તણાયા વગર પ્રજાહિત સમજીને નમ્ર અને વિવેકી બને છે અને વૃત્તપત્રને ખીલવવામાં આડે આવતા નથી, એમ પણ હોતું નથી પણ એ ઇતર વિચાર થયો, તે જવા દઈએ પત્રકારને તેના કામમાં પૂર્ણ મોકળાશ હોવી જોઈએ, એ શિક્ષણ અને ન્યાયના વહીવટ પેઠે, જરૂરનું છે એમાં ધનતંત્ર જ નહિ સરકારી તંત્ર પણ આવી જાય પશ્ચિમના દેશોમાં તો, પત્રકારી ઉપરના ધનના આવા અધિકારમાંથી કેવા કેવા દૂષણ પેદા થયા છે, તે જાણીએ છીએ એ વિશે ઉલ્લેખ કરીને શરૂઆતની પત્રકાર પરિષદોમાં સારી રીતે ચર્ચા થઈ હતી. જેમ કે, બીજી પરિષદના સ્વાગત પ્રમુખ તરીકે બોલતાં સ્વ. શ્રી આનંદશંકર ધ્રુવે કહ્યું હતું,

> ' પશ્ચિમમાં ધનિકો ધનના બળથી વર્તમાનપત્રોને ખરીદી લે છે, અને તે સાથે લેખકો પણ ખરીદાઈ જાય છે અથવા તો બેકાર થઈ પડે છે પત્રકારોના જીવન માટે આ ખરેખર વિષમ સ્થિતિ છે પણ વધારે દુઃખકર તો એ છે કે, એથી ધનના દબાણ નીચે સત્ય દબાઈ જાય છે "

આમ જણાવીને આચાર્યશ્રી આપણે ત્યાંની દશા વર્ણવતાં, એક પ્રકારના સમાધાનની લાગણી બતાવે છે ત્યાં આપણું દુઃખ બીજું છે એમ કહે છે –

"આપણે ત્યા ધનના ઢગલા નીચે સત્ય ગૂગળાઈ જતુ નથી, પણ માનસિક અધારામા વિચારૂ પગલા જ ભરી શકતુ નથી આપણે ત્યા વર્તમાનપત્રો ઉપર ધનિકોનો હ થે થતો નથી એનરૂ, એના ઉ'નામ માટે અધિક ધનિ'ની જરૂર છે'

આ વિધાન આચાર્યશ્રીએ ઈ સ ૧૯૨૭મા કરેલુ આજે જમાનો ફરી ગયા કે ધન અને ધનિકોમા બીજો પવન વાવો શરૂ થયો છે હા, પશ્ચિમના પૂજીપતિ જેટલી ઝીણવટથી આપણા ધનિકો હજી પત્રમરી તરફ વળ્યા નથી પણ તેમા તો હવે સમયની જ વાર વાર છે, કેમ કે સ્વતત્રતાનો દેશકાળ એમને ઝપાટામા તે બાજુ વાળશે આજે છાપાનુ કામ પૂર્વ જેવુ સાદુ રહ્યુ નથી સ્વ. આચાર્યશ્રીએ આ વિષે પણ એમના સ્વાગત વ્યાખ્યાનમા વિચાર કર્યો, તેમાથી થોડુ વાચુ —

"પશ્ચિમના જેવા વર્તમાનપત્રો કરવા માટ બહુ જ ધનની અપેક્ષા નહિ ? અને આપણા ગરીબ દેશમા ધન ક્યાથી લાવવુ ? આ પ્રશ્નનો ઉત્તર એ કે, આપણા વર્તમાનપત્રો પશ્ચિમના જેવા કરવા જોઈએ એમ મારુ કહેવુ નથી એવી અનુકરણ ભાવના જેમ કેળવણી વગેરે પ્રદેશોમાથી તેમ આ વિષયમાથી પણ નીકળી જવી જોઈએ સ્વતત્ર રીતે જે સારુ તે સારુ વર્તમાનપત્રની સસ્થા પશ્ચિમની હોઈ પશ્ચિમ તરફ દૃષ્ટિ નાખવી એ વ્યાજબી છે અન્યના ગુણો લેવા એ પણ યોગ્ય કે પણ આપણા પત્રો આપણી જરૂરીઆત જોઇ તે પ્રમાણે જ ખીલવવાં એ ઇષ્ટ છે "

અને ત્યાર આપણી પ્રજા ગુલામ હતી, તેનુ જીવન અવરોધિત અને મર્યાદિત હતુ. જેના એક પ્રબળતમ ઉદ્દ્યામ હતો તે સ્વતત્ર થવાનો આથી કરીને પત્રકારો આપોઆપ, એ ઉદ્દ્યામની ઊર્મિથી રગાઈને પોતાના ધર્મનુ પાલન સહેજે કરી શકતા અને ધનિ'। પણ આને પ્રમાણતા હતા

એટલે આચાર્યશ્રી તેમના વિવેચનમા કહે કે ક તે આજે કાલગ્રસ્ત ગણવુ જોઈએ ક,

"હજી પરરાજ્યો સાથે સધિવિગ્રહના પ્રસગો આપણે નથી, તેમ આપણા જીવનના બીજા પ્રસગો પણ એટલા બધા વિસ્તર્યા નથી કે એના વર્તમાનને પહોચી વળવા માટે બહુ ધનની અપેક્ષા પડે બેશક, અત્યારે ખરચાય છે તે કરતા અધિક ધન એ ધધામા નાખવાની જરૂર કે પણ અધિ એટલે અધિક જ બહુ નહિ

આપણે જાણીએ છીએ કે, આજે સધિવિગ્રહના પ્રસગો આપણે માટે આવ્યા છે આપણા પ્રજા જીવનના બધા પ્રદેશો ખુલ્લા થયા છે અને વિસ્તરવા જોઈએ એવી અપેક્ષા જ નહિ એ માટેની તમન્ના જાગી છે આથી કરીને યુરોપનુ અનુકરણ તો હરગિજ નહિ પણ જે વિશિષ્ટતા અને અનન્યતા આપણા દેશે આજે મેળવી છે, તેનુ સ્વતત્ર અનુશીલન કરતી આપણી પત્રકારીએ જગતભરમા પહોચે એવો પોતાનો બુલદ અને અનેરો અવાજ કાઢવો જોઈએ આ આદેશ નાનો સનો નથી ભારતની પ્રાચીન સસ્કૃતિને ઘટે એવો એ છે, તેના તેજને આજના જગતમા પ્રગટ કરનાર આપણા રાષ્ટ્રપિતાને પ્રિય લાગે એવો છે તેને માટે સ્વતત્ર વૃત્તવિવેચન ખીલવુ જોઈએ એમ કરવુ હોય તો, આચાર્યશ્રીએ એનુ રહસ્ય ટૂકમા તેમના વ્યાખ્યાનમા કહેલુ તે એમના શબ્દોમા જ સાભળવા જેવુ છે

' આપણી ઘણીખરી અશક્તિ કાર્યમારી બુદ્ધિ અને દેશસેવાની તીવ્ર વેદના—એ બેની ન્યૂનતામાથી ઉત્પન્ન થાય છે કહે છે કે सर्वे धर्मा तडुलप्रस्थमूला सर्व धर्मनो आधार शेर धान्य ઉપર છે અર્થાત્ ખાવાનુ મળતુ હોય તો જ ધર્મ બની શકે પણ ધ્યાનમા રાખો કે, કર્તવ્ય કરવા માટે માત્ર શેર ધાન્યની જ જરૂર છે એટલી સપત્તિ પ્રાપ્ત થઈ કે ત્યાથી દેશસેવાનો અમાપ ધર્મ શરૂ થયો

આ ધર્મ પત્રકાર ઉપર છે, તેટલો બીજા કોઈ ઉપર નથી હિંદુસ્તાનના વર્તમાન પ્રશ્નો અર્થશાસ્ત્રની દૃષ્ટિએ નહિ, પણ ધર્મ યાને કર્તવ્યશાસ્ત્રની દૃષ્ટિએ ઉકેલવા જોઈએ અને ધર્માદર્શક કામધ એ ભારતસાવિત્રીના મનન સ્મરણ કરી એ માર્ગે પ્રબળ લોકમત પ્રવર્તાવવો એ વર્તમાનપત્રોનું કર્તવ્ય છે '

આ વસ્તુ આજે પણ સાચી છે, અને તે વૃત્તપત્રક્ષેત્રે જ નહિ, હિંદના બધા ક્ષેત્રોમા જરૂરની છે સ્વરાજ્યપ્રાપ્તિ જેવો જ મહાપરાક્રમયુગ આજે, ભગવાનની કૃપા છે કે, સ્વરાજ સગઠન અને રાષ્ટ્રની નવઘટનાનો એમાં કે તેમા ત્યાગની વીરતાથી અને ધર્મની અડગતાએ પ્રાણ કરવાની જરૂર કાઈ વીતી નથી ગઈ

## શબ્દવ્યૂહ અને જાહેરખબરો

વૃત્તપત્રો માટે મોટી ભીતિ ધન તરફની હવે આવવાની તે અર્થે આપણે ત્યા પણ જાહેરખબરની આવક અને શબ્દવ્યૂહ જેવા જુગારના સાધન વધ્યાથી રહ્યા છે તેમા સાક્ષરો પણ ફસાયા છે, એવી કરુણ દશા જોવા મળે છે પત્રકારી ઉપર ધનનો અંકુશ સારો નથી એને યોગ્ય અંકુશ ઉદાત્ત લોકમતનો જ ઘટે અને એ પેદા કરી કેળવવો જોઈએ, એ સાચી પત્રકારીનુ પોતાનુ જ કામ છે, તેમા એનોય સ્વાર્થ છે અને પ્રજાનુ પણ ભલુ મનાય છે ગુજરાતની પ્રજાએ શબ્દવ્યૂહના દૂષણ વિષે પોતાની જાગૃતિ બતાવી, તે આપણા જાહેરજીવનની સુપ્ત શક્તિ બતાવનારી બીના કહેવાય હવે તો સરકારે પણ તેની કદર કરીને કાયદાથી આ દૂષણને બાધ્યુ છે ગુજરાતના લોકમતના તપરી આપણા પત્રોએ સમજીને પોતા ઉપર મર્યાદા આણી છે, તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે

આની સાથોસાથ સકળાયેલો જાહેરખબરનો પ્રશ્ન પણ અહી વિચારીએ જાહેરખબરને શબ્દવ્યૂહ જેવુ જુગારખાતુ ન કહીએ, છતા તે સભાળવા જેવો વિભાગ છે, એ આજની દુનિયામા—અને ખાસ કરીને પશ્ચિમના આજના વેપારરોજગારના લક્ષણ જોઈએ તો—બહુ સભાળવાની વાત થઈ પડી છે તેમા ગાધીજીનો ઉગ્ર ઉપાય ભલે ન સ્વીકારીએ કે, જાહેરાત છાપામા લેવી જ નહિ પરતુ એમને કહેવાનુ એ હતુ કે, જેમ સમાચાર લેવામા સત્યનિષ્ઠા અને વિવેક વિચાર અને સુરુચિ વગેરે કામમા લેવા ઘટે છે, તેમ જ જાહેરખબરો માટે પણ છે આખરે જોતા જાહેરખબર પણ જાહેર ખબર જ છે ને? એક પ્રકારના સમાચાર જ છે ને? એટલે એ રીતે તેના પર પણ તત્રીની નજર રહેવી જોઈએ જૂઠા ખબર પેઠે જૂઠી જાહેરખબર પણ ન લઈ શકાય. તે ભલે રજક અને આકર્ષક શૈલીના હોય પરતુ તેનો સાર સાચો હોવો જોઈએ

જાહેરખબરનુ શાસ્ત્ર આજે લગભગ ધુતારાની વાત જેવુ બની ગયુ છે જેમ તેમા ખર્ચ વધારો, તેમ માલ વધારે ખપશે, એ એનુ શાસ્ત્રવાક્ય મનાય છે આ ભયકર વસ્તુ છે અને આ શાસ્ત્રના ધામ જેવા કહેવાના અમેરિકા જેવા દેશમા પણ વિચાર જાગ્યો છે કે, દરેક દુન્યવી બાબત પેઠે જાહેરાતને પણ અમુક મર્યાદા છે તેના ખર્ચને પણ વિરામનો કાયદો લાગે છે કે, અમુક હદે પહોચ્યા પછી ત્યા વિરાશિના વ્યસ્ત પ્રમાણ જેવો નિયમ લાગુ પાડી જાય છે! આ લાબી ચર્ચા જવા દઈ એક વસ્તુ ટૂકમા કહેવા જેવી છે તે કે આ ચર્ચા આટોપુ જાહેરખબરો લેવા પરત્વે પણ સમાચાર આપવાની સત્ય અને સુરુચિની નિષ્ઠા વર્તમાનપત્રકારોએ દાખવવી જ જોઈએ તે કેવળ આવકખાતુ ન મનાવુ જોઈએ તે પણ વૃત્તપત્રનો એક ભાગ છે આજના વેપારયુગમા તે જરૂરી છે, એમ માનો તો તેમાય વાધો નથી. પરતુ વૃત્તપત્રે તે દ્વારા પણ સમાજને માટે અમુક સેવાનુ કામ કરવાનુ છે, તેમા સમાજને સાચી સલાહ આપવાનુ કર્તવ્યપાલન કરવાનુ છે, નહિ કે તેને છેતરવામા કે ઠગો લેવામા વેપારી જોડે સાગરીત બનવાનુ,—એ બની ન શકાય એવુ પ્રચારધર્મનુ અગ

કે આ પત્રે ગુજરાત જો ગાંધીજીની શિખામણ માથે આચરી બતાવે, તો જગતના વૃત્તપત્રના ઇતિહાસમા તેણે ભારે નવુ કરી બતાવ્યુ, એમ ચોક્કસ કહેવાશે. એવી અપ્રતિમ નામના મેળવવા ખાતર ગુજરાતનુ પત્રકાર જગત કેમ ન ઝંખે ?

### વૃત્તપત્રોનું વસ્તુ

સ્વ. આચાર્યશ્રીએ પત્રકારના ધર્મો અને તેની સ્વતંત્રતા વિશે કહ્યુ તેવા જ મહત્ત્વની એક બાબત વૃત્તપત્રના પાનામા જે વસ્તુ આવે તેની છે ઇશ્વરની આ દુનિયામા જે બને તે દરેક વસ્તુ વૃત્તપત્રના કક્ષામા આવે છે પણ તેને ખબરપત્રી કે વૃત્તનિવેદક પોતાના ચશ્માંથી જોઇને પત્રકાર પાસે લાવે છે અને એમ કરવાની સાથે, પ્રભુની દુનિયામા બનેલી તેની લીલાની નિતાંત સત્ય વસ્તુને એટલામાટે માનવ જગતમા નવો અવતાર આપે છે, જગતના રંગરાગ અર્પે છે અને પોતાના વાગા પહેરાવી નામરૂપના આ દૃશ્ય સંસારમા એક પદાર્થ રૂપે વિલસાવે છે, આ એક ભારે જવાબદારીની વાત કહેવાય વળી ખબરોનુ પણ વૈવિધ્ય હોય છે તેમાથી કઇ, કેટલી, ક્યારે, કયે રૂપે પત્રમા આપવી તે પણ એક ભારે જવાબદારીનો મર્મ બને છે આ બને જવાબદારીઓ અંગે પત્રકારે સજાગ રહેવુ ઘટે

આજના આપણા વર્તમાનપત્રોએ ખબરો આપવામા પણ હવે આખા જગતને નજરમા રાખીને ચાલવુ જોઇશે. આપણે એક સ્વતંત્ર રાષ્ટ્ર છીએ અને તેની પ્રજાને જે જાણવુ જોવુ વિચારવુ પડે છે, તે બધ વાતો લક્ષમા લઇને પીરસવુ જોઇશે અને હિંદની પ્રજા જે તેના ગામડામા વસે છે, તો તેમની ખબરો આપવી અને તેમના જીવનનો અભ્યાસ કરી તેનુ નિરૂપણ કરવુ, એ તેઓ પોતાનુ મુખ્ય કર્તવ્ય ગણશે

### ખબરપત્રીનો ધર્મ

ખબરપત્રીનુ કામ પણ ખૂબ મહત્ત્વનુ છે તે કામ બરાબર કરવા માટે કેવળ કુતૂહલ નહિ બહુશ્રુતતા અને બનાવોના કાર્યકારણની વર્તમાન સાંકળ પકડવાની કાબેલિયત પણ જરૂરની છે પત્રકારના કામનુ હાર્દ સત્યનિષ્ઠા અને વ્યાપક પ્રજાહિતરક્ષા છે તે મહાજો નિયમ તો ખબરપત્રીને પણ લાગે જ છે એ કહેવાની જરૂર નથી

### વૃત્તપત્રો અને મુદ્રણકળા

છાપખાનાના કામગારો પણ પોતાનો ભાગ ભજવે જ છે શુદ્ધ સુઘડ અને સુંદર છાપુ લોકોને આપવુ, એ વસ્તુની કિંમત પણ નાનીસની નથી સુંદર ગોઠવણી અને સુશોભન છાપાની કેવી મોટી સિફારસ છે તે આપણે જાણીએ છીએ ગુજરાતના છાપા એ દિશામા પણ સારુ ધ્યાન દેવા લાગ્યાં છે તેમાં વળી વધુ પ્રગતિ કરવાની જરૂર છે

આ બધા કામોને માટે તાલીમની વ્યવસ્થા હોવી ઘટે છે તેમ જ તે વિષયોનુ સાહિત્ય પણ પેદા થવુ જોઇએ, જેથી તે વાંચીને પણ પત્રકામદારો પોતાની આવડત ખીલવી શકે

### ગુજરાતી પત્રો

ગુજરાતમા આજ કેટલા પત્રો ચાલે છે એનો ચોક્કસ આંકડા ખબર નથી દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક ઇ૦ બધા ગણીએ તો બસો ઉપર થાય એવો અંદાજ લઉ તો ખોટો નહિ પડે એમ માનુ છુ આ બધાના પ્રકારો પાડીએ તો સમાજજીવનના કયાં ક્ષેત્રોમાં કેટલુ ધ્યાન અપાયુ ગયુ છે, તેનો એક રીતનો આંક મળી શકે કોઈ અભ્યાસી પત્રકાર આ કરે તો મને લાગે છે કે ક્યા ક્ષેત્રોમાં કામ ઓછુ છે,

તેની ખબર આપણને પડી જાય એવું એક ક્ષેત્ર વિજ્ઞાન છે, એ તો ઉઘાડુ છે મને લાગે છે કે એને સારુ ખાસ કોઈ પત્ર આપણી ભાષામા ચાલતુ નથી આ ઊણપ હવે તત્કાળ દૂર કરવી જોઈએ આજનો યુગ વિજ્ઞાનનો છે તો તે વિષય આપણે લોકગત ન કરીએ તો ન ચાલે

સમાજસુધારણાના અને નાતજાતના ક્ષેત્રમા ઠીક પ્રમાણમા વધુ પડતા પત્ર ચાલતા માલૂમ પડે તો નવાઈ નહિ આ ક્ષેત્રમા પણ આપણે ૧૯મા સૈકાના સમાજસુધારાના મુદ્દાઓથી કોઈ ખાસ નવો મુદ્દો કે દૃષ્ટિ રચી શક્યા છીએ કે કેમ, તે તપાસવા જેવુ સશોધન વિષય છે ગાધીજીએ અસ્પૃશ્યતાનિવારણ, સ્ત્રી સન્માન, શીલ અને ચારિત્ર્યની પ્રતિષ્ઠા, સામાજિક આત્મશુદ્ધિ, સેવાધર્મ જેવા રાષ્ટ્રીય મહત્ત્વના મુદ્દા લોક આગળ નવીન અર્થ અને દૃષ્ટિએ રજૂ કર્યા તે રીતે આજે આપણે એક મહાપુરુષાર્થ તરીકે કાઈક કામ ઉપાડ્યા છે એમ કહી શકાય ? નાતવાદ, કોમવાદ, પ્રાતવાદ વગે સામે ખૂબ બોલાય છે, પરતુ તેની કોઈ સુસબદ્ધ વિચારણા લોકોમા આપણે રેલાવી, એમ ન કહેવાય જ્યારે બીજી બાજુ જોઈએ તો, સમાજ-સુધારાની જરૂર હવે બરોબર ઊભી થાય છે તેમા વિચારને નામે પ્રત્યાઘાતીપતા જ હોય તો એ પત્રકારને શોભાવે એવુ ન ગણાય

એમ જ સમાજકારણ, અર્થકારણ અને રાજકારણના ક્ષેત્રમા પણ પત્રકારોએ વળવાનુ આવે છે ધર્મ અને તત્ત્વજ્ઞાન પણ બહાર રાખી ન શકાય

## ઉપસંહાર

હવે આપણા રાષ્ટ્રનો પરાક્રમ-યુગ શરૂ થાય છે. વૃત્તસાહિત્ય માટે પણ એવો જ યુગ બેસે છે પરતુ એને માટે આજે આપણી ભાષા એટલી ખેડાયેલી નથી. તે કામ પડિતો કરતા પત્રકારો ઝટ કરી શકે તેમ છે. તેઓ લોકશિક્ષણ સાધશે તો આજે તો અગ્રેજીને લઈને અપગ બનેલા પડિતો પણ તેની મદદથી ખડા થઈ કામે લાગી જશે આ કામને માટે ગુજરાતી ભાષા પૂરી શક્તિશાળી છે તે દ્વારા ગાધીજી જેવા સમર્થ પત્રકારે કામ લીધુ છે, અને ભાષાને એકદમ ઊંચી પાયરીએ મૂકી છે એને સર્વાગસુદર અને સર્વતોમુખી બનાવવાની ફરજ હવે આપણા પત્રકારો સામે આવે છે તેને અદા કરી આપણે ધન્ય થઈએ અને સૌને ધન્ય કરીએ

મિત્રો, મારુ વક્તવ્ય પૂરુ કરુ તે પહેલા ફરી આપનો સૌનો આભાર માનુ છુ, અને પત્રકારને માટે, આપણા રાષ્ટ્રપિતાએ એમની ટૂકાક્ષરી શૈલીમા ને સાદી ભાષામા દીર્ઘ લોકસેવાના અનુભવપૂત જે એક સર્વાર્થપૂર્ણ કથન કર્યુ છે, તે તેમની આત્મકથામાથી આપને વાચી સભળાવીને વિરમુ છુ —

"વર્તમાનપત્રો સેવાભાવથી જ ચાલવા જોઈએ"

"વર્તમાનપત્ર એ ભારે શક્તિ છે પણ જેમ નિરકુશ પાણીનો ધોધ ગામના ગામ ડુબાવે છે અને પાકનો નાશ કરે છે તેમ નિરકુશ કલમનો ધોધ નાશ કરેછે, એ અકુશ બહારથી આવે, તો તે નિરકુશતા કરતા ઝેરી નીવડે છે અદરનો અકુશ જ લાભદાયી હોઈ શકે

'આ વિચારસરણી સાચી હોય તો દુનિયામા કેટલા વર્તમાનપત્રો નભી શકે ? પણ નકામાને બધ કોણ કરે ? કોણ કોને નકામુ ગણે ? કામનુ ને નકામ સાથે ચાલ્યા જ કરવાનાં તેમાથી મનુષ્યે પોતાની પસદગી કરવાની રહી.'



# વિજ્ઞાન વિભાગ

## શ્રી રતિલાલ દેવચંદ આડતિયા

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો.**

વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે મારી ચૂંટણી કરવા બદલ હું સમેલનના કાર્યવાહક મંડળનો આભાર માનું છું માગ કરતા કોઈ વિશેષ અનુભવી વૈજ્ઞાનિક આ પદ ઉપર વધારે શોભત છતાં આપે મારી પસંદગી કરી મને બહુમાન આપ્યું છે તે આપનો પ્રેમ બતાવે છે આપના પ્રેમને વશ થઈ મારી ઘણી ત્રુટીઓ હોવા છતાં, એક મારી ફરજ તરીકે મે આ પદનો સ્વીકાર કર્યો છે

જગત આજે કૂદકે ને ભૂસકે આગળ વધી રહ્યું છે છેલ્લા પચ્ચીસ વર્ષમા—અને ખાસ કરીને છેલ્લા દસ વર્ષમા—જે પ્રગતિ થઈ છે તે પહેલાના હજાર વર્ષોમાં થયેલી પ્રગતિ કરતા ઘણી વધારે છે આ પ્રગતિમા વિજ્ઞાનનો ફાળો કંઈ નાનો સૂનો નથી વિજ્ઞાનની મદદથી માનવીએ આજે ઘણી અકલ્પ્ય અને અશક્ય લાગતી વાતોને સિદ્ધ કરી બતાવી છે વિજ્ઞાન સમજવાની અને તેનો અભ્યાસ કરવાની પહેલા કદી હતી નહિ તેવી જરૂર આજે ઊભી થયેલી છે

જૂના વખતમા આપણે સાંભળેલું, આપણી પૃથ્વી સાત દ્વિપની બનેલી હતી પણ હવે તેથી સંતોષ માની આપણે કેમ બેસી શકીએ? અત્યારે તો પૃથ્વીના જુદા જુદા ખંડોની ભૂગોળ શીખીશું, તો પણ હજી ઘણું વધારે જાણવાનું બાકી રહેશે કારણ કે, હવે તો થોડા વખતમા આપણે મંગળ કે ચંદ્ર ઉપર મુસાફરી લઈ જવાની તૈયારી કરવી પડશે જેમ આપણે મુંબઈ કે, નડિયાદ જવા માટે ટિકિટ રીઝર્વ્ડ કરાવવા 'ક્યુ'મા ઊભા રહેવું પડે છે તેવી જ રીતે હવે થોડા વખતમા મંગળ કે ચંદ્ર ઉપર જવા માટે ટિકિટ રીઝર્વ કરાવવા 'ક્યુ'મા ઊભા રહેવું પડશે

હું એમ કહીશ કે, હવે તમે આજે સવારે ૮ વાગે મુંબઈથી ઉપડી આજે જ સવારે ૭ વાગે લંડન પહોંચી ત્યા સવારના ચહાપાણી પી શકશો તો તમારે તે વાત માનવી પડશે. વળી લંડન અર્ધો કલાક રોકાઈ તમે ન્યુયોર્ક માટે ઉપડી જશો અને આજનાજ સવારના ૮ વાગ્યા પહેલા તમે ન્યુયોર્ક પહોંચી ત્યા પાણી પી શકશો તો તે પણ તમારે માનવું પડશે કારણ કે વિમાનની ગતિ ઝડપી બની છે અને હજી વધુ બનતી જાય છે

ઘણા રાજનીતિજ્ઞોએ એક દુનિયા (one world)નો આદર્શ આપણી પાસે મૂક્યો છે હું નમ્રતાથી કહેવા માગું છું કે, આ આદર્શની સિદ્ધિમા વિજ્ઞાનનો ફાળો ઘણો મોટો હશે અને તે સિદ્ધિનો વખત હવે લગભગ આવી પહોંચ્યો છે અત્યારે આપણે સહેલાઈથી આફ્રિકા યુરોપ, કે અમેરિકા જઈ શકીશું, ત્યા રહેતા આપણા ભાઈબહેનોને મળી શકીશું અને તેમના સુખદુઃખમા ભાગ લઈ શકીશું અત્યારે વિજ્ઞાને દુનિયાને એટલી નાની બનાવી દીધી છે—જુદા જુદા દેશોને એટલા નજીક લાવી મૂક્યા છે કે, અત્યારે એક દુનિયા (one world)નું સ્વપ્ન સહેલાઈથી સિદ્ધ થઈ શકે તેમ લાગે છે વધુ અતિશયોક્તિ ન કરતો હોઉં તો એક દુનિયા જ નહિ પણ એક વિશ્વ જો આપણી દુનિયાની બહાર મનુષ્ય વસતિ હોય (અને તે હોવાની થોડી આશા હવે બંધાઈ છે)-તો એક વિશ્વની એકતા પણ મેળવી શકીશું

વિજ્ઞાને કરેલી અનેકવિધ સિદ્ધિઓનો આછો પણ ખ્યાલ આપવો અત્યારે ટૂંકા સમયમાં કેમ બની શકે? બધું તો ન જ થઈ શકે તો એક બે વાતો કરીને હું મારી સંતોષ માનીશ

આજનો યુગ "અણુયુગ" ગણાય છે. વિશ્વવિખ્યાત વૈજ્ઞાનિક આઈન્સ્ટાઇને આપણને સાપેક્ષવાદનો સિદ્ધાંત આપ્યો. તેમણે સિદ્ધ કરી બતાવ્યું કે, ભૌતિક પદાર્થ અને શક્તિ એકબીજામાં પરિવર્તિત કરી શકાય છે. પદાર્થના નાના એવા ટુકડાનો નાશ કરવામાં આવે તો પણ ખૂબ જ મોટા પ્રમાણમાં શક્તિ મળી શકે છે. દાખલા તરીકે, એક ગ્રામ પદાર્થનો વિનાશ કરીએ તો ૪૦૦૦ હોર્સ પાવર (અશ્વશક્તિ)વાળું એન્જિન એક વર્ષ સુધી સતત ચલાવી શકાય તેટલી શક્તિ મેળવી શકાય છે.

કોઈ પદાર્થ અથવા તત્ત્વ અણુઓનો બનેલો હોય છે. દરેક અણુના બે ભાગ હોય છે, એક મધ્યવર્તી ભાગ કેન્દ્ર (ન્યુક્લીઅસ) અને બીજો આજુબાજુનો ભાગ (ઇલેક્ટ્રોન). ન્યુક્લીઅસમાં પ્રોટોન અને ન્યુટ્રોન નામના બે જાતના કણો આવેલા હોય છે.

પહેલાં તો એમ માનવામાં આવતું હતું કે, અણુ અવિભાજ્ય અને અવિનાશી છે. પણ હવે એમ સિદ્ધ થયું છે કે, તે માન્યતા ભૂલ ભરેલી છે. કેટલાએક પદાર્થો એવા હોય છે કે તેના અણુઓનું વિભાજન કુદરતમાં સતત થયા જ કરતું હોય છે. અણુઓ આપોઆપ તૂટે છે, અને તેમાંથી અમુક જાતના કિરણો નીકળતા હોય છે. આવા પદાર્થો રેડીઓ એક્ટીવ પદાર્થો કહેવાય છે.

યુરેનિયમ જેવા ભારે તત્ત્વો ઉપર જ્યારે ન્યુટ્રોનનો મારો કરવામાં આવ્યો ત્યારે તેના ન્યુક્લીઅસનું વિભાજન થયું અને જુદી જુદી જાતના 'રેડીયો એક્ટીવ' તત્ત્વો ઉત્પન્ન થયા (આ રીતે અત્યાર સુધીમાં નેપ્ચ્યુનીઅમથી માંડીને મેન્ડેલેવીઅમ સુધીના ૯ વધારાના તત્ત્વો મળ્યા છે) આ પરિવર્તન સાથે સાથે ઘણા જ મોટા પ્રમાણમાં શક્તિ પણ ઉત્પન્ન થઈ. આ શક્તિ તેજ "અણુ શક્તિ" અને આ છે અણુબોમ્બનું રહસ્ય.

અણુબોમ્બનો પહેલો પ્રયોગ ૧૯૪૫ના ઓગસ્ટ માસમાં જાપાનના નાગાસાકી અને હીરોશીમા ઉપર કરવામાં આવ્યો. આ વાતને આજે લગભગ દસ વર્ષ થઈ ગયા છે, છતાં તેના સંહારક તાંડવથી માનવતા એટલી ત્રાસી ગઈ છે, કે તેની બીક હજી મનમાંથી ગઈ નથી.

આ વિરાટ શક્તિ માનવ કલ્યાણ અર્થે વપરાય અને જગતનું નવસર્જન થાય ત્યારે સંસ્કૃતિનો નવો યુગ શરૂ થાય.

આ રીતે અણુશક્તિનો "ઉદ્યોગ" માટે થોડો ઉપયોગ શરૂ પણ થઈ ગયો છે. સોવિયેટ રશિયામાં જ્યાં ત્યારે ૫૦૦૦ કીલોવોટ વિદ્યુત્ ઉત્પન્ન કરે તેવું પાવર સ્ટેશન બનાવવામાં આવ્યું છે. જો કે હજી બીજું ઘણું કરવાનું બાકી છે.

એક સાધારણ મોટરકારને તેની આખી જિંદગી સુધી ચલાવવા માટે ૧/૩ આઉંસ યુરેનિયમમાંથી નીકળતી શક્તિ પૂરી થઈ રહે. આ મોટરકારમાં આટલું યુરેનિયમ પહેલેથી રાખી દીધું હોય તો કોઈ પણ વાર તેને પેટ્રોલની જરૂર ન પડે. પણ હજી તે વાપરી શકાય તેવી સ્થિતિમાં નથી. કારણ કે, યુરેનિયમમાંથી આ શક્તિ બહાર નીકળે છે ત્યારે બીજા ભયંકર કિરણો (radiations) પણ બહાર નીકળે છે. તે કિરણોની અસર અટકાવવા માટે લગભગ ૫૦ ટનના વજનવાળું કોન્ક્રીટનું પડ બનાવવું પડે છે. પણ તે એક નાની મોટરકારમાં કઈ રીતે રાખી શકાય?

મોટરકારમાં આ ન બની શકે પણ સ્ટીમર કે સબમરીનમાં તો અત્યારે પણ તે રાખી શકાય. અને તેથી સબમરીન–નોટીલસ–દુનિયાભરમાં અણુશક્તિથી ચાલતી પહેલી સબમરીન–આ વર્ષે કામ કરતી પણ થઈ ગઈ છે.

ઇલેક્ટ્રીક પાવર (જનરેટીંગ) સ્ટેશનમાં પણ અણુશક્તિનો સારો ઉપયોગ થઈ શકે છે. આખા બ્રિટનની વાર્ષિક ઇલેક્ટ્રીક વપરાશ માટે પૂરતી શક્તિ ૭ ટન યુરેનિયમમાંથી મેળવી શકાય.

થોડા જ મહિના પહેલા જીનીવામા આણુશક્તિનો શાન્તિમય ઉપયોગ કઈ રીતે કરી શકાય તે વિચારવા એક આન્તરરાષ્ટ્રિય સમિતિ મળી હતી તેના પ્રમુખ સ્થાને આપણા પ્રખ્યાત ડૉ ભાભા હતા ૭૩ જુદા જુદા દેશના ૧૩૦૦ વૈજ્ઞાનિકોએ તેમા ભાગ લીધો હતો કાઇ પણ જાતના રાજકીય બધનો વિના તેઓએ એકબીજા સાથે ચર્ચા કરી હતી અને એકબીજાને વધારેમા વધારે કેમ મદદ કરી શકાય તેની વિચારણા કરવામા આવી હતી

મનુષ્યની વધતી જતી જરૂરિયાતોને માટે હવે કોલસા, તેલ અને હાઇડ્રોઇલેક્ટ્રીક સાધનોમાથી વધુ વખત શક્તિ મેળવી શકાશે નહી અને તેને માટે આણુશક્તિનો જ ઉપયોગ કરવાનો રહેશે આ આણુશક્તિને ખેતીવાડી, જગલ, મત્સ્ય વિ ઉદ્યોગોમા કેમ વાપરી શકાય તે સબધી વિચારણા થઈ હતી વધતી જતી માનવ સખ્યાને અન્ન, વસ્ત્ર અને રહેઠાણની જરૂરીયાતો પૂરી પાડવામા આણુશક્તિ ખૂબ મદદરૂપ થશે તેની સર્વને ખાત્રી થઇ હતી

રેડીઓ આઇસોટોપ્સ (Radioisotopes) સશોધનના કાર્યમા જગતને ખૂબ જ ઉપયોગી થઈ પડશે ખાસ કરીને પ્રાણી કે, વનસ્પતિની ભીતરમા થતા રસાયણિક કે શારીરિક ફેરફારો સમજવામા તેનો બહોળો ઉપયોગ થશે કેટલાએક રેડિયો આઇસોટોપ્સ શરીરમા દાખલ થયા પછી ક્યા ક્યા ફરે છે તે બહારથી જ શરીરનુ છેદન કર્યા સિવાય જોઇ શકાય છે વળી સ સૂક્ષ્મ પ્રમાણમા લીધેલી કોઇ પણ વસ્તુની શરીરમા શુ અસર થાય છે તે પણ જાણી શકાય છે ૧૦૦૦ રતલના વજનવાળી ગાયના શરીરમા ફક્ત ૧/૧૦ રેડીયો એક્ટિવ ખોરાક દ્વારા દાખલ કરવામા આવે તો તેનુ શુ થાય છે તે સહેલાઇથી જાણી શકાશે

આપણે નવા યુગમા આવી ઊભા છીએ તેની તો કોઇને શકા રહી નથી આણુશક્તિનો ઉપયોગ ચોક્કસ કેવી રીતે આપણે કરીશુ તે ભલે આજે આપણે ન કહી શકીએ પણ એટલુ તો ચોક્કસ છે કે, આવતા દશ વર્ષની અદર આણુશક્તિ વિવિધ રૂપે માનવસેવામા વપરાતી હશે

આધુનિક યુગને કોઇએ 'એન્ટીબાયોટીક્સ યુગ' તરીકે પણ ગણાવ્યો છે ગઈ લડાઇના દિવસોમા આણુબોમ્બની સાથે સાથે એન્ટીબાયોટીક્સની પણ શોધ થઈ છે આજ સુધીમા ત્રણસો ઉપરાંત નવા એન્ટીબાયોટીક્સ શોધાયા છે તેમાના કેટલાએક—જેવા કે પેનીસિલિન સ્ટ્રેપ્ટોમાઇસીન, કલોરોમાઇસેટીન ઓરીઓમાઇસીન, ટેરેમાઇસીન, ટ્રાયમાઇસીન, ઇરાઇમાઇસીન એસ એફ વિ એ માનવજાતિને કેટલાયે રોગોમાથી બચાવી લીધી છે સાથે સાથે હવે એમ પણ સમજાયુ છે કે, એન્ટીબાયોટીક્સનો ઉપયોગ બહુ સાવધાનીથી કરવો જોઇએ કારણ કે કોઈ વાર તેની શરીર ઉપર ખરાબ અસર પણ પડી જાય છે

એન્ટીબાયોટીક્સના બીજા પણ ઉપયોગો છે તેમાના કેટલાએક બહુ થોડા પ્રમાણમા ખોરાકમા મેળવીને આપવામા આવે તો પ્રાણી તથા વનસ્પતિના શરીરનો વિકાસ ખૂબ ઝડપથી થાય છે વળી દૂધ, ફળ કે તેવી ચીજો લાબા સમય સુધી બગડ્યા સિવાય સાચવી રાખવામા તેનો ઉપયોગ થઈ શકે છે

આવુ તો ઘણુ કહી શકાય વિજ્ઞાનની પ્રગતિ અનેકવિધ દિશાઓમા ઝડપથી થઈ રહી છે અને તે બધાનુ સવિસ્તર વર્ણન કરી તમારો વધુ સમય નહી લઉ

ટૂકમા એમ કહી શકાય કે, આવતા દાયકામા વિજ્ઞાન આપણને ઘણી નવી ચીજો બનાવશે નવી નવી ધાતુઓ શોધાશે નવી જાતના કાપડ બનાવશે વિમાની વગરના વિમાનો ઉડાડાશે વૈદ્યો તથા ડૉક્ટરો 'સોશિયલ મેડીસીન" ( સામાજિક શારીરિક સ્વાસ્થ્ય ) ઉપર વધારે ધ્યાન આપશે, બાળક અને પ્રસૂતાની સારવાર વધુ સારી બનશે શારીરિક તથા માનસિક ખોડવાળા માનવો ઉપર વધુ ધ્યાન અપાશે

માનવીની આયુષ્ય મર્યાદા વધશે ખાદ્ય પદાર્થો વિપુલ પ્રમાણમાં ઘણી સહેલાઈથી મેળવી શકાશે, સૂર્ય, ભરતી, અને પવનની શક્તિનો વધારે ઉપયોગ થશે વિભાજન શક્તિ અને અણુશક્તિ બન્ને ભેગી થઈને વરાળ વીજળીની પેદા કરેલી અત્યારની ઔદ્યોગિક ક્રાંતિને તો ક્યાંય ઝાંખી પાડી દેશે

આના વિજ્ઞાન યુગની અંદર ગુજરાતે શો ફાળો આપ્યો છે તેવો પ્રશ્ન મનમાં ઉદ્ભવે તે સહજ છે બીજા દેશોના પ્રમાણમાં આપણે ઘણા પાછળ છીએ તે કબૂલ કરવું પડશે જે કંઈ થોડું ઘણું આપણે કરેલું છે તેના ઉપર ધ્યાન ખેંચી આપું તે અસ્થાને નહીં ગણાય જૂના વખતથી નાના પ્રમાણમાં કંઈને કંઈ ઉદ્યોગો આપણે પોતાના ચલાવતા આવ્યા છીએ. પણ મુખ્યત્વે અત્યારના ઉદ્યોગોમાં મીલ ઉદ્યોગને અગ્રસ્થાને મૂકી શકાય ફક્ત અમદાવાદમાં જ ૭૪ મીલો છે કોઈ પણ ઉદ્યોગની પ્રગતિ સંશોધન વિના સંભવિત નથી તે તો જાણીતી વાત છે તેથી અમદાવાદના મીલ-માલિકોએ "અમદાવાદ ટેક્સ્ટાઈલ ઈન્ડસ્ટ્રી રીસર્ચ એસોશીએશન,' "અટીરા,' સ્થાપેલું છે લાખો રૂપિયા ભેગા કરી તેમણે એક મોટું મકાન અમદાવાદમાં તૈયાર કર્યું છે વડા પ્રધાન પં. નહેરુને હસ્તે તેનું ઉદ્ઘાટન એપ્રિલ ૧૯૫૪માં થયું અહીં મિલ ઉદ્યોગને લગતા જુદા જુદા પ્રશ્નો ઉપર સંશોધન કરવામાં આવે છે તાતણાની સપાટી ઉપર રંગ અને બીજા રસાયણોની અસર, મર્સરાઈઝ્ડ તાતણાઓ અને તેમના તેજ-ચળકાટનો સંબંધ ક્ષ કિરણોથી તાતણાનો અભ્યાસ સાઈઝીંગને લગતા પદાર્થોનો અભ્યાસ વિ. વિષયો ઉપર સંશોધનો ચાલુ છે

અમદાવાદમાં બીજી એક અગત્યની સંશોધન સંસ્થા આવેલી છે તેનું નામ છે "ફિઝિકલ રીસર્ચ લેબોરેટરી" અહીં ઉપરાંત સંશોધન અહીં કામ કરે છે વાતાવરણનું ભૌતિક વિજ્ઞાન, કોસ્મિક કિરણો, રેડિયો ઇલેક્ટ્રોનિક્સ વિ. વિષયો ઉપર સંશોધન કરવામાં આવે છે આંતરરાષ્ટ્રીય ખ્યાતિવાળા ડૉ. રામનાથન આ સંસ્થાના નિયામક છે અહીં ડૉ. વિક્રમ સારાભાઈ કોસ્મીક કિરણો ઉપર અત્યંત ઉપયોગી સંશોધન કરી રહ્યા છે

આપણા દેશ ફરતો ૩૪૦૦ માઈલ સમુદ્ર કિનારો હોવા છતાં આપણને થોડા વર્ષો પહેલાં મીઠું બહારથી આયાત કરવું પડતું હતું ખાસ કરીને બ્રિટિશ સરકારના અધિકારીઓ માનતા હતા કે, હિંદમાં સસ્તું મીઠું બનાવી શકાય નહીં પણ મરહુમ કપિલરાય વકીલે આ આહ્વાન ઉપાડી લીધું ૧૯૨૭માં મીઠાપુર ખાતે પહેલું મીઠાનું કારખાનું તેમણે સ્થાપ્યું ને પછી સૌરાષ્ટ્રમાં એક ડઝન જેટલાં કારખાનાઓ ચાલુ થયાં, અને સ્ટાન્ડર્ડ ઈન્સ્ટીટ્યુશને નક્કી કરેલા મીઠા કરતાં હવે વધારે ચોકખું મીઠું બનવા લાગ્યું છતાં તેમાં પણ સુધારાને અવકાશ તો છે જ આ ઉપરાંત મીઠાની સાથેના બીજા ક્ષારો દા. ત. પોટાશ, બ્રોમીન, મેગ્નેશીયમ વિ. છૂટા પાડી ઉપયોગમાં લાવવા જોઈએ આ બધાના સંશોધન માટે હવે "સેન્ટ્રલ સોલ્ટ ઈન્સ્ટીટ્યુટ નામની સંસ્થા ભાવનગરમાં ૧૯૫૪ના એપ્રિલમાં સ્થાપવામાં આવી છે ડૉ. માતાપ્રસાદની દેખરેખ નીચે આ સંસ્થા સુંદર સંશોધન કાર્ય કરી રહી છે

જામનગરમાં આવેલી 'સેન્ટ્રલ ઈન્સ્ટીટ્યુટ ઓફ રીસર્ચ ઈન ઈન્ડીજીનસ સીસ્ટીમ ઓફ મેડીસીન નામની સંસ્થામાં આયુર્વેદની દૃષ્ટિએ સંશોધનનું અતિ ઉપયોગી કામ આગળ વધી રહ્યું છે

એલેમ્બિક કેમિકલ વર્ક્સ નાગના કેમિકલ વર્ક્સ, ટાટા કેમિકલ વર્ક્સ, સારાભાઈ કેમિકલ વર્ક્સ અતુલ પ્રોડક્ટ્સ વિ. સંસ્થાઓ ઉપયોગી દવાઓ અને રસાયણો પેદા કરે છે તેલ, સાબુ સીમેન્ટ કાગળ કાચ ચાઈના ક્લે, રબર, વિ. નાના પ્રમાણમાં જુદી જુદી જગાએ બનાવાય છે

ગુજરાતની જુદી જુદી (વિજ્ઞાન, એન્જિનીઅરીંગ ફાર્મસી મેડીકલ ખેતીવાડી વિ.) કોલેજોમાં થોડું ઘણું અંશે સંશોધનનું કામ કરવામાં આવે છે

ગુજરાત સંશોધન મંડળ વૈજ્ઞાનિક પદ્ધતિથી થોડું પણ સારું કામ કરે છે શ્રી પોપટલાલભાઈ તે માટે તેમાં સુન્દર ફાળો આપી રહ્યા છે. મધ્યમ વર્ગના ગુજરાતી કુટુંબોની આર્થિક તથા આહાર વિષેની તપાસ માતા અને બાળકના આરોગ્યની તપાસ ડાંગ જંગલની વનસ્પતિ સંબંધે સંશોધન વ. કાર્યો અહીં થઈ રહ્યા છે મંડળ તરફથી થોડા સારા પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે દા. ત. વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ (શાહ). Race Realities in Cultural Gujarat (મજમુદાર) Contributions to the Botany of the Dangs Forest (સન્તાપાઉ) વ. વ.

આ બધું હોવા છતાં આપણે કબૂલ કરવું પડશે કે, જે કંઈ કરવામાં આવ્યું છે તે જે કંઈ કરવું જોઈએ તેના કરતાં ઘણું ઓછું છે ગુજરાતમાં ખનીજ ખિનજ્વણીની સારી શક્યતા છે આપણે ત્યાં ઠીક પ્રમાણમાં મેન્ગેનીઝ મળે છે, જ્યારે થોડા પ્રમાણમાં લોઢું તાંબું, સોનું, રૂપું, વ. પણ મળી રહે છે પંચમહાલ અને છોટાઉદેપુરમાં યુરેનિયમ અને ઈડરમાં થોરીઅમ પણ મળે છે ગ્રેનાઈટ સેન્ડસ્ટોન સ્નેગ વાઇમ સ્ટોન, આરસ, એસ્બેસ્ટોઝ વ. ચીજો પણ જુદા જુદા ભાગોમાંથી મળે છે

હું એમ તો નથી કહેતો કે, આપણને બહુ મોટા પ્રમાણમાં ખનીજો મળે છે પણ જે કંઈ મળે છે તેનો નવા નવા કારખાના કાઢી પૂરેપૂરો ઉપયોગ થવો જોઈએ ખાસ કરીને કાગળ, સીમેન્ટ, ખાંડ, તેલ ગ્લિસરીન, રંગ, સુગંધી તેલો વ. ના ઉદ્યોગો માટે હજી સારો અવકાશ છે બનાસકાંઠામાં સીમેન્ટના નવા કારખાના નીકળી શકે તેમ છે વળી મહી પંચમહાલ વડોદરા ભરુચ વ. ભાગોમાં આ દિશામાં તપાસ-સંશોધન થવાની જરૂર છે

આપણા પ્રદેશમાં ડાંગ, ધરમપુર, રાજપીપળા, પંચમહાલ અને ગીરના જંગલોમાં પુષ્કળ વનસ્પતિ થાય છે તેમાંથી ઉપયોગી દવાઓ, રંગ, ટેનીંગના પદાર્થો, લાકડું, ખેરસાળ, લાખ, હરડાં, ગુંદર વગેરે ઘણી ઉપયોગી ચીજો મેળવી શકાય તેમ છે પણ દુઃખની વાત છે કે, આપણી કાચી ધાતુઓ, વનસ્પતિઓ વ. આપણે પરદેશ મોકલી આપીએ છીએ અને ઉદ્યોગ અને સંશોધનને અભાવે આપણી રાષ્ટ્રીય સંપત્તિ વેડફાઈ જાય છે

એ ખરું છે કે, છેલ્લા ૧૦-૨૦ વર્ષમાં વિજ્ઞાનનો અભ્યાસ લેનારા વિદ્યાર્થીઓની સંખ્યા પહેલા કરતાં ઘણી વધી છે વળી નવી નવી સંસ્થાઓ પણ ખોલવામાં આવી છે છતાં બીજા દેશોની સરખામણીમાં આપણે બહુ પાછળ છીએ આપણા પ્રદેશમાં વિજ્ઞાનની પાછળ ભેખ લઈ જિંદગી સમર્પણ કરનારા કેટલા ગણી શકાય તેમ છે? ડો. ભગવાનલાલ ઇંદ્રજી, શ્રી જયકૃષ્ણ ઇંદ્રજી, પ્રોફેસર ગજ્જર વ. થોડા નામો આપણે સગર્વ આપી શકીએ ખરા પણ જ્યાં સુધી આપણો યુવક વર્ગ તેઓની પાસેથી પ્રેરણા મેળવી, વૈજ્ઞાનિક સંશોધનને પોતાની જિંદગીનું ધ્યેય ન બનાવે ત્યાં સુધી આપણે ખાસ કંઈ પ્રગતિ સાધી શકીએ નહિ

સાથે સાથે આપણી શિક્ષણ પદ્ધતિમાં ધરમૂળના ફેરફારો કરવાની ખાસ આવશ્યકતા છે બાળકમાં સ્વભાવગત રહેલી જીજ્ઞાસાવૃત્તિને પોષવા તથા તેને પ્રેરણા આપવા આપણી પાસે શું સાધનો છે? બહારના દેશોની માફક નાનપણથી જ બાળકને યોગ્ય સાધનો, જેવા કે, ચિત્રો, ચલચિત્રો, નમૂનાઓ વૈજ્ઞાનિકવૃત્તિને પોષતા સાદા પ્રયોગો, સંગ્રહસ્થાનો, પ્રાણીગૃહો, મત્સ્યગૃહો, ઉદ્યાનો વગેરે દ્વારા ભવિષ્યના વૈજ્ઞાનિકો પકાય તેવું શિક્ષણ આપવું જોઈએ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં યોગ્ય પ્રયોગો અને યોગ્ય સાધનોની મદદ વગર અપાતા વૈજ્ઞાનિક પાઠો બાળકોમાં કંઈ જાતની અભિરુચી પેદા કરી શકતા હશે? મહાવિદ્યાલયોમાં સંશોધન માટે જેટલી વધારે સગવડ અપાય તેટલું વધારે ઇચ્છનીય છે આપણા દેશના ધનાઢ્ય લોકો અને આપણી સરકાર આ વિષય ધ્યાનમાં લે અને સત્વર અમલમાં મૂકે તેવું આપણે સહુ ઇચ્છીએ છીએ

વિજ્ઞાનનો વિકાસ દેશમા ખૂબ જ વધે તે માટે બીજી અગત્યની વસ્તુ ધ્યાનમા લેવી પડશે. જ્યાં સુધી આપણે વિજ્ઞાનના વાતો સાદી ભાષામા અને માતૃભાષામા—ગુજરાતીમા—ન ઉતારીએ ત્યાં સુધી વિજ્ઞાન જનસમુદાયથી દૂર જ રહેશે વિજ્ઞાનના સિદ્ધાતો સાદી ભાષામા સમજાવતા પુસ્તકો આપણે તૈયાર કરાવવાં પડશે. વૈજ્ઞાનિક શોધખોળો કેવળ પડિત વર્ગનો જ ઇજારો ન બની રહે અને આમવર્ગ સુધી તેનો ફેલાવો થાય તે માટે જુદી જુદી જાતની ગ્રથમાળાઓ પણ આપણે તૈયાર કરવી પડશે સર્વમાન્ય બની ગયે તેવા વિજ્ઞાનના પારિભાષિક શબ્દો આપણી ભાષામા ઉતારવા પડશે

જેલ્લી સાહિત્ય પરિષદ ભરાયા પછી થોડા આગ પુસ્તકો ગુજરાતીમા પ્રસિદ્ધ થયા છે તેમાના થોડા નીચે પ્રમાણે બતાવી શકાય ,

ખોરાકના ગુણદોષ ( પરીખ ), ખેતીના મૂળતત્ત્વ ( પડ્યા ) ગોપાલન (સોલકી), ધાતુઓનુ શોધન અને શુદ્ધિકરણ (ઝવેરી), બાળકોની માવજાત (ઉપાધ્યાય), ઔષધાકર (બહેરામજી), હકીમી વૈદુ–સન્યાસી ઉપયાગે (હકીમ), દિવ્ય આયુર્વેદ દર્શન (હરિરામ ધ્ર મહારાજ), પ્રસુતિ શાસ્ત્ર (મહેતા), આયુર્વેદ વ્યાધિ, વિજ્ઞાન ભાગ ૧ (ઠક્કર), દૂધ (મેડોરા), વનસ્પતિ સૃષ્ટિ, ભા ૨ (બામડાઇ) મરુકુજ (મથુરાદાસ ત્રિકમજી). શરીર અને સ્વાસ્થ્ય (રાઠોડ), માદગીમાં ઉપવાસ (મુનશી), પ્રસૂતાની સારવાર પરીખ), સસ્તુ વદુ (આ. હેરમબજી), આયુર્વેદ ચમત્કાર (હરિરામ ધ્ર મહારાજ), દમ (ભટ્ટ), દેશી ઘર વૈદુ (મહેતા), પ્રસૂતિ (શાહ), આયુર્વેદિક વ્યાધિ વિજ્ઞાન (ઠક્કર), ઘર ગથ્થુ દવાઓ નાગર), વિજ્ઞાન જ્યોત, ભા. ૨ (ભટ્ટ), અનુભવ સિદ્ધ ઔષધિઓ (ત્રિવેદી), આખ સાચવવાની કળા (પટેલ), સાપ (ત્રિવેદી), વિજ્ઞાનમદિર ભા. ૨ (પડ્યા) નાના ઉદ્યોગો, ભા ૧ (શાહ), ગુજરાતમા પક્ષી ચિત્રો (દેસાઈ), વૃક્ષ અને વેલી (ઓઝા), માતા થનારને (પટેલ), અણુશક્તિનો અહેવાલ (દવે), આપણો ખોરાક (પાઠક અને ગવળ)

હજી વધારે ને વધારે સાન પુસ્તકો બહાર પડે તેની ઘણી આવશ્યકતા છે.

જેવટે વૈજ્ઞાનિક વિકાસમા રસ લેતા ભાઈ બહેનોને થોડુ નમ્ર સૂચન કરુ તો અસ્થાને નહિ ગણાય

વિજ્ઞાનને કોઈ જાતનુ બધન હોવુ ન જોઇએ કોઈ વાડાઓની અદર તેને પૂરી રાખવુ ન જોઇએ આપણા વડા પ્રધાન પડિત નેહરુએ કહ્યુ છે તે પ્રમાણે વિજ્ઞાનને કોઈ જાતની સરહદો નડતી નથી.

વળી વિજ્ઞાનની કોઈ એક શાખામા પડ્યા રહી બીજી બધી શાખાઓ ભૂલાઈ ન જવી જોઇએ બધી શાખાઓમા પ્રાવિણ્ય તો ન મેળવી શકાય, પણ સારુ એવુ જ્ઞાન તો જરૂર મેળવવું જોઇએ. જરા વધુ આગળ જતા બધા વિજ્ઞાન વિભાગો અને શાસ્ત્રોનો સમગ્ર અભ્યાસ થવો જોઇએ અને માનવ વિકાસને મધ્યસ્થ રાખીને તેનુ સમગ્ર ચિતન થવુ જોઇએ વિજ્ઞાન દ્વારા મનુષ્ય જાતિની સેવા કરવાનુ આપણુ ધ્યેય હોવુ જોઇએ ડૉ. શ્રી રાધાકૃષ્ણનનુ નીચેનુ વાક્ય આપણને બહુ પ્રેરણાદાઇ થઈ પડશે :—

' Science has done more for het emancipation of the masses than the wisdom of the sages "

સર હરસિદ્ધભાઈ દિવેટિયાએ શ્રી ચુનીલાલ ગાધી વિદ્યાભવન—સુરતના વાર્ષિક વ્યાખ્યાનમાળાના પ્રસગે એક મનનીય ભાષણ થોડા વખત પહેલા આપ્યુ હતું. તેમાં તેઓ કહે છે —

"આધુનિક યુગ વિજ્ઞાન યુગ છે છેલ્લાં પચાસેક વર્ષમા એમાં જે ક્રાંતિકારી સશોધનો થયા છે તેનાથી જીવનનાં મૂલ્યાકનો પણ બદલાઈ ગયાં છે ........ પણ હજી તો આપણે ઘણું વિજ્ઞાન મેળવવાનુ બાકી છે મનુષ્ય અને ઇશ્વર વચ્ચેના સબધ વિષે આપણે ત્યાં ઘણુ ચિંતન થયુ છે અને તે જ તાત્ત્વિક ભૂમિકા ઉપર

મનુષ્ય અને મનુષ્ય વચ્ચેના સંબંધનું પણ થયું છે. પણ મનુષ્ય અને મનુષ્ય વચ્ચેના પલટાતા સામાજિક અને વ્યાવહારિક જીવનમાં, ખાસ કરીને સામાજિક ભાવના, સંગઠન અને સંઘશક્તિનું વિજ્ઞાન શીખી હજી આપણે હાલના જમાનાને યોગ્યરીતે તે અપનાવી શક્યા નથી અને એટલા પૂરતું આપણું તત્ત્વજ્ઞાન પણ કાચું રહ્યું છે. એ શીખી જ્યારે આપણે વધારે પ્રતિષ્ઠા મેળવીશું ત્યારે સમગ્ર જગતને હક્કપૂર્વક એમ પૂછી શકીશું કે તમારે કયો માર્ગ પસંદ કરવો છે— વિજ્ઞાનમાંથી વિનાશ કે વિજ્ઞાનમાંથી પ્રજ્ઞાન ?

અંતમાં સંત શ્રી. વિનોબાજીનો ઉપદેશ આપણે બધાને યાદ રાખવો જોઈશે. તેઓએ કહ્યું છે કે, "હું તો વિજ્ઞાનનો ઉપાસક છું, એટલા માટે વિજ્ઞાન ખૂબ આગળ વધે એમ ઇચ્છું છું. પણ વિજ્ઞાનમાં બેવડી શક્તિ હોય છે. એક હોય છે વિનાશની શકિત, બીજી હોય છે વિકાસની શકિત. તે સેવા પણ કરી શકે છે અને સંહાર પણ કરી શકે છે. અગ્નિનો ઉપયોગ ચૂલો સળગાવવામાં કરવો કે ઘર બાળવામાં એ અક્કલ વિજ્ઞાનમાં નથી, તે આત્મજ્ઞાનમાં છે. જેમ પક્ષી બે પાંખથી ઊડે છે તે રીતે માણસ આત્મજ્ઞાન અને વિજ્ઞાન એ બે શક્તિઓથી અગ્રેસર થાય છે...જેમ આપણે આંખોથી દિશા જોઈએ છીએ અને પગથી ચાલીએ છીએ તે જ રીતે આત્મજ્ઞાન આંખ છે અને વિજ્ઞાન પગ છે. એ આત્મજ્ઞાનનું દર્શન માણસને ન હોય તો તે આંધળો ક્યાં જશે તે કહી શકાય નહિ. વિજ્ઞાન વિના જગતમાં કશું કાર્ય નહીં થઇ શકે અને આત્મજ્ઞાન વિના વિજ્ઞાનને યોગ્ય દિશા નહીં મળે।"



# ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૯ મા અધિવેશનમાં નડિયાદમાં તા. ૨૮મી ઓકટોબરે વંચાનાર નિબંધોની યાદી

## સાહિત્ય-વિભાગ

| વિષય : | લેખક : |
|---|---|
| ૧ નરસિંહરાવ વ્યક્તિ અને વાઙ્મય | શ્રી વિજયરાય ક. વૈદ્ય |
| ૨ રસનિષ્પત્તિ | શ્રી જેઠાલાલ છો. શાહ |
| ૩ કલાપીનું જીવનદર્શન | પ્રો. રમેશ સુંદરજી બેટાઈ |
| ૪ ભાષણ – સાહિત્યનું એક સ્વરૂપ | પ્રો. ધર્મેન્દ્ર મ. માસ્તર |
| ૫ સંસ્કારમૂર્તિ ગોવર્ધનરામ | ચૈતન્યબાળા દીવેટિયા |
| ૬ પારિભાષિક શબ્દોની રચના અને અર્થશાસ્ત્રની પરિભાષાની ચર્ચા | પ્રો. મનુભાઈ મો. શાહ |
| ૭ રાષ્ટ્રઘડતરમાં બાલસાહિત્યનો ફાળો | શ્રી. સુરેન્દ્ર ચોકસી |
| ૮ આપણું બાલસાહિત્ય | ડૉ. મહેન્દ્ર ન. પંડ્યા |
| ૯ પ્રેમભક્તિ | શ્રી ચતુરભાઈ પટેલ |
| ૧૦ દક્ષિણ ભારતની–સૌરાષ્ટ્રની કહેવતો | શ્રી ઇશ્વરલાલ દવે |
| ૧૧ સાહિત્ય દ્વારા જીવન વિકાસ | ચૈતન્યબાળા દિવેટિયા |

## ઇતિહાસ, પુરાતત્ત્વ ને સંશોધન

| | |
|---|---|
| ૧ બે હજાર વર્ષ ઉપરની ભારતીય નાટ્યમંડળીની રચના | શ્રી કેશવરામ કા. શાસ્ત્રી |
| ૨ બૃહત્સંહિતામાં ગુજરાતની સાંસ્કૃતિક સામગ્રી | ,, ડૉ. અરુણોદય ન. જાની |
| ૩ વાયુપૂજાની ઐતિહાસિકતા અને તેનો ગુજરાતમાં પ્રચાર | ,, કનૈયાલાલ ભા. દવે |
| ૪ પુરાણોમાં આદિમાનવ અને આદિસૃષ્ટિ | ,, મૂળશંકર મા. યાજ્ઞિક |
| ૫ સ્કંદનાગર ચરિતનો ટીકાકાર શિવરામ-ગુજરાતી ? | ,, લક્ષ્મીશંકર અ. જોષી |
| ૬ રામાયણની લંકા કઈ ? | ,, દી. બ. ચીમનલાલ મહેતા |
| ૭ ગુજરાતના પ્રાચીન સ્વામી | , ડૉ. પ્રો. હરિપ્રસાદ શાસ્ત્રી |
| ૮ અષ્ટદિક્પાલો | ,, કાંતિભાઈ સોમપુરા |
| ૯ નૈયાયિક નરચન્દ્રસૂરિ | , જિતેન્દ્ર જેટલી |
| ૧૦ જ્ઞાનચંદ્રની સિંહાસનબત્રીસી | ,, રણજીત પટેલ |
| ૧૧ શામળકૃત "નર્મદા – આખ્યાન" | ,, ભગતરામ ભા. મહેતા |
| ૧૨ ખંભાતના મોગલ સમયનાં ખતપત્રો અને રત્નચકીલાટ | ,, નર્મદાશંકર ત્ર. ભટ્ટ |
| ૧૩ મહેમાણા–ઇતિહાસના સાધનો | , કનૈયાલાલ અ. ભોજક |
| ૧૪ વડનગર – પૌરાણિક અને પુરાતત્ત્વની દૃષ્ટિએ | ,, રમણલાલ ના. મહેતા |
| ૧૫ દશમા સૈકાનું ગુર્જરસૈન્ય | , ડૉ. ઉમાકાન્ત શાહ |
| ૧૬ ચરોતરમાં પ્રયોજાતી પારસી | ,, ભાનુપ્રસાદ ચોકસી |
| ૧૭ શુક્લતીર્થ | ,, શાંતિલાલ ઠાકર |

| | | |
|---|---|---|
| ૧૮ | સંત શ્રી સતરામ મહારાજ | શ્રી ડૉ યોગીન્દ્ર જ ત્રિપાઠી |
| ૧૯ | હિજરતી શબ્દો | ,, નટવરલાલ માલવી |
| ૨૦ | Some Problems in the Study of Sultanate of Gujarat | Dr Satishchandra Misra |

## કલા વિભાગ

| | | |
|---|---|---|
| ૧ | ગુજરાતના કલાપ્રસાદો | શ્રી રવિશંકર મ રાવળ |
| ૨ | ભારતીય સંગીત | શ્રી વિદ્વનભૂષણ શુક્લ |

## પત્રકારત્વ

| | | |
|---|---|---|
| ૧ | ગની ગુજરાતનુ પત્રકારત્વ | શ્રી જન્મેજય મહેતા |
| ૨ | અખબારી જાહેરાતો | શ્રી ધર્મેન્દ્ર માસ્તર |

## ધર્મ અને તત્ત્વજ્ઞાન

| | | |
|---|---|---|
| ૧ | તત્ત્વજ્ઞાનમા પ્રમાણનુ સ્થાન | શ્રી ગોવિન્દલાલ હ ભટ્ટ |
| ૨ | શ્રીમદ્‌ભાગવત–એક રસદર્શન | ,, શાન્તિલાલ ઠાકર |
| ૩ | મધુવિદ્યા–યજુર્વેદનુ એક પુરાતન પ્રકરણ | ,, વિષ્ણુદેવ સાંકળેશ્વર પંડિત |
| ૪ | ધર્મ અને તત્ત્વજ્ઞાન | ,, શાંતિલાલ ઠી મહેતા |
| ૫ | શ્રી અરવિંદ અને તેમનુ યોગદર્શન | ,, ડાહ્યાભાઈ હી દેસાઈ |
| ૬ | ફ્રેન્ચ તત્ત્વજ્ઞ ડેકાર્ટનો આત્મસાક્ષાત્કાર | ,, એ. એચ. આઈ વોરા |
| ૭ | શ્રી અરવિન્દનુ તત્ત્વજ્ઞાન | ,, નિરુભાઈ પટેલ |

## વિજ્ઞાન

| | | |
|---|---|---|
| ૧ | શોણિતકથા | શ્રી ડૉ ઠાકોરલાલ નાયક |
| ૨ | ખોરાકનુ ઉત્પાદન અને સૂર્યકિરણો | ,, પ્રો એસ ટી. ગાંધી |
| ૩ | વિજ્ઞાનની બોધભાષા | ,, પ્રો વિજયચંદ્ર ઉપાધ્યાય |
| ૪ | ફણગાવેલા કઠોળ–વગડા | ,, સી સી શાહ |
| ૫ | કપાસની જાતમા ફેરફાર | ,, મા શિ પંડ્યા |
| ૬ | ગુજરાતમા પ્રાણીશાસ્ત્રનો અભ્યાસ | ,, જે સી જ્યોર્જ |
| ૭ | આયુર્વેદ અને ષડ્‌દર્શનો | ,, ભા ગો વૈદ્ય |

## શિક્ષણ

| | | |
|---|---|---|
| ૧ | કેળવણી અને સંસ્કાર | શ્રી શિવાભાઈ ગો પટેલ |
| ૨ | પાયાની કેળવણી | ,, ચંદુલાલ છોટાલાલ શાહ |
| ૩ | કેળવણી અને સંસ્કાર | ,, હરરાય અમુતખગાય દેસાઈ |
| ૪ | ,, | ,, સુરેશકુમાર ભટ્ટ |
| ૫ | ,, | ,, દામુભાઈ શુક્લ |

# —: વૃત્તસંચય :—

## : બે સારસ્વત સત્રોનો શુભ પ્રસંગ :

ગુજરાતી સાહિત્યના અમર જ્યોતિર્ધર સાક્ષરવર્ય શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠીની શતાબ્દી અને ગુજરાતી સાહિત્ય પરિષદની અર્ધશતાબ્દીના ઉત્સવો એકી સાથે આવે અને સાહિત્ય સમ્રાટની નગરી નડિયાદમા તેની ઉજવણી થાય એ એક વિરલ ઐતિહાસિક પ્રસંગ છે આ પુનિત સાક્ષરભૂમિના નાગરિકો વતી આ બન્ને સારસ્વત સત્રોમા પધારતા સાહિત્યોપાસક લેખકો કલાકારો અને તમામ અભ્યાગત-અતિથિઓને અમે હૃદયપૂર્વક સ્વાગત કરીએ છીએ

ઉત્તરપ્રદેશ અને મુંબઇ-ભારતના આ બે અગ્રણી રાજ્યોના રાજ્યપાલોનુ શુભ મિલન આ પ્રસંગ નડિયાદમા થાય છે એ પણ એક સુયોગ છે આ બન્ને મહાનુભાવો માત્ર રાજદ્વારી પુરુષો નથી બન્ને ખ્યાતનામ સાહિત્યસેવીઓ છે અધિવેશનના પ્રમુખ શ્રી મુનશીજી આપણા સાહિત્યના સમર્થ સર્જક અને યુગપ્રવર્તક સાહિત્યકાર છે તે તો સુવિદિત છે જ, પણ પરિષદના ઉદ્ઘાટક શ્રી હરેકૃષ્ણ મહેતાબ પણ એક તેજસ્વી વિદ્વાન, નવલકથાકાર, નાટ્યકાર અને સુપ્રસિદ્ધ પત્રકાર છે એ હકીકત ઘણા ઓછા ગુજરાતીઓની જાણમા હશે પ્રાચીન ઓરિસા કવિતાના ગ્રંથના સંપાદન માટે તેમણે અંગત ૨૫ હજાર રૂપિયાનો ખર્ચ કર્યો છે

નડિયાદને આંગણે સાહિત્ય પરિષદનુ આ ત્રીજુ અધિવેશન ભરાય છે અર્ધશતાબ્દીના ઉંબરે પહોંચેલી પરિષદ આ પ્રસંગે તેની સિદ્ધિઓ અને ઊણપોનુ માપ કાઢવાનુ છે, છેલ્લી બે પચ્ચીશીમા અને ખાસ કરીને છેલ્લા આઠ વર્ષમા જે સામાજિક, રાજકીય અને બીજા આંદોલનો જાગ્યા અને યુગપલટાના બનાવો બન્યા તેની અસર આપણા સાહિત્યે કેટલી ઝીલી? ગુજરાતી લેખકો, કવિઓ, કલાકારો અને સરસ્વતી સ્વામીઓને પ્રોત્સાહન આપવા માટે શુ શુ કર્યું? તથા નવા ઉગતા લેખકોને હૂંફ આપી કેટલી મદદ કરી? આપણા સાહિત્યના વિવિધ અંગો પાંગરતા જાય છે કે ઠીંગરાતા જાય છે, તેના વિકાસને રૂંધતા બળો કયા છે? આપણા કવિતા, વાર્તા નવલ કે અન્ય સાહિત્ય પ્રકારો છેલ્લા પચાસ વર્ષ દરમ્યાન બંગાળી હિંદી-બંગાળી-મરાઠીના તેવા સાહિત્ય પ્રકારોની સરખામણીમા ઊભા રહી શકે તેમ છે? આ બધા પ્રશ્નો વિશે ચર્ચા-વિચારણા થવી જરૂરી છે

'લોકમત' તંત્રીસ્થાનેથી



## ગુજરાતી સાક્ષરતાનું ઉત્તુંગ શિખર

# – પ્રબોધમૂર્તિ ગોવર્ધનરામ –

વિજયાદશમીને રોજ ( તા ૨૬–૧૦–૫૫ ) જેમની જન્મશતાબ્દી ઉજવવામા આવનાર છે અને જેમનો એ શતાબ્દી મહોત્સવ સાક્ષરધામ નડિયાદમા યોજાયો છે તે પ્રબોધમૂર્તિ ગોવર્ધનરામને ગુજરાતી સાક્ષરતાનુ ઉત્તુગ શિખર ગણી શકાય સાહિત્યકારની સર્જક શક્તિ સાથે સર્વદેશીય વિદ્વત્તાનો તેમનામા સમયોગ થયો હતો જીવનના અનેકવિધ પ્રશ્નોનુ ચિંતન તેમના સાહિત્યસર્જનમાથી પ્રાપ્ત થાય છે ગુજરાતી સાહિત્યમાંથી જગતસાહિત્યમા સ્થાન પામે તેવુ કોઇ પુસ્તક હોય તો તે તેમનુ 'સરસ્વતીચંદ્ર' છે 'સરસ્વતીચંદ્ર' ગદ્યમા લખાયેલી નવલકથા હોવા છતા તે એક મહાકાવ્ય જેવી કૃતિ છે કવિશ્રી ન્હાનાલાલના શબ્દોમા કહીએ તો 'સરસ્વતીચંદ્ર' જગત-સાક્ષર ગોવર્ધનરામ રચિત જગત-કાદમ્બરી છે

નરમયુગના એ દ્રષ્ટાએ ગુજરાતી સાહિત્યમા યુગપ્રવર્તક તરીકે સ્થાન મેળવેલ છે ગુજરાતના અનેક સાક્ષરો પર ગોવર્ધનરામની અસર છે

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી ( ૧૮૫૫–૧૯૦૭ ) નડિયાદના નાગર બ્રાહ્મણ હતા વિ. સ ૧૯૧૧ની વિજયાદશમી જેવા પુનિત ને ઇતિહાસ પ્રસિદ્ધ દિવસે ( તા ૨૦–૧૦–૧૮૫૫ના રોજ ) માધવરામના પત્ની શિવકાશીએ નડિયાદમા ગોવર્ધનરામને જન્મ આપ્યો હતો જન્મથી જ શરીર અનારોગ્ય હોતુ એ સબધીના હૃષ્ટપુષ્ટ બાળક સાથે તેનો વિનિમય કરવાની માતાને ઉત્કંઠા થયેલી પણ તે સબધીની અનિચ્છા વગેરેને લીધે ઉત્કંઠા અતૃપ્ત રહી અને કુળોદ્ધારક કુળદીપક બાળક કુળમા જ ઉછર્યો સમગ્ર જીવન પર્યંત ગો મા ત્રિ ની તબિયત વિવિધ વ્યાધિથી પીડિત રહેતી, ગોવર્ધનરામના પ્રથમ પત્નીનુ નામ હરિલક્ષ્મી હતુ ૧૮૬૮મા તેમનુ પ્રથમ લગ્ન થયુ હરિલક્ષ્મી ગોવર્ધનરામથી કેટલેક મહિને મોટા હતા ને સગપણ થયુ ત્યારે બન્નેમાંથી કોઇ જન્મ્યુ નહોતુ ! પ્રથમ પત્નીના મૃત્યુનો આઘાત ગોવર્ધનરામને ખૂબ લાગ્યો હતો વળી પિતાની પેઢી પણ એ જ વખતે તૂટી એ બંને આઘાતોથી વ્યથિત થયેલા ગોવર્ધનરામે બી એ ના પરીક્ષામા ઉત્તરપત્રો ફાડી નાખ્યા ને નાપાસ થયા તેમણે પ્રતિજ્ઞા કરી હતી કે ૪૦ કે ૪૨મે વર્ષે નિવૃત્ત થઈ લોકકલ્યાણ સાધવા જીવન અર્પવુ મુબઇમા જામેલી વકીલાતની કમાણી છોડીને, કચ્છમા દીવાનગીરી મળતી હતી તે છોડીને, સાહિત્ય દ્વારા લોકકલ્યાણ સાધવા માટે ગોવર્ધનરામે પ્રતિજ્ઞા મુજબ નિવૃત્તિ લીધી હતી ૧૯૦૭મા તેમનુ અવસાન થયુ હતુ એમનુ ઘડતર થયુ હતુ ચરોતરમા મુબઇમા ને ભાવનગરમા

ગોવર્ધનરામની કૃતિઓમા 'સરસ્વતીચંદ્ર એ મહાનવલના ચાર ભાગ, 'સ્નેહમુદ્રા' નામનુ કથાકાવ્ય 'નવલરામની જીવનકથા', 'Classical Poets of Gujarat' લીલાવતી જીવનકલા' 'દયારામનો અક્ષર દેહ,' 'સાક્ષર જીવન'—વગેરે, વગેરે કૃતિઓ સુપ્રસિદ્ધ છે આ સઘળામા એમનુ મુખ્ય અર્પણ તો 'સરસ્વતીચંદ્ર છે 'સ્નેહમુદ્રા'મા કવિએ પોતાની શક્તિ તથા કલ્પનાને અતિગંભીરતાથી પ્રયોજી છે, પરતુ તે કૃતિ ઘણી દુર્બોધ છે આ કાવ્યમાં સ્ત્રીજીવનની કરુણ સ્થિતિ દર્શાવવામા આવી છે 'નવલરામની જીવનકથા'મા તેમણે નવલરામના જીવન અને સાહિત્યની યથાર્થ મૂલવણી કરી છે 'Classical Poets of Gujarat'મા તેમણે પહેલીવાર ગુજરાતી સાહિત્યનુ ઘણુ સુદર વિવેચન કર્યુ છે, 'લીલાવતી જીવનકલા' પિતાને હાથે લખાયેલી પુત્રીની જીવનકથા છે, તેમા લીલાવતીનુ સસ્કારમૂર્તિ તરીકેનુ આલેખન ઘણુ સુદર છે, 'દયારામનો અક્ષર દેહ'મા તેમણે દયારામના સાહિત્ય અને ધર્મસિદ્ધાંતોની વિશદ ચર્ચા કરી છે 'સાક્ષર જીવન'મા પાંડિત્યભ

પૃથક્કરણ દ્વારા તેમણે બતાવ્યું છે કે સાહિત્યનો જીવન સાથે કેવો સંબંધ રહે છે તેની અંતર્દૃષ્ટિ કેમ પોષાય છે, અને તેના પર આલોક અને પરલોકના પ્રકાશ કેમ ઊતરે છે

ગોવર્ધનરામની કૃતિઓમાં 'સરસ્વતીચંદ્ર' મુકુટસ્થાને છે ૧૮૮૭માં 'સરસ્વતીચંદ્ર'નો પ્રથમ ભાગ પ્રગટ થતાં નવલકથા–સાહિત્યના આકાશમાં 'પ્રફુલ્લ અમીવર્ષણ ચંદ્રરાજ' ઊગ્યો 'સરસ્વતીચંદ્ર' ગુજરાતનો મહાગ્રંથ છે, ગુજરાતની જગત કાદમ્બરી છે અર્વાચીન સમયના હિંદુસ્તાનના સાંસારિક, રાજકીય, ધાર્મિક વગેરે મહાપ્રશ્નોની ચર્ચાનો આકરગ્રંથ છે અર્વાચીન યુગનું તે એક પુરાણ છે, જેમાં પ્રાચીન પૂર્વની સંસ્કૃતિ, અર્વાચીન પૂર્વની સંસ્કૃતિ અને અર્વાચીન પશ્ચિમની સંસ્કૃતિનો સમન્વય ગોવર્ધનરામે તેમની આર્ષ દૃષ્ટિથી કર્યો છે "તે પ્રણય કથા નિમિત્તે સંસ્કૃતિ કથા છે, પ્રણયકથા તેના નાયક–નાયિકાની અને સંસ્કૃતિ કથા તે યુગના ગુજરાતની!" (વિ વૈદ્ય) પંડિતયુગનું તો તે એક મહાકાવ્ય છે તેના ચારભાગમાં જુદા જુદા પ્રકારની નવલકથાઓના ઉદાહરણો મળે છે, તેનો પ્રથમ ભાગ ઉત્તમ કલાકૃતિ છે અને તેમાં સામાજિક તથા રજવાડાનું જીવન ચિતરવામાં આવ્યું છે બીજો ભાગ આપણું કૌટુંબિક જીવન દર્શાવે છે ત્રીજો ભાગ રાજકીય નવલકથા છે ચોથો ભાગ રૂપકગ્રંથિ અને તત્ત્વજ્ઞાન પ્રધાન નવલકથા છે આમ 'વ્યક્તિલોક, કુટુમ્બલોક, રાજ્યલોક, અને સાધુલોક' એમ ચતુર્વિધ સૃષ્ટિનું આલેખન તેમાં કરવામાં આવ્યું છે એકએક વરના પાત્રોનું ને એ પાત્રોની લીલાભૂમિ બની શકે તેવા વિશાળ પટનું આવું સમૃદ્ધ દર્શન ગુજરાતની બીજી કોઈ કૃતિમાં નથી ગોવર્ધનરામની શૈલીનું વૈવિધ્ય પણ અનેરું છે Philosophic Vagabond (તત્ત્વશોધક રખડુ) જેવો સરસ્વતીચંદ્ર, આત્મવિલોપનશીલ કુમુદ, રમતિયાળ મેધાવિની કુસુમ, કુટુમ્બરક્ષક ગુણસુન્દરી વગેરે પાત્રો ગુજરાતમાં લોકપ્રિય બન્યા હતા 'સરસ્વતીચંદ્ર'માં ગુજરાતના મહાન સર્જક અને ચિંતક ગોવર્ધનરામની સમર્થ પ્રતિભા દૃષ્ટિગોચર થાય છે ગુજરાતની નવલકથા તેમજ સમગ્ર સાહિત્ય પર તેની ઘણી અસર થઇ છે તેના ઘણા અનુસરણ થયા છે આજનો કોઇપણ સાહિત્યકાર 'સરસ્વતીચંદ્ર'ની અસરથી મુક્ત નથી

'સરસ્વતીચંદ્ર'ની વસ્તુ સંકલનાને શ્રી મ ક ઠાકોરે એક વડલા સાથે સરખાવેલી છે તે યથાર્થ છે સામાન્ય વૃક્ષની ડાળીઓ કેન્દ્રીત થાય છે પણ વડલાની તો અનેક વડવાઇઓ ફૂટી નીકળે છે અર્થાત્ 'સરસ્વતીચંદ્ર'નું કથાવસ્તુ વટવૃક્ષ સમાન, જટિલ છે સામાન્ય વૃક્ષના નિયમો જેમ વડલાને લાગુ પડતા નથી, તેમ સામાન્ય નવલકથાના નિયમો આ મહાનવલને લાગુ પડતા નથી જગતની બીજી કેટલીક મહાન નવલો (દા ત ટોલ્સ્ટોયની 'વોર એન્ડ પીસ') પણ વસ્તુસંકલનની આ પ્રકારની શિથિલતા ધરાવે છે આંતરરાષ્ટ્રીય ગણના પ્રાપ્ત કરે તેવું પુસ્તક ગોવર્ધનરામે ગુજરાતને આપ્યું છે ૧૯મી સદીમાં ભારતીય સાહિત્યમાં આટલું વિશાળ જીવનદર્શન આપતું પોતાના યુગને પુર્ણત પ્રતિબિંબિત કરતું ઓગણીસમી સદીનું એ એક માત્ર ભારતીય 'ક્લાસિક' (Classic–ઉત્તમ કોટિની શિષ્ટ કૃતિ)છે, પોતાના જમાનાના બધા જ જીવનપ્રશ્નોને કોઈ એક જ કૃતિમાં આટલી સમર્થ પ્રતિભાથી અન્ય કોઇ ભારતીય સાહિત્યકારે નિરૂપ્યા નથી

ઈ ર દ

ગુજરાત સમાચાર–પ્રજાબંધુ'માંથી

(તા ૨૩–૧૦–૫૫)



# 'સરસ્વતીચંદ્ર'ની પશ્ચાદ્ ભૂમિકા

## સમકાલીન જીવનમાંથી ઝડપાયેલાં પાત્રો અને પ્રસંગો

પ્રત્યેક સાહિત્યકારની કૃતિમાં સમકાલીન જીવનના અંગો આવ્યા વિના રહેતા નથી. સર્જકે પોતાના જીવનમાં જે જોયું કે અનુભવ્યું હોય છે તેનું પ્રતિબિંબ એક યા બીજા સ્વરૂપે તેની કૃતિમાં પડયા વિના રહેતું નથી. કેટલીયે નવલકથાઓમાં સમકાલીન જીવનમાંથી ઝડપાયેલા પાત્રો અને પ્રસંગોનું નામભેદે આલેખન થયું હોય છે. 'સરસ્વતીચંદ્ર' જેવી મહાનવલ પણ તેમાં અપવાદ રૂપ નથી. ગોવર્ધનરામનું સર્જક તરીકેનું ઘડતર, નડિયાદ, ભાવનગર અને મુંબઈમાં થયું હતું તેથી એ જાણીતા સ્થળોના કેટલાક પ્રસંગો ને પાત્રોની તસવીર 'સરસ્વતીચંદ્ર'માં ઝીલાયા છે.

### સંતરામ મહારાજ પરથી વિષ્ણુદાસનું પાત્ર

'સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગમાં વિષ્ણુદાસનું પાત્ર આવે છે તે નડિયાદના સંતરામ મહારાજ પરથી લેવાયું જણાય છે. વેદાન્ત અને ભક્તિના સમન્વયની નૂતન વિચારસરણી પણ સંતરામ મહારાજની છે અને તેના પરથી વિષ્ણુદાસની લક્ષ્યાલક્ષ્યની તત્ત્વસરણી આલેખાઈ છે.

### શામળદાસ પરથી બુદ્ધિધનનું પાત્ર

'સરસ્વતીચંદ્ર'ના પહેલા ભાગમાં બુદ્ધિધનનું પાત્ર ઘણું પ્રભાવશીલ છે અને તેથી પહેલા ભાગનું નામ જ 'બુદ્ધિધનનો કારભાર' એવું રાખવામાં આવ્યું છે. જેમ સરસ્વતીચંદ્ર બુદ્ધિધનને ત્યાં રહ્યો હતો તેમ ગોવર્ધનરામ ભાવનગરમાં દીવાન શામળદાસને ત્યાં તેમના સેક્રેટરી તરીકે રહ્યા હતા. એ સમયે ગોવર્ધનરામે દીવાન શામળદાસની મુત્સદ્દીગીરી નજરે જોઈ અને તે રજવાડી ખટપટ ને તેના દાવપેચનું સુંદર આલેખન 'સરસ્વતીચંદ્ર'ના પહેલા ભાગમાં કર્યું. સર લલ્લુભાઈ શામળદાસે તેમની નોંધપોથીમાં લખ્યું છે "મેં સરસ્વતીચંદ્ર પહેલ વહેલું વાંચ્યું ત્યારે મને લાગેલું કે એમાંનું વસ્તુ એમણે અમુક પ્રમાણમાં ભાવનગરમાં કરેલ દર્શન ઉપરથી લીધેલું. એમને આ બાબતમાં સીધો પ્રશ્ન પૂછ્યો ત્યારે એમણે સ્વાભાવિક રીતે જ ઉડાવનારો જવાબ આપ્યો અને કહેલું કે બીજા રાજ્યોનો પણ મને થોડોક અનુભવ થયો છે એટલે તેમાંથી પણ થોડું થોડું મેં લીધું છે. એ ગમે તે હો પણ મને તો લાગે છે કે ગોવર્ધનરામે બુદ્ધિધનનું પાત્ર મારા પિતા ઉપરથી ઉપજાવેલ છે." ('સ્વ. સર લલ્લુભાઈ શામળદાસનું જીવન ચરિત્ર' લે. ધનસુખલાલ કૃ. મહેતા પૃ. ૭૭) ભાવનગરના સદ્‌ગત નાગર દીવાન હરિલાલ સનાઈવાલે શામળદાસની જે જીવનકથા અંગ્રેજીમાં લખી છે તે વાંચીએ અને 'સરસ્વતીચંદ્ર'ના પહેલા ભાગમાં બુદ્ધિધનનો કારભાર જોઈએ તો એ બંને વચ્ચેનું સામ્ય તરત જ નજરે પડે એવું છે. ૧૮૭૮માં ગોવર્ધનરામે ભાવનગરના રજવાડી અને મુત્સદ્દી રંગ જોયા અને તેની છાયા ૧૮૮૭માં પ્રકટ થયેલા 'સરસ્વતીચંદ્ર'ના પ્રથમ ભાગમાં ઝીલાઈ. સર લલ્લુભાઈએ તેમની નોંધપોથીમાં લખ્યું છે "બહારના માણસને ભાવનગરમાં અમલદારી મળે એ વાત જ કેટલાકને તો ગમતી નહોતી. આથી એ લોકો મારા પિતા સમક્ષ ગોવર્ધનરામની હરેક પ્રકારની મશ્કરી કરતા. હું પણ પહેલાં તો આ મશ્કરીઓ પ્રત્યે સહાનુભૂતિ સેવતો પણ એવા ક્રૂર અને હલકા કટાક્ષ તરફ ગોવર્ધનરામે જે ઉદાસીનતા બતાવ્યા કરી તેનાથી મારા ઉપર ઊંડી અસર થઈ અને મને એમનામાં રહેલ મહત્તા અને શક્તિઓનો યથોચિત ખ્યાલ આવ્યો. પહેલાં જે માણસ મને લગભગ વેદિયા ઢોર જેવા જણાયા તે અલ્પ સમયમાં મને પ્રખર વિદ્વાન, મહાજ્ઞાની અને અદ્‌ભુત શક્તિશાળી વ્યક્તિ તરીકે ઓળખાયા. ગોવર્ધનરામે 'સરસ્વતીચંદ્ર'નો પહેલો ભાગ બહાર પાડ્યો નહોતો ત્યાં સુધી એમની કીર્તિ ઘણા ઓછા માણસના જાણવામાં

આવી હતી, એ પ્રસિદ્ધ થયા પછી તો લગભગ આખા મુંબઈ ઇલાકામાં એમનો કીર્તિધ્વજ ફરકી ગયો હતો રંગી ભાવનગરમાં તે વેળા એમને માટે લોકોમાં બહુ માન ન હતું એનું કારણ એ પણ હતું કે અમે નાગર ગૃહસ્થ હતા જ્યારે ગોવર્ધનરામ નાગર વૈદિક (ભિક્ષુક) હતા વૈદિકો ન્યાતના જમણમાં દક્ષિણા લેતા હતા એ વાત એમને હલકા પૂરવાર કરવાને બસ હતી ગોવર્ધનરામના પિતા ભાવનગર આવ્યા ત્યારે તેમણે રિવાજને અનુસરવો જોઇએ એમ માનીને આવા જમણવારમાં પોતે દક્ષિણા લેવી, એટલું જ નહિ પણ પુત્ર પાસે લેવરાવવી એવો નિયમ રાખ્યો હતો ગોવર્ધનરામ આવી બાબતોમાં બહુ આગળ પડતા વિચાર રાખતા હતા છતાં પણ પિતા પ્રત્યેના માનને લઇને આ નિયમનું પાલન એમણે થોડો સમય કર્યું હતું આ વ્યક્તિગત સ્વાતંત્ર્યના જમાનામાં પુત્રનું આવું વર્તન કદાચ તિરસ્કરણીય લાગે—પણ મને તો હજી પણ એમનું આ વર્તન અતિ પ્રશંસનીય લાગે છે " બુદ્ધિધનનું પાત્ર શામળદાસના જીવન ને વ્યક્તિત્વ પરથી લેવાયું છે તે લલ્લુભાઈએ યોગ્ય જ કહ્યું છે એકવાર 'સરસ્વતીચંદ્ર'નું નાટક લલ્લુભાઇ અને અન્ય સ્વજનો જોઇને આવતા ત્યારે કિશોર ભત્રીજા શ્રી નવીનમાણુએ લલ્લુભાઇને કહ્યું "તમે પ્રમાદધન નથી, પણ બુદ્ધિધન તો શામળદાસ જ છે' કિશોર નવીનમાણુની આ ચબરાક ઉક્તિને લલ્લુભાઇએ હસીને સંમતિ આપી હતી એમ નવીનમાણુ સાક્ષી પૂરે છે

## અલકકિશોરી કોણ હતી?

'સરસ્વતીચંદ્ર' ના પહેલા ભાગમાં અલકકિશોરીનું પાત્ર આપણું ધ્યાન ખેંચે તેવું છે એનું જાજરમાન વ્યક્તિત્વ અનેરો પ્રભાવ પાડે છે એ અલકકિશોરી કોણ હતી? કવિ શ્રી ન્હાનાલાલે એ ભેદ ૧૯૪૫ માં ખુલ્લો પાડયો છે "ભાવનગરના ટાળવડીના બોલ તથા ઈતિહાસ ચક્રાવો" એ વ્યાખ્યાનમાં (પૃ ૧૬) કવિએ કહ્યું છે, "પહેલ્લું ત્હમારે ભાવનગરને પૂછું છું કે અલકકિશોરી કોણ હતી? અલકકિશોરી હતી બુદ્ધિધનની તેજસ્વિની, વર્ચસ્વિની જાજરમાન મંત્રીપુત્રી કુટુંબની કારભારણ, ભાભીની કાન્તિ ને દીપ્તિ દીવાનઘરની વિજયવેલ 'સરસ્વતીચંદ્ર માંની ગુર્જર યશસ્વિની અલકકિશોરી એ હતી અલકકિશોરી હતી ગુર્જર રમણીની એક type 'સરસ્વતીચંદ્ર'માં ગોવર્ધનભાઇએ વ્યક્તિઓ નહીં, types સરજ્યા છે ગોવર્ધનભાઈની અલકકિશોરી હતી type પણ એ એ typeની મૂળપ્રતિમા હતી ભાવનગર નિવાસિની ત્હમારે ભાવનગરની એ અલકકિશોરી કોણ હતી? સાહિત્યઇતિહાસના Secret નો પડદો હું ઉપાડતો નથી દસ બારેક વર્ષો ઉપર એમના જ એક કુટુમ્બીબંધુએ ઉઘાડેલો છે 'જમાલ' એ રસ્તેથી ચ્હડીને બાગમાં પ્રવેશ્યો હતો એ દિવાનપરામાંનો રસ્તો એમણે ત્હમારે સ્વ ચંદ્રશંકરને દાખવ્યો હતો શામળભાઇના વડામાં કાન્ત રહેતા મહિનો મહિનો અમે રહ્યા છીએ ભાવનગરના અલકકિશોરીને મ્હેં જોયા નથી પણ અડધિક સદી પૂર્વે મ્હારા મ્હોટાભાઈ ઉમરાળે દીપોટી વહીવટદાર હતા ને કોલેજ કાળમાં હું ત્હાં જતો, ત્હમારે વિદ્યાવ્યાસંગી શ્રી સવાઈલાલભાઈ ઉમરાળે વહીવટદાર હતા આ જુવાન કોલેજિયનને વારંવાર મધ્યાહ્નોત્તરની ચ્હા પીવાને નદી તીરના દરબારી ઉતારામાં ન્હોતરતા વાનપ્રસ્થાવસ્થામાં સવાઇલાલભાઇએ સરકૃત ગુજરાતી શબ્દકોશ રચ્યો છે ભાવનગરમાં અલકકિશોરી હતા દીવાન શામળદાસભાઈના જાજવલ્યમાન પુત્રી, ને દીવાન વિઠ્ઠલદાસ ભાઈના ને સર લલ્લુભાઇના પ્રભાવપ્રતાપી ભગિની 'અનુપકુંવરબા' ૬૦-૭૦ વર્ષ આજ ગુજરાતભરમાં સ્મરણ સજ્જના છે; ગુજરાતી ભાષા છે, સરસ્વતીચન્દ્ર છે, ત્યાં સુધી ચિરંજીવ છે' કવિશ્રીએ બીજું બધું બરાબર કહ્યું છે પણ મકાનની બાબતમાં થોડી સમજફેર થતી લાગે છે પાછળથી કાન્ત જેમાં થોડો સમય રહેલા તે મકાન શામળદાસનું ખરું, પણ જૂનું મકાન (જેનું વર્ણન 'સરસ્વતીચંદ્ર' માંના બુદ્ધિધનના મકાનને મળતું આવે છે તે) આ દીવાનપરામાં છે તે નહિ, પરંતુ નાગર પોળમાં શામળદાસનું જૂનું મકાન છે તે એ મકાનનો આગળનો ભાગ નવો થયો છે પણ પાછળનો ભાગ તો હજી એવો ને એવો જ છે, 'જમાલ' એ

વેગે ચડીને માળમા પ્રવેશ્યો હતો તે આજે પણ આ જૂના મકાનમા એ પ્રમાણે છે ઝાપગઓ જ્યતો જમાન સાવતો હતો વગેરે વર્ણન તેની સાથે વિશેષ મેળમેળતુ છે, ગ્વેશ પાસેનો અનકમિશોરી ખડ, તેની પાસેનો ખડ (જેમા ગોવર્ધનરામ રહેતા હતા) વગેરે દીવાન વગતુ વર્ણન આજે પણ બધબેસતુ આવે કે અને કિશોરી, વનીના સ્ત્યાદિ ત્યા તેમીને વાતો કરતા, એ પણ એ મકાન જોઈને ખ્યી શકાય તેમ છે

## ગોવર્ધનરામ અને સરસ્વતીચદ્ર

વાર્તાનાયક સરસ્વતીચદ્રના પાત્રમા લેખકે પોતાના જીવનની કેટલીક હકીકતો વણી લીધી છે ત તા જાણીતુ છે સરસ્વતીચદ્રે ગૃહક્લેશથી કુટુમ્બત્યાગ કર્યો હતો ગોવર્ધનરામ પણ કટાળીને નાસી ગયેલા ફેર એટલો કે ગોવર્ધનરામ ટ્રેઈન ચૂકીને પાછા આ યા પણ સરસ્વતીચદ્રને તો લેખકે છૂટો મૂકી દીધો સરસ્વતીચદ્ર ને બુદ્ધિધનનો પરિચય તળાવની પાળ પર થાય છે ને તે વખતે એક સસ્કૃત પુસ્તક તે વાચતો હોય છે ગોવર્ધનરામે રચેલો એક શ્લોક મનસુખરામ એક દિવસ ગોની રહ્યા હતા ત્યારે તેમને ત્યા મુબઈ આવેલા શામળદાસે પૂછ્યુ કે આ શ્લોક કયો કવિકાળિદાસનો રચેલો છે? મનસુખરામે આછુ સ્મિત કરીને જવાબ આપ્યો 'નારે! આ કઈ પ્રાચીન શ્લોક નથી એ તો હમણા થોડા વખત ઉપર જ રચાયો છે અને તે બીજા કોઈએ નહી પણ આપણા ગોવર્ધને જ રચેલો છે ('ઊર્મિ અને નવરચના' જાન્યુઆરી ૧૯૪૪ શ્રી વિશ્વનાથ ભટ્ટનો લેખ 'પડિતયુગ' પૃ ૨૮૫) એ વખતે શામળદાસને મનસુખરામે ગોવર્ધનરામનો પરિચય આપ્યો એમના કુટુબ પર કુપિત વિધિએ આફત નાખી એકાએક એમા કેવી ઉથલપાથલ કરી નાખેલી તે હકીકત જાણીને શામળદાસ બધી વાત જાણીને આ મનોહર શ્લોકના રચનાર યુવકભણી વિશેષ આકર્ષાયા ને પોતાને એક અગ્રેજી ભણેલો મત્રી પ્રાઈવેટ સેક્રેટરી જોઈતો હતો તેથી એ જગા ગોવર્ધનરામને આપી એ જગા પર કામ કરતા ક તા ગોવર્ધનરામે જે દ્રવનના રગરાગ જોયા તે તેમણે 'સરસ્વતીચદ્ર'મા (ખાસ કરીને પહેલા ભાગમાં) આલેખ્યા છે સુવર્ણપુરમા ભાવનગરનુ ઘણુ રજવાડી જીવન પ્રવેશ પામ્યુ છે 'સરસ્વતીચદ્ર'માનુ રત્નેશ્વર મહાદેવનુ મદિર તે ભાવનગરનુ જગન્નાથનુ મદિર જણાય છે ખુમાણ બહારવટિયાઓ પરથી બહારવટિયાઓનુ જીવન આલેખાયુ જણાય છે ભાવનગર નજીક ગઢેચી નામનો જાણીતો વડ ને જ 'સરસ્વતીચદ્ર'માનો ત્રિભેટાનો વડલો જણાય છે આવી બધી વિગતોમા વિશેષ ઉતરવાની જરૂર નથી પરતુ સમકાલીન જીવનમા નિહાળેલા પાત્રો પ્રસગો ને સ્થળો પરથી એમા કલ્પનાના રગ ઉમેરીને લેખકે કેવી સજીવ અને રસભરી વાર્તાસૃષ્ટિ રચી છે તે જોઈને લેખકની ઉચ્ચ કોટિની સર્જક શક્તિ વિષે માન ઉપજ્યા વિના રહેશે નહી

ગુજરાત સમાચાર–મંજાયપુમાથી



# 'સરસ્વતીચંદ્ર'નું ગૌરવ

અર્વાચીન યુગમા આખા જીવન ફલક પર વિસ્તરતી, આખા જીવનને સમેટી લેતી, આખા જીવનને વેધીને પાર જતી એવી દૃષ્ટિ પૂર્વ પશ્ચિમ બનેમા આ ('સરસ્વતીચદ્ર') પહેલીજ નવલકથા છે જેમા જેનાથી 'જીવન ક્રિટિક' આપણી છે આ મહાન નવલમા કર્તાએ કેટકેટલા પાત્રો સર્જ્યા છે, તેનાં પાત્રોનુ વસ્તીપત્રક કરવા જેવુ છે મનુષ્યના ચિત્તની કેટલીક અવસ્થાઓ, ઉત્તમ મધ્યમ હીન ચીતરી છે કેટલા વિશાળ કલ્પ નાના ઉદ્યમો કર્યા છે, કેટલી કવિતા સર્જી છે, ગાઈ છે (મને મહૂમ મણિશકરે કહેલુ કે, ગોવર્ધનરામમા Poetic energy–કાવ્ય સર્જક શક્તિની સપત્તિ બહુ માતબર છે) અને માનવ સ્વભાવના ગોચર-અગો

નર સ્થાનો ઉપર પ્રકાશ પાડ્યો છે ! કેટલા ઉન્નતિના માર્ગો બતાવ્યા છે અને કેટલા રહસ્યોને નવી દૃષ્ટિએ સમજાવ્યા છે ! એમની મહાનવલમા આ ભાગ માત્ર નિબંધાત્મક છે, આ પાત્ર ચર્ચાત્મક છે, આ નીરસ છે, એમ બતાવવુ સહેલુ છે, પણ મહાનવલમા પણ સકા ઉજ્જડ પ્રદેશો આવે અને એ એટલો મહાન કથાકાર છે કે, નીરસ જણાતા ભાગો પણ નવલકથામા નિર્વાહ્ય બનાવવા, કથા કલાગમ્ય બનાવવા કઇ કઇ યુક્તિઓ કે હિકમતો એમણે વાપરી છે, એનો અભ્યાસ કરવો વિશેષ રસદાયી અને કાળજીથી નીવડે એણે ભાખેલુ ભાવિ ક્યા કયા ખોટુ પડ્યુ તે બતાવવુ સહેલુ છે પણ એણે જોયેલુ ભાવિ કેટલુ સાચુ પડ્યુ, એની દિશા કેટલી બધી સાચી હતી અને હજી એજ દિશાએ આગળ જોવાનું રહે છે, એમા સાચી સમજ રહેલી છે ગોવર્ધનરામ એટલા મહાન સર્જક છે તેમણે મેળવેલી સામગ્રી એટલી વિપુલ અને વિવિધ છે અને એ સામગ્રીનો તેમણે એટલો કલાત્મક ઉપયોગ કર્યો છે કે, એના ગ્રથ માટે ગુર્જર સમાજ હમેશા અભિમાન લે અને તેના સતત અભ્યાસ અને રસોપભોગને પોતાનો પુરુષાર્થ સમજે !

ના વિ. પાઠક
( 'શતાબ્દી વ્યાખ્યાનમાળા' )



# ગુજરાતી સાહિત્ય–પરિષદ સંમેલનનાં સંસ્મરણો

## સાક્ષરતાની ભૂમિમાં જ્ઞાનોપાસનાનું પર્વ

સાક્ષરો અને મુત્સદ્દીઓની ભૂમિ નડિયાદને આગણે ગયા બુધ, ગુરુ અને શુક્ર ત્રણ દિવસ સુધી નાનામોટા, પ્રૌઢ અને પીઢ, ઉદીયમાન અને સિદ્ધહસ્ત એમ અનેક સાહિત્યકારો અને સારસ્વતોનો એક ચિરસ્મરણીય જ નહી બલ્કે અવિસ્મરણીય મહામેળો ભરાઈ ગયો કહો કે જ્ઞાનોપાસનાનુ એક મહાપર્વ ઊજવાઈ ગયુ. પર્વની ઊજવણીના આરભમા સાહિત્ય પરિષદના સચાલન અંગે શ્રી મુનશીજી સામેના અર્વાચીન પેઢીના અનેક સાહિત્યકારોના રોષને પરિણામે ભગાણ પડવાના અને તોફાન થવાના ભયના ઓળા ઝઝૂમી રહ્યા હતા પરન્તુ સદ્ભાગ્ય કહો નડિયાદનિવાસીઓનુ, પરિષદનુ ને સાહિત્યસેવીઓનુ કે કેટલાકોનુ વાદળ સમયસર સતોષપ્રદ સમાધાન થવાને પરિણામે જોતજોતામા હટી ગયુ અને ઉલ્લાસનુ ને સુમેળનુ, સતોષનુ ને પ્રસન્નતાનુ વાતાવરણ છવાઈ રહ્યુ સાહિત્ય પરિષદમા નવા પ્રાણનો સચાર થવાથી, પરિષદ વધારે ને વધારે સુસકલિત સુસગઠિત અને અવિશેષ માર્ગશીલ બનવાની શક્યતા નિર્માણ થઈ અને સાહિત્ય પરિષદ પ્રત્યે તમામ સાહિત્યસેવીઓનો અનુરાગ દૃઢ થાય એવી ભૂમિકા રચાઇ એ આ સારસ્વતયજ્ઞની મોટામા મોટી ફલશ્રુતિ ગણાય

### સાચા અર્થમાં સાક્ષર ભૂમિ

' શુભ શકન દિસે મધ્યાન્હ શોભશે વીતિ ગઈ છે રાત '

વીર કવિ નર્મદની આ કાવ્ય પંક્તિ આ તકે સહેજે સહુ કોઇના સ્મરણપટ પર રમતી થઇ ગઈ હતી સાહિત્ય પ્રત્યે આમજનતાનો અનુરાગ કેટલો બધો ઉત્કટ છે અને આથી યે વિશેષ ઉત્કટ બનાવવાનો કેટલો બધો અવકાશ છે એ પાચ પાચ હજારની જનમેદની લાગલગાટ ત્રણ દિવસ સુધી સવારના ૮ થી બપોરના ૧૨ અને બપોરના ૩થી રાતના ૮ સુધી એકસરખી ધીરજથી, સ્વસ્થતાથી ને શાંતિથી બેસીને તમામ ભાષણો

આતુરતાથી શ્રવણ કર્યે જ ગઇ, એ હકીકતથી સ્પષ્ટ થાય છે. નડિયાદ ખરેખરી, એના સાચા અર્થમાં સાક્ષરતાની ભૂમિ છે એમ આ પરિષદ સંમેલનમાં પ્રતીત થયું છે એમ નિઃસંકોચ કહી શકાય. આપણી આમજનતાને સારી વસ્તુ યોગ્ય રીતે આપવામાં આવે તો એ જરૂર આસ્વાદે, માણે અને તે પ્રત્યે નિત્ય અભિમુખ રહે એમ પણ આ સંમેલનમાં જોવા મળ્યું. પોતાને આંગણે ત્રણ ત્રણ દિવસ સુધી સારસ્વતોનો મેળો મળે તેનો નડિયાદની જનતાને ઉત્સાહ કેટલો બધો હતો તે તો શ્રી સંતરામ મંદિરનો એ આખો યે વિસ્તાર એક મઝાના યાત્રાધામ સમો બની રહ્યો હતો તે પરથી દીસી આવતું હતું. બાલારામ ઉલ્લાસરામ કંથારિયા, દોલતરામ કૃપારામ પંડ્યા, ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, મન-સુખરામ સૂર્યરામ ત્રિપાઠી, છગનલાલ હરિલાલ પંડ્યા અને અભેદ માર્ગના પ્રવાસી મણિલાલ નભુભાઇ દ્વિવેદી– આવા તેજસ્વી સાક્ષરોનું સપ્તર્ષિમંડળ જે ભૂમિમાંથી ઉદ્‌ભવ્યું હોય અને સાહિત્યાકાશમાં પોતાની પ્રભાથી ઝળહળી રહ્યું હોય ત્યાં આવું બને એમાં નવાઈ પણ શી ?

## સીમાચિહ્ન બની રહેશે

સાહિત્ય પરિષદના પ્રથમ પ્રમુખ નડિયાદના નરરત્ન સાક્ષર ગોવર્ધનરામ ત્રિપાઠી. સાહિત્ય પરિષદનું બંધારણ નડિયાદમાં ઘડાયું અને એ જ બંધારણમાં સુધારો કરવા માટેનું આન્દોલન અને ભૂમિકા નડિયાદમાં યોજાય અને પરિષદની એકતાને સવિશેષ દૃઢ કરવાની યોજના પણ નડિયાદમાં વિચારાય એ બધું કેમ જાણે સંકેતમય લાગે છે !

બુધવારે ગુજરાતી સાહિત્યના ભીષ્મપિતામહ સાક્ષર શ્રી ગોવર્ધધરામ માધવરામ ત્રિપાઠીની જન્મ-શતાબ્દીનો મહોત્સવ રંગેચંગે ઊજવાઈ ગયો. શ્રી ગોવર્ધનરામના વિદ્યમાન સમકાલીન સાક્ષર દી. બ. કૃષ્ણલાલ મો. ઝવેરી, પ્રો. વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, શ્રી કનૈયાલાલ મુનશી, શ્રી ઉમાશંકર જોશી, શ્રી યશવંત શુકલ, શ્રી કિસનસિંહ ચાવડા, શ્રી ઉપેન્દ્ર છ. પંડ્યાઃ આ સર્વ વિદ્વાન સાહિત્યકારોએ શ્રી ગોવર્ધનરામને તેમના ભવ્ય વ્યક્તિત્વનાં ભિન્ન ભિન્ન પાસાંને સ્પર્શીને જાણે હૃદયના હકકથી અર્પેલી ભવ્ય અંજલિ, રૂા. ૩૦૦૦)ને ખર્ચે તૈયાર કરાવાયેલી શ્રી ગોવર્ધનરામની બિલકુલ જીવનસદશ પ્રતિમાનું અનાવરણ, સ્મારકગ્રંથનું પ્રકાશન, શ્રી ગોવર્ધનરામનું સ્મારક રચવાની અને તેમનાં અપ્રગટ પુસ્તકો પ્રગટ કરવાની ભાવનાનું ઉચ્ચારણ, આ મહાન સર્જકની લાજવાબ કૃતિ 'સરસ્વતીચંદ્ર' પરથી રચાયેલું અને ભજવાયેલું નાટક–આ સર્વનો સામટો ખ્યાલ કરતાં શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સાક્ષરોની જયન્તીના ઇતિહાસમાં એક સીમાચિહ્ન બની રહેશે.

જો કે આટલા જ ઉત્સાહપૂર્વક આ જ પ્રમાણે ને આ જ ધોરણે નડિયાદ સિવાય ગુજરાતમાં અન્યત્ર આ મહાન સાક્ષરની જન્મશતાબ્દી ન ઉજવાઇ, ઊજવવાનું કોઇને ન સૂઝ્યું એ વસ્તુ વિષાદનો એક કણ અનેકોના મનમાં મૂકી ગઈ હોય તો તેમાં આશ્ચર્ય નથી. આ હકીકતની નોંધ શ્રી મુનશીને પણ પોતાના વ્યાખ્યાનમાં લેવી પડી, સાહિત્ય પરિષદ સંમેલનના પ્રમુખપદેથી એમને કહેવું પડ્યું : " જ્યાં સુધી સાહિત્ય અને સંસ્કારને માટે ગુજરાતીઓના હૃદયમાં પ્રેમ અને માન ન ઉદ્‌ભવે ત્યાં સુધી આપણા જીવનનાં વહેણ ઉપરછલ્લાં જ રહેવાનાં. એ પ્રેમ અને માન ગુજરાતના હૃદયમાં છે ? નર્મદ ને ગોવર્ધનરામની જયંતી ગુજરાતે ગામેગામ ઉજવી સાંભળી છે ?" શ્રી મુનશીની આ વાણીમાં ગુજરાતીઓને માત્ર ઠપકો નથી; અથવા ઠપકા ખાતર ઠપકો નથી; ગુજરાતીઓ સાહિત્યનું હજી જોઇએ તેવું ગૌરવ નથી કરતા તેનું દુઃખ છે. ગુજરાતી પ્રજાએ જરૂર આ બાબતમાં વિચારવું જોઈએ. આ સ્થિતિના અનુસંધાનમાં જ શ્રી મુનશીએ આવતે વર્ષે આવનારા ગુજરાતના ભકતકવિ નરસિંહ મહેતાના હારમાળા પ્રસંગનો પંચશતાબ્દી મહોત્સવ ગુજરાતનાં શહેરેશહેરમાં ને એકે એક ગામમાં પૂર્ણ ઉત્સાહથી ઊજવવાનો આદેશ આપ્યો હોય તો નવાઈ નહીં. ગોવર્ધન શતાબ્દી પ્રસંગે અપાયેલાં વ્યાખ્યાનો અભ્યાસીઓ માટે મૂડીરૂપ બની રહેશે એમાં શંકા નથી.

## આંતરવૈભવનો દ્રોહ ન કરો

પરિષદના સંમેલનના બે દિવસ દરમિયાન શ્રી મુનશીજી તથા શ્રી ઉમાશંકર જોશી, શ્રી મગનભાઇ દેસાઈ, શ્રી પ્રાણજીવન પાઠક, શ્રી લાલભાઈ દેસાઈ, ડૉ. ભોગીલાલ સાંડેસરા, ડૉ. ડી. જી. વ્યાસ, ડૉ. આડતિયા એમ અનેક વિદ્વાનોએ જુદા જુદા મહત્ત્વના વિષયો પર કરેલા વ્યાખ્યાનો, તથા સંમેલન પ્રસંગે આવેલા ભિન્ન ભિન્ન અનેક વિષય પરના નિબંધો સાંભળતાં ગુજરાત વિદ્યાવ્યાસંગી બનતું જાય છે એવી છાપ તો જરૂર ઉપસે છે; પણ હજી, શ્રી સ્નેહરશ્મિએ સંમેલનના અધિવેશનમાં કહ્યું હતું તેમ સાહિત્ય જીવનની પાછળ પાછળ જાય છે, જીવનને આગળ નથી દોરતું. જીવન સાહિત્યને દોરે છે. સાહિત્ય જીવનને દોરતું નથી. શ્રી. મુનશીએ પણ એવોજ કંઇક હતાશાસૂચક સૂર પોતાના પ્રવચનમાં કાઢ્યો "સાહિત્યનાં આદર્શ ને ધોરણ બંને અધોગત થતાં જાય છે." કલાકારોને ઈશ્વરે બક્ષેલા આંતરવૈભવનો દ્રોહ નહીં કરવાનું સૂચવતુ શ્રી મુનશીનું પ્રવચન એમનાં અગાઉનાં પ્રવચનોની પ્રણાલીને ઠીક જાળવી રાખતું ગણાય. વિભાગીય પ્રમુખોએ પૂર્ણ નિષ્ઠાથી અને પરિશ્રમ લઇ તૈયાર કરેલાં વ્યાખ્યાનો સંક્ષેપમાં વાંચ્યાં એ એક રીતે ઠીક થયું. જો કે ભાષણ વાંચવાને બદલે એમાંના મુખ્ય મુદ્દાઓને સ્પર્શતું વક્તવ્ય સદૃષ્ટાન્ત રજૂ કરવાની ડૉ૦ ભોગીલાલ સાંડેસરાની પદ્ધતિ આકર્ષક અને તેથી અપનાવવા જેવી ગણાય.

## શિક્ષણના માધ્યમનો પ્રશ્ન

ગુજરાતમાં ઐતિહાસિક સંશોધનની સામગ્રી અપાર હોવા છતાં એને અનુરૂપ સંતોષજનક કાર્ય હજી થઇ શક્યું નથી એ ડૉ૦ સાંડેસરાની ફરિયાદ, કલાની પાછળ શાસ્ત્રની પીઠિકા એટલી તો શિથિલ થઇ ગઈ છે કે કેવળ પ્રયોગોને જ કલા માની લેવામાં આવી છે અને શાસ્ત્ર અને કલાના થયેલા વિચ્છેદને પરિણામે કલા યાંત્રિક બની ગઈ છે એ ડૉ૦ ડી. જી વ્યાસની ફરિયાદ ધ્યાન આપવા જેવી અને દૂર કરવા જેવી ગણાય. પણ આ કરતાં ય સવિશેષ ધ્યાન ખેંચે એવી વસ્તુ તે શિક્ષણના માધ્યમની વાત હતી. શ્રી મુનશીએ પોતાના પ્રવચનમાં ઉચ્ચતર શિક્ષણમાં હિન્દીને માધ્યમ તરીકે રાખવાની હિમાયત કંઇક સંકોચપૂર્વક કરી, તેનો શ્રી મગનભાઈ પ્ર૦ દેસાઈ, શ્રી લાલભાઇ ૨૦ દેસાઇ, ડૉ૦ ભોગીલાલ સાંડેસરા અને શ્રી ઉમાશંકર જોશીએ એમ ચાર ચાર વિભાગી પ્રમુખોએ વિરોધ કર્યો! એવી જ એક બીજી ધ્યાન ખેંચે એવી વાત તે આપણા બાળસાહિત્યના સ્થગિત થઈ ગયેલા અને અવરોધાયેલા વિકાસને લગતી હતી. શ્રી ગિજુભાઇ બધેકા જેવાઓએ બાળસાહિત્યને વિશે સાચી દૃષ્ટિ બક્ષી તે પછી આજે એ સાહિત્યપ્રવાહનાં જળ મલીન બની ગયાં છે અને તે ચોખ્ખાં કરવાની ને ચોખ્ખાં રાખવાની જરૂર છે એ મતલબનો શ્રી ઉમાશંકર જોશીનો સૂર ધ્યાનમાં લેવા જેવો ગણાય વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનોની ત્રણ દિવસ સુધી હેલી વરસી, શ્રોતાજનોએ તેનો આસ્વાદ માણ્યો. પણ તે સાથે આ સંમેલનનાં કેટલાંક Sidelights (એનો પર્યાય હજી આપણે ત્યાં નથી શોધાયો) પણ યાદગાર બની રહે એવાં હતાં.

## અજબ સમયસૂચકતા

નડિયાદની પ્રજા કેટલી બધી કલાભૂખી છે અને બીજી બાજુ એકાએક અણધારી કોઈક અસાધારણ પરિસ્થિતિ ઉદ્ભવતાં તેને તત્કાળ કાબૂમાં આણવાની શ્રી મુનશીનામાં કેવી કુનેહ અને સમયસૂચકતા છે તેનો નમૂનો પૂરો પાડતી એક ઘટના ગુરુવારે રાત્રે બની ગઈ. ભારતીય વિદ્યાભવનના કલાકેન્દ્રના કલાકારો "રામશબરી"ની નૃત્યનાટિકા ભજવતા હતા. મયૂરનૃત્યનો અતિશય આકર્ષક કાર્યક્રમ પૂરો થયો અને નૃત્યપ્રયોગને એકદમ સમીપથી જોવાની અદમ્ય ઈચ્છાથી પ્રેરાયેલા લોકોનો એવો પ્રચંડ ધસારો થયો કે શ્રી મુનશી, ડૉ. મહેતાબ, શ્રી જ્યોતીન્દ્ર દવે વગેરે 'આ હમણાં છુંદાયા' એવી ક્ષણ આવી પહોંચી. શ્રી મુનશીના અંગરક્ષકો

# સાહિત્ય પરિષદ સંમેલન — એક દૃષ્ટિપાત

પૂરા પંચોતેર કલાકના નડિયાદના નિવાસ પછી ગોવર્ધનરામ જન્મશતાબ્દી અને ગુજરાતી સાહિત્ય પરિષદના એગણીસમા સંમેલનની ફલશ્રુતિ વિષે નિરૂપણ કરવા કલમ હાથ ધરૂં છું ત્યારે ચિત્તતંત્રમાં કોઇ નક્કર સિદ્ધિના સંસ્કાર ઉપસેલા નથી–હા, કેટલીક આશાસ્પદ હકીકત ત્યાં અંકાયેલી દેખાય છે ખરી.

પહેલો લઇએ ગોવર્ધનરામ જન્મશતાબ્દીનો પ્રસંગ. સ્વાભાવિક રીતે જ, નડિયાદને મન એ પ્રસંગનુ જ મુખ્ય મહત્વ હતું. પરિષદ એમને મન ગૌણ હતી. શ્રી. બાબુભાઇ જશભાઇ પટેલે આવા અર્થનું વિધાન પણ એમના એક પ્રવચન દરમ્યાન કર્યું હતું. નડિયાદની પ્રજામાં પ્રસંગને અનુરૂપ જે ઉમળકો હતો તેની પ્રતીતિ તો ડગલે ને પગલે થતી હતી. પણ સાહિત્યકારોના પક્ષે આવુ વિધાન થઇ શકે એવો કોઇ પુરાવો ન હતો.

'સરસ્વતીચંદ્ર'નો નાટ્ય–પ્રયોગ હતો એ સારૂ ને સુયોગ્ય હતું. માત્ર નડિયાદના જ નટો હતા અને બીજી પણ કેટલીક મર્યાદાઓ હતી એ હકીકત લક્ષમાં લઇએ, તો પ્રયોગો નિષ્ફળ ન કહી શકાય. કુસુમનું પાત્ર કરનાર બહેને તેમજ મૂર્ખદત્તની ભૂમિકા ભજવનાર ભાઇએ ગોવર્ધનરામની ભાવના યથાર્થ રૂપે ઝીલી હતી.

ગોવર્ધનરામ જન્મશતાબ્દીની ફલશ્રુતિમાં સૌથી વધુ રચનાત્મક પ્રદાન તો કદાચ મુનશીએ કર્યું છે. ગોવર્ધનરામ સ્મારક વિષેની તેમજ તેમનાં અપ્રગટ–અપ્રાપ્ય પુસ્તકો પ્રસિદ્ધ કરવા વિષેની પરિષદના ઉપસંહાર પ્રવચનમા તેમણે આપેલી બાંહેધરી જો ન અપાઈ હોત તો તો આ જન્મશતાબ્દી મહોત્સવ માત્ર જલસો જ બની જાત અને ગુજરાતની તેના સંસ્કારસેવકો તરફની ઉદાસીનતાનું એક તેજવિહીન દૃષ્ટાંત બની જાત.

નડિયાદના સ્વાગતમાં તો કંઈ કચાશ ન હતી ચરોતરની ઉષ્માભરી પરોણાગતની શોભા તેણે વધારી છે. સાચે જ મહોત્સવ ઉજવવાની ભાવના તેમનામાં હતી. વિપુલતા અને વિવેકથી ભરીભરી તેમની વ્યવસ્થા હતી. નડિયાદ તો ઠીક, પણ આસપાસના પ્રદેશના કિશોરો અને જુવાનો ત્યાં ઉતરી પડ્યા હતા અને ગુજરાતના લેખકો તરફ સન્માનભાવ પ્રગટ કરતા હતા. હસ્તાક્ષરો આપીને હાથ થાકી જાય એટલી બધીતેમની ભાવભરી પડાપડી હતી. ગુજરાતી સંસ્કારના ઉજ્જવળ ભાવિમાં શ્રદ્ધા પ્રગટાવતી આ બધી હકીકત હતી.

—ધનવંત ઓઝા

('જનમત્તા' માંથી)



## : કેટલાંક સંસ્મરણો :

### કુરચે કુરચા

ગુજરાતી સાહિત્ય પરિષદનુ ૧૯મું સંમેલન ભરાતાં અગાઉ નડિયાદમાં ઉત્સાહનું વાતાવરણ જામ્યું હતું. અનેક લેખકો, વિદ્વાનો ને સાહિત્યપ્રેમીઓ નડિયાદને આંગણે ઊતરી પડશે; એમને જોવા, મળવા, સાંભળવાનો લહાવો મળશે: એ આનંદમાં સંમેલનની ટિકિટો ખરીદવા અંગેની પૂછપૂરછ કરતા ફોન ઉપર ફોન અમારી ઓફિસે આવતા હતા.

એવામાં છાપામાં સંખ્યાબધ લેખકોની સહીથી પરિષદના બંધારણ સામે વિરોધ નોંધાવતું નિવેદન બહાર પડ્યું અને નડિયાદમાં ભારે જંગ જામશે એવી વાતો વહેતી થઈ. આનંદ અને ઉત્સાહના વાતાવરણમા ભંગાણ પડ્યું. નડિયાદનું નાક જશે કે શું? આટલા ઉત્સાહથી ગોઠવેલા કાર્યક્રમની મહેનત કરી કરાવી

ધૂળમાં મળશે કે શું ? એ ભય હવામાં ફેલાઈ રહ્યો હતો ત્યાં મુનશીજી નડિયાદને સ્ટેશને ઊતર્યા ને એમણે વાત જાણી જણાવ્યું કે ભાઇ, મારી કન્યા કાણી, કુબડી જેવી છે તેવીને મારે હું તો મુરતિયો શોધું છું. મારે તો પહેરામણી સાથે કન્યાને આપી દેવી છે.

અને આખરે એમની એ જાતની તૈયારી હતી એટલે એનું પરિણામ પણ સારું આવ્યું. પરિષદના બંધારણમાં ફેરફાર કરી નવી પ્રવૃત્તિઓનો કાર્યક્રમ યોજવાનું વિચારાયું અને એમ સાહિત્ય પરિષદના ફૂરચે ફુરચા ઊડી જશે એવી જે વાતો હવામાં ફેલાયેલી એ વાતોના જ ફુરચે ફુરચા ઊડી ગયા.

## બીજમાંથી વૃક્ષ

શ્રી સોમાભાઇ પટેલ ગોવર્ધન શતાબ્દી મહોત્સવ પ્રસંગે આવેલા સંદેશાનું વાચન કરવા માઇક પર આવ્યા. બે ચાર ટીખળી જુવાનોમાં ચર્ચા ચાલી: 'આ મહાનુભાવ કોણ છે? ...લેખક છે? ...કયા ઉપનામથી લખે છે? ...કે પછી ખાદી પહેરે છે એટલે મંચ પર ઘૂસવાની તક મળી છે? ...અને ત્યાં એક જાણકાર ભાઇથી ન રહેવાયું. બોલ્યા: 'એ જે હોય તે ખરા, પણ તમને બધાને અહીં એકઠા કરનાર એ છે ગોવર્ધન શતાબ્દી પ્રસંગે સાહિત્ય પરિષદ પણ અહીં યોજાય એ વિચાર સૌથી પહેલો એમના મનમાં સ્ફૂરેલો અને એ વિચાર બીજમાંથી આ મોટું વૃક્ષ...' —પેલા ભાઇઓ તો ચુપ જ થઇ ગયા.

## મજનુનો વેલો

'સરસ્વતીચન્દ્ર' નાટક ભજવાઈ રહ્યું હતું. શ્રી પાત્રોનાં ગીત-સંવાદો સાંભળીને કેટલાક જુવાનિયાઓ 'હાય 'હાય... ઘાયલ ઘાયલ... માર ડાલા...' એમ વારંવાર બોલ્યે જતા હતા. એક કાઠિયાવાડી જેવા લાગતા ગૃહસ્થ આ શરમજનક શબ્દો સાંભળી શરમાઈ રહ્યા હોય એમ એમના મોં પરથી દેખાઈ આવતું હતું. છેવટે એમનાથી ન રહેવાયું એટલે બિચારા એ જગા ખાલી કરી બીજે બેસવા જવા ઉભા થયા.

'કેમ કાકા, અહીં ના ગોઠયું કે શું?' એક ભાઇએ એમને પૂછ્યું.

'ના ભાઇ ના, આ મજનુ ને ફરહાદના વંશજોમાં આપણું કામ નહિ.' કાકા બોલ્યા અને જતે જતે ઉમેર્યું: 'બાળો મજનુનો વેલો બહુ વધી ગયો!'

## પૈસા છૂટી પડયા

પુરાતત્વ અને સંશોધન, નાટયકલા અને સંગીત, તથા વિજ્ઞાન એ ત્રણ વિષયના વિભાગીય પ્રમુખોના ભાષણો તા. ૨૮મીને બદલે તા. ૨૯મીએ સવારે યોજવાં પડેલાં. આવા શુષ્ક વિષયોમાં શું રસ આવવાનો છે?—એમ માની બે ચાર ભાઇઓ એ બધો કાર્યક્રમ પતી ગયાં પછી મોડા આવ્યા. આવીને એક ગૃહસ્થને પૂછ્યું: 'બધાં માથું ખાઈ જાય એવાં ભાષણો તો થઇ ગયાં ને?'

'શી વાત કરો છો? અરે, આ ત્રણેય વિષયનાં ભાષણોમાં ખૂબ મઝા પડી. એમાંય નાટયકળા અને સંગીતવાળા શ્રી ડી. જી. વ્યાસે તો રંગ રાખ્યો. એવી મઝા આણી હતી એમણે તો...'

'ત્યારે તો...' પેલા જુવાનોમાંનો એક બોલવા જતો હતો ત્યાં પેલા ગૃહસ્થ બોલી ઊઠયા: 'હા' તમારા પૈસા છૂટી પડ્યા. ટિકિટ લીધી પણ ખરું સાંભળવાનું તો તમે ગુમાવ્યું જ' જુવાનોનાં મોં ફિક્કાં પડી ગયાં.

—છોટુભાઈ પટેલ
('લોકમત' માંથી)



## : રંગ છાંટણાં :

★મુનશીજી સારું વ્યાખ્યાન આપે છે તેઓ સાભળવાલાયક માણસ છે છતાં કટાક્ષને એમ લાગે છે સાંભળવાના લાયક માણસ છે જો કે તેઓ ઘણું સાંભળી શકે એવા છે, ને સાંભળીને ભૂલી શકે એવા છે

★આદિત્ય પરિષદની પરિસ્થિતિ ખાટી કેરી જેવી હતી તે હવે પાકીને મધુર થઈ છે જેનો વિપાક મધુર હોય તે ચીજ પૌષ્ટિક ગણાય છે એટલે કેરી ભલે ખાટી હતી, પણ હવે પાકીને મધુર થઈ છે એટલે તે પૌષ્ટિક નીવડશે

★પરિષદમાં ભંગાણ પડવાનું હતું પણ ના પડ્યું એટલે કટાક્ષને દુઃખ થયું એમને એમ થયું કે થોડો જંગ જામત તો જોવાની મઝા આવત. પણ એ મઝા મારી ગઈ

★નાટક ભજવાતું હતું ત્યારે તોફાન થયું એ તોફાનનું પૂર જોઈને મને થયું 'આપણી પ્રજામાં નવચેતન આવ્યું' પણ જ્યાં એ પૂર મારી નજીક આવી પહોંચ્યું એટલે હું ગભરાયો.

★અમારી ચોપડીઓ તો કોણ જાણે, પણ અમારા ઓટોગ્રાફ નડિયાદમાં ઘેર ઘેર પહોંચી ગયા છે

★મુનશીજી કહે છે કે મારે પહેરામણી સાથે કન્યા આપવાની છે હું તો મુરતિયો શોધું છું એ જોતાં લાગે છે કે મુનશીજી બહુ જૂના વિચારના છે મારે પણ દીકરી છે એને માટે મુરતિયો શોધવાની વાત હું કરું તો તો તે ખિજાઈ જ જાય કહે કે મારે માટે મુરતિયો શોધનાર તમે કોણ? પહેલાં એવું હતું કે દીકરી ને ગાય દોરે ત્યાં જાય આજે એવું નથી રહ્યું આજે તો દીકરી ને ગાય ફાવે ત્યાં જાય, ને જે સામે થાય તે શીંગડાં ખાય

★અહીં આવ્યા પછી મેં સાંભળ્યું કે કટાક્ષ લેખકોએ આ પરિષદ સામે ઠીક ઠીક બખાળા કાઢ્યા છે એક લેખકે તો આને હજામ પરિષદ પણ કહી છે પણ હું એ લેખકને શોધું છું એ કેમ નથી આવ્યા? એમનું તો આ પરિષદમાં સ્થાન હતું જ — જ્યોતીન્દ્ર દવે ('લોકમત'માંથી)

## : ગુજરાતી સાહિત્ય પરિષદનાં સંમેલનો :

| ક્રમ | પ્રમુખ | સ્થાન | સાલ |
|---|---|---|---|
| ૧ | શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી | અમદાવાદ | ૧૯૦૫ |
| ૨ | શ્રી કેશવલાલ હર્ષદરાય ધ્રુવ | મુંબઈ | ૧૯૦૭ |
| ૩ | શ્રી અંબાલાલ સાકરલાલ દેસાઈ | રાજકોટ | ૧૯૦૯ |
| ૪ | શ્રી રણછોડભાઈ ઉદયરામ | વડોદરા | ૧૯૧૨ |
| ૫ | શ્રી નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયા | સુરત | ૧૯૧૫ |
| | શ્રી હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા | અમદાવાદ | ૧૯[illegible] |
| ૭ | શ્રી કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી | ભાવનગર | ૧૯૨૪ |
| ૮ | શ્રી રમણભાઈ મ. નીલકંઠ | મુંબઈ | ૧૯૨ |
| ૯ | શ્રી આનંદશંકર બાપુભાઈ ધ્રુવ | નડિયાદ | ૧૯૨૮ |
| ૧૦ | શ્રી ભુલાભાઈ જીવણજી દેસાઈ | નડિયાદ | ૧૯૩૧ |
| ૧૧ | શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | વાડી | ૧૯૩૩ |
| ૧૨ | મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી | અમદાવાદ | ૧૯૩૬ |
| ૧૩ | શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી | કરાંચી | ૧૯૩૭ |
| ૧૪ | શ્રી અરદેશર ફરામજી ખબરદાર | અંધેરી | ૧૯૪૧ |
| ૧૫ | લેડી વિદ્યાગૌરી રમણભાઈ નીલકંઠ | વડોદરા | ૧૯૪[illegible] |
| ૧૬ | શ્રી રામનારાયણ વિશ્વનાથ પાઠક | રાજકોટ | ૧૯૪ |
| ૧૭ | શ્રી કનૈયાલાલ મુનશી | જૂનાગઢ | ૧૯૪૯ |
| ૧૮ | શ્રી હરસિદ્ધભાઈ દિવેટીઆ | નવસારી | ૧૯૫[illegible] |
| ૧૯ | શ્રી કનૈયાલાલ મુનશી | નડિયાદ | ૧૯૫૫ |

## શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ અને ગૂજરાતી સાહિત્ય પરિષદ નિમિત્તે
## રૂ. ૨૫/- અને તેથી ઉપરની રકમ આપનાર દાતાઓની યાદી :-

| દાતાનું નામ | રકમ રૂ. |
|---|---|
| મુંબઈ રાજ્ય – સરકાર | ૫૦૦ |
| સૌરાષ્ટ્ર રાજ્ય – સરકાર | ૫૦૦ |
| ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ | ૫૦૦ |
| મ. સ. યુનિવર્સિટી, વડોદરા. | ૨૫૦ |
| મુંબાઈ યુનિવર્સિટી, મુંબાઇ | ૨૫૦ |
| શ્રી મનોહરભાઇ બાબરભાઇ પટેલ, નડિયાદ | ૧૦૦૦ |
| શ્રી ન્યુ શોરોક મિલ્સ, નડિયાદ | ૧૦૦૦ |
| ધી નડિયાદ બરો મ્યુનિ નડિયાદ | ૧૦૦૦ |
| માનનીય શ્રી હરેકૃષ્ણ મહેતાબ, રાજ્યપાલ, મુંબાઇ પ્રદેશ, મુંબાઇ | ૫૦ |
| શ્રી ગૌરીશંકરભાઇ જોષી, નડિયાદ | ૫૦૧ |
| શ્રી છોટાભાઈ મોતીભાઇ પટેલ, સાગર | ૫૦૧ |
| શ્રી મગનભાઇ કીશાભાઈ પટેલ, ઓડ | ૫૦૧ |
| શ્રી રણછોડભાઇ ખુશાલભાઈ પટેલ, નડિયાદ | ૫૦૧ |
| આફ્રિકામાંના હિંદી સદ્‌ગૃહસ્થો તરફથી હસ્તે : શ્રી રમણલાલ યાજ્ઞિક | ૭૫૦ |
| શ્રી કાન્તિલાલ છ પંડ્યા, ખાર | ૨૫૧ |
| શ્રી સન્મુખલાલ ઝવેરીલાલ પંડ્યા, સાન્તાક્રુઝ | ૨૫૧ |
| શ્રી વલ્લભભાઇ બેચરભાઇ પટેલની કંપની, સાગર | ૨૫૧ |
| શ્રી ચંદુલાલ ટી. પરીખ (નડિયાદ) મુંબાઇ | ૨૫૧ |
| શ્રી ત્રિભોવનદાસ ભીખાભાઈ શાહ, મુંબાઈ | ૨૦૧ |
| શ્રી બુધાભાઇ ફુલાભાઈ પટેલ, ઓડ | ૨૦૧ |
| શ્રી અક્ષરશંકર હરિશંકર યાજ્ઞિક, નડિયાદ | ૧૫૧ |
| શ્રી નરેન્દ્રશંકર ચં. પંડ્યા અને અમરેન્દ્રશંકર ચં. પંડ્યા, નડિયાદ | ૧૫૧ |
| શ્રી સુમનભાઈ મણિભાઈ ત્રિવેદી, ખાર | ૧૫૧ |
| શ્રી પુરુષોત્તમભાઈ જોરાભાઇની કું, સાગર | ૧૫૧ |
| શ્રી તુલસીભાઈ ગોરધનભાઈ પટેલ, સાગર | ૧૧૫ |
| શ્રી ભાનુશંકર હરિશંકર યાજ્ઞિક, નડિયાદ | ૧૨૫ |
| શ્રી પરમસુખલાલ ઝવેરીલાલ પંડ્યા, સાન્તાક્રુઝ | ૧૦૧ |
| શ્રી બાબુભાઇ જસભાઈ પટેલ, નડિયાદ | ૧૦૧ |
| શ્રી ડી ગોકળદાસની કું, નડિયાદ | ૧૦૧ |
| શ્રી ડૉ. રતિલાલ પુરુષોત્તમદાસ પટેલ, નડિયાદ | ૧૦૧ |
| શ્રી બેચરદાસ મગનલાલ શાહ, નડિયાદ | ૧૦૧ |
| શ્રી ભીખાભાઇ ચતુરભાઇ પટેલ, મુંબાઈ | ૧૦૧ |
| શ્રી ત્રિભોવનદાસ મોતીલાલ શાહ, કુંજરાવ | ૧૦૧ |
| શ્રી સોમાભાઈ બાબરભાઈ પટેલ, કુંજરાવ | ૧૦૧ |
| શ્રી બેચરભાઈ સોમાભાઈ પટેલ, ચિખોદ્રા | ૧૦૧ |
| શ્રી ડી ચંદુલાલની કંપની, નડિયાદ | ૧૦૧ |
| શ્રી ચીમનલાલ છોટાલાલ દેસાઈ, મુંબાઈ | ૧૦૧ |
| શ્રી રમણલાલ યાજ્ઞિક તથા ઇન્દુલાલ યાજ્ઞિક, નડિયાદ | ૧૦૧ |
| શ્રી ડૉ. ઇશ્વરભાઈ ડાહ્યાભાઇ પટેલ, નડિયાદ | ૧૦૦ |
| શ્રી અજિતભાઈ પ્રાણલાલ જાની, મુંબાઈ | ૧૦૦ |
| શ્રી ચતુરભાઈ ભાઇલાલભાઇ પટેલ, મોગરી | ૧૦૦ |
| શ્રી રતિલાલ સુનીલાલ યાજ્ઞિક, મણીનગર | ૧૦૦ |
| શ્રી શંકરભાઇ બાવાજીભાઈ પટેલ, મોગરી | ૧૦૦ |
| શ્રી જશભાઇ મકનદાસ પટેલ, નડિયાદ | ૧૦૦ |
| શ્રી સરદાર વલ્લભભાઈ પટેલ હાઇસ્કૂલ, કરમસદ | ૮૬-૧-૦ |
| શ્રી અનિલભાઈ રમણલાલ યાજ્ઞિક, મુંબાઈ | ૫૧ |
| શ્રી રણજિતલાલ દલાલ, નડિયાદ | ૫૧ |
| શ્રી મણિલાલ છગનલાલ વોરા, નડિયાદ | ૫૧ |

## શ્રી ગોવર્ધન શતાબ્દી મહોત્સવ સમિતિ

અને

## ગુજરાતી સાહિત્ય પરિષદ (૧૯મું સંમેલન) નડિઆદ

## સંયુક્ત હિસાબ

### જમે

| | |
|---|---|
| ૧૯૧૩–૦–૦ | શ્રી સ્થાનિક કારોબારી સભાની સભ્ય ફી ખાતે |
| ૪૪૬૦–૦–૦ | શ્રી સત્કાર મંડળની સભ્ય ફી ખાતે |
| ૩૦૧–૮–૦ | શ્રી પ્રેક્ષક વર્ગ ફી ખાતે |
| ૨૧૫૧–૦–૦ | શ્રી અતિથિ, પ્રેક્ષક, પ્રતિનિધિ ફી ખાતે |
| ૩૪૮–૦–૦ | શ્રી સત્કારમંડળ, સ્થાનિક કારોબારી સભા, અતિથિ, પ્રેક્ષક, પ્રતિનિધિ-સંયુક્ત ફી ખાતે |
| ૧૭૪–૦–૦ | શ્રી સત્કાર મંડળ સભા અને મનોરંજન પ્રવેશ પત્રિકા ફી ખાતે |
| ૧૦૨૬૦–૧–૦ | શ્રી ગોવર્ધન શતાબ્દી સ્મારક ફાળા ખાતે |
| ૧૬૫૫–૦–૦ | શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ ખાતે |
| ૬૫–૩–૬ | શ્રી જાહેરખબર ખાતે |
| ૫૨૫–૦–૦ | શ્રી પુસ્તક વેચાણ ખાતે |
| ૧૦૦૦–૦–૦ | શ્રી વિશિષ્ટ ફાળા ખાતે |
| ૭૫૦–૦–૦ | શ્રી આફ્રિકાના ફાળા ખાતે |
| ૭૨-૧૨-૦ | શ્રી વ્યાજ ખાતે |
| ૨૩૪૭૫–૮–૬ | |

### ઉધાર

| | |
|---|---|
| ૫૪૨૫–૮–૯ | શ્રી છપામણી ખર્ચ ખાતે |
| ૨૮૦૪–૪–૦ | શ્રી મનોરંજન–સ્ટેજ ખાતે |
| ૫૨૬–૦–૦ | શ્રી વિજળી ખાતે |
| ૩૬૦૦–૦–૦ | શ્રી પ્રતિમા ખાતે |
| ૧૫૬૨–૦–૦ | શ્રી મંડપ ખર્ચ ખાતે |
| ૭૧૪-૧૩-૬ | શ્રી પ્રદર્શન ખર્ચ ખાતે |
| ૧૩૦–૦–૦ | શ્રી ઈનામ વિતરણ ખાતે |
| ૮૩૪-૧૩-૯ | શ્રી સરભરા ખાતે |
| ૬૩-૧૪-૦ | શ્રી સ્ટેશનરી ખર્ચ ખાતે |
| ૨૫૫–૬–૦ | શ્રી તાર–ટપાલ ખર્ચ ખાતે |
| ૨૪૦–૦–૦ | શ્રી ઓફીસ ખર્ચ ખાતે |
| ૧૮૯૦–૩–૩ | શ્રી પરચુરણ ખર્ચ ખાતે |
| ૧૫૬૧-૧૨-૦ | શ્રી રિપોર્ટ છપામણી ખાતે |
| ૧૯૬૦૮–૧૧–૩ | |
| ૩૮૬૬-૧૩-૩ | શ્રી પુરાંત બાકી |
| ૩૫૯૫–૪–૦ | ધી ખેડા જીલ્લા મધ્યસ્થ સહકારી બેંક લિ.માં જમા |
| ૨૭૧–૯–૩ | હાથ ઉપર સિલક |
| ૩૮૬૬–૧૩–૩ | |
| ૨૩૪૭૫–૮–૬ | |

(સહિ) સોમાભાઈ વલ્લભભાઈ પટેલ,
મંત્રીઓ વતી

(સહિ) સી. એસ. પટેલ
ઓનररી ઓડિટર,
ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ
તા. ૨૬–૯–'૫૭